

# પ્રજ્ઞાવબોધ મોક્ષમાળા


કર્ત્તા—

ડૉ ભગવાનદાસ મનસુખભાઈ મહેતા

એમ. બી બી એસ.


"જેણે આત્મા જાણ્યો, તેણે સર્વ જાણ્યું"—શ્રીઆચારાંગ

"કામ એક આત્માર્થનું, બીજો નહિ મનરોગ"—શ્રીઆત્મસિદ્ધિ

હું કોણ છું? ક્યાંથી થયો? શું સ્વરૂપ છે મ્હારૂં ખરૂં?
કોના સંબંધી વળગણા છે? રાખું કે એ પરિહરૂં?
એના વિચાર વિવેકપૂર્વક શાંત ભાવે જો કર્યાં,
તો સર્વ આત્મિક જ્ઞાનના સિદ્ધાંત તત્ત્વ અનુભવ્યાં —શ્રીમોક્ષમાળા

મોક્ષ કહ્યો નિજ શુદ્ધતા, તે પામે તે પંથ,
સમજાવ્યો સંક્ષેપમાં, સકળ માર્ગ નિર્ગ્રંથ —શ્રીઆત્મસિદ્ધિ.



# समर्पण .

થે પ્રભુ મુખ ચંદ " સખી ! દેખણ દે '—એ રાગ

ધર્મમૂર્તિ મત જ્ઞાનાવતારે રે,
ર્ચિત સકલના રુચિ અનુસારે રે,
ભગવાને ગુરુકૃપા આધારે રે
ગૂથ્યો છે એહ આજ્ઞાનુસારે રે જો ધર્મમૂર્તિ૦

ઓ જે મુક્તી તણી જ જયતિ રે,
ર્તિ કૌમુદી વિસ્તારતી જયવતી રે,
ત્મકળા સોળે કળા વિકસતી રે,
ત સુધાગમ ધારને વરપતી રે જો ધર્મમૂર્તિ૦

ાર્થ અમૃતપાન જોો ઓઢ્યું રે,
ધર્મનું સત્ તત્ત્વ જોો શોધ્યું રે,
રાજચંદ્ર કરાબ્જમાં ઉલ્લાસે રે,
સમર્પ્યો એહ ભગવાન દાસે રે ધર્મમૂર્તિ૦

ાગી પૂર્ણિમા સં ૨૦૦૮

ભગવાનદાસ

# ભારતનો જ્યોતિર્ધર

★

અનુષ્ટુપ

રાજચંદ્ર ઉગ્યો દિવ્ય, ભારત ગગનાંગણે,
જ્યોતિ વિસ્તારતો સૌમ્ય, અખિલ વિશ્વમંડલે
ધન્ય તે દેશ સૌરાષ્ટ્ર, ધન્ય ભારતભૂમિ આ,
રાજ કલ્પતરુ જન્મે ધન્ય ગ્રામ વવાણિયા
ધન્ય તે શમ્હજિત્ તાત, ધન્ય તે માત દેવકી,
ચોવીશ ઓગણીસેની, પૂર્ણિમા ધન્ય કાર્તિકી

ઉપજાતિ

મા વાણીંઓ ગ્રામ વવાણિયાનો,
અપૂર્વ સત્ રત્નવણિક્ સુજાણો,
વ્યાપાર રત્નત્રયીનો અનન્ય,
કરી લહ્યો આતમલાભ ધન્ય
રાષ્ટ્રપિતા ભારત ભાગ્યધાતા,
ગાંધી મહાત્મા જગ જેહ ખ્યાતા,
તેનાય જે પ્રેરણમૂર્તિ વંદ્ય,
તે રાજચંદ્ર સ્તવું વિશ્વવંદ્ય

વસંતતિલકા

સાક્ષાત્ સરસ્વતી શું આ નરરૂપધારી ?
વાચસ્પતિ અવનિમાં શું ગયા પધારી ?
એવા વિતર્ક જનના મનમાં લસંતા,
શ્રી રાજચંદ્ર વચનામૃતને સુણંતા

### માલિની

અપ્રતિમ પ્રતિભાથી પૂર્ણ શ્રી રાજચંદ્રે,
અમૃતમય પ્રસારી જ્ઞાન જ્યોત્સ્ના સુછંદે,
નહિ સુજન ચકોરો કોઈ આનંદ પામે,
સુજન કુમુદ કેના પૂર્ણ ઉદ્બોધ જામે ૭

### મન્દાક્રાન્તા

બાલ્યાવસ્થા મહિ ગણ્યું કો બાર્યાં સવગ વેગે,
જેને જાતિ-સ્મરણ ઉપજ્યું પૂર્વ જન્મો જ એ એ
એવી એવી સ્મૃતિ બહુ થઈ કર્મના બંધ તૂટ્યા,
તૂટ્યા જ્ઞાનાવરણ પડદા જ્ઞાન અંકુર ફૂટ્યા ૮
જાગ્યો આત્મા વિભુ પરિણમે તત્ત્વસંસ્કારવારી,
તત્ત્વોદ્બોધે લઘુ વય છતાં વૃદ્ધ જ્ઞાનાવતારી
ને ભાવતો જિન સ્વરૂપને ભાવિતાત્મા મહાત્મા,
આરોહ્યો આ સ્વરૂપ પદની શ્રેણિએ દિવ્ય આત્મા ૯

### માલિની

શતમુખ પ્રતિભાના એ જ પુંજે લસતા,
કવિ શતઅવધાની ભાવનાબોધવંતા,
દરશન સુપ્રભાવી ગૂંથી જેણે રસાળા,
દિન ત્રણ મહિ વર્ષે સોળમે મોક્ષમાળા ૧૦
ષડ્ દરશન કેરો સાર જેમાં સમાયો,
નવનીત શ્રુતઅબ્ધિ મથી જેમાં જમાવ્યો,
અનુભવરસગંગા પ્રાપ્ત જે સુપ્રસિદ્ધિ,
અમૃત અવનિનું તે રાજની આત્મસિદ્ધિ ૧૧

પથ પર પદ શોધ્યો વીતરાગાનુસારી,
શ્રવણ મૂક જણાવ્યો જિનનો માર્ગ ભારી,
ધન દિન લક્ષ્યાયો ધર્મ નાચો ઉધાર્યો,
સુઅવસર અપૂર્વ દિવ્ય દૃષ્ટા સુગાયો ૧૨

વિવર ર જ્યોતિર્ધારી શ્રીમદ્ અનેરા,
પ મ મગ્મ ભાખ્યો લોક પુરુ ર કેરા,
જિન પ૦ ન જોગી ઇચ્છના તેહ ગાયો,
જિન પ્રવચન સિન્ધુ બિન્દુમાહી સમાવ્યો ૧૩

નાટક

તપ તજથી રાજ રવિ જગમા,
સમતા વશ સૌમ્ય જ સોમ સમા,
શુભ મગનમૂર્તિ ગુરુ બુધમા,
પરબ્રહ્મ મદન (મદન) શુક સમા ૧૪

અનુષ્ટુપ

શ્રીમદ્ ગાનશ્રીમપ ર, ન ર જે બુધવૃન્દને
ભગવાન દાસ ન વદે, યોગીન્દ્ર રાજચંદ્રને ૧૫

વશસ્થ

સ્વય પમાશી સ્વરૂપે પ્રકાશતા,
સ્વય સદા જે જયવત વર્ત્તતા,
તે સતના સત મહત્ મહતના,
શ્રી રાજન હો અનનદ વદના ૧૬

સન ૧૯૧ પચમી ૨૦૦૭

# સર્વમાન્ય ધર્મ

म्मो मङ्गलमुक्किट्ठं अहिंसा संजमो तवो ।
वा वि तं नमंसंति जस्स धम्मे सया मणो ॥ श्री दशवैकालिक

चारित्तं खलु धम्मो, धम्मो जो सो समोत्ति णिद्दिट्ठो ।
मोहक्खोहविहीणो परिणामो अप्पणो हु समो ॥ श्री कुंदकुंदाचार्यजी

जहाति यदा कामान् सर्वान् पार्थ मनोगतान् ।
आत्मन्येवात्मना तुष्टः, स्थितप्रज्ञस्तदोच्यते ॥ गीता

क पथ तु मार्गोऽपि तथा शमपरायण ।
यस्यामेदभेदेऽपि जलधौ तीरमागयत् ॥ श्री हरिभद्राचार्यजी

नित्यमतर्मुखस्तिष्ठ, वीतरागो निरामय ।
चि मात्रममलं शान्तस्य मर्जन भावयन् ॥ श्री योगवासिष्ठ



આતમ અનુભવ મંઠ, ન અવમય વિશ્રામરે,
વડી છાયડી જ્યા પડે, તે પરમસમયનિવાસ રે —શ્રીઆનંદઘનજી
જાણો તે સઘળે એક, સકળ દર્શન એ જ વિવેક,
મજાવ્યાની શૈલી કરી, સ્યાદ્વાદ સમજણ પણ ખરી
ન્ન ભિન્ન મત દેખીએ, ભેદ દૃષ્ટિનો એહ
જ તત્ત્વના મૂળમા, વ્યાપ્યા માનો તેહ
તત્ત્વરૂપ વૃક્ષનુ, આત્મધર્મ છે મૂળ
ભાવની સિદ્ધિ કરે, એ જ ધર્મ અનુકૂળ —શ્રીમદ્ રાજચંદ્રજી
મ નિર્મળતા રે રત્ન સ્ફટિક તણી, તેમજ જીવ સ્વભાવ
જિન વીરે રે ધર્મ પ્રકાશીઓ, પ્રબળ કષાય અભાવ
શ્રી યશોવિજયજી

ॐ

# પ્રસ્તાવના

"તે ત્રિશલાતનયે મન ચિંતવી જ્ઞાન વિવેક વિચાર વધારું,
નિત્ય વિશોધ કરી નવ તત્ત્વનો ઉત્તમ બોધ અનેક ઉચ્ચારું,
સંશય બીજ ઊગે નહિ અંદર જે જિનના કથનો અવધારું,
રાજ્ય સદા મુજ એ જ મનોરથ ધાર, થશે અપવર્ગ, ઉતારું
**શ્રી મોક્ષમાળા**

મોક્ષમાળાની આ લઘુ ભગિનીનો જન્મ ઘણા લાંબા ગાળે થાય છે. વર્તમાન યુગના મતશિરોમણિ **શ્રીમદ્ રાજચંદ્રે** સં. ૧૯૪૧માં **બાલાવબોધ મોક્ષમાળાની** રચના કરી, અને આ **પ્રજ્ઞાવબોધ મોક્ષમાળાની** રચના આ લેખકે સં. ૨૦૦૭માં કરી. આમ આ બન્ને મોક્ષમાળાના અંતરાલમાં છાસઠ વર્ષ જેટલો દીર્ઘ સમય વ્યતીત થયો છે. મોક્ષમાળાના ચાર ભાગ લખવાની શ્રીમદ્‌ની યોજના હતી. તેમાં બાલાવબોધ મોક્ષમાળા અને તેના ઉપહારરૂપ ભાવનાબોધ મોક્ષમાળા એ બન્નેની રચના તેઓશ્રીએ સં. ૧૯૪૧-૪૨માં કરી, ત્રીજા વિવેચનરૂપ ભાગની સ્પષ્ટ યોજના તેમણે નિર્દેશી નથી, પરંતુ ચોથા ભાગરૂપ પ્રજ્ઞાવબોધ મોક્ષમાળાના પાઠોની નામાવલીની સંકલના (વિષયાનુક્રમણિકા-Index) તેઓશ્રીએ સં. ૧૯૫૬માં પ્રકાશી (શ્રીમદ્ રાજચંદ્ર, પત્રાંક ૮૯૫-૨) પણ તે પછી તરતમાં-સં. ૧૯૫૭માં તો તેઓશ્રીનો દેહોત્સર્ગ થયો.

એટલે આ પ્રજ્ઞાવબોધ મોક્ષમાળા તેઓશ્રીના વ૦ દ સ્વહસ્તે
લખાવાનુ બન્યુ નહિ તથાપિ તેજ અરસામા આર્ષ દ્રષ્ટા શ્રીમદે
આ સબધમા આ લેખકના પૂ સદ્‌ પિતાશ્રી સાથેના સત્સ
પ્રસગમા માર્મિક ભવિષ્યવાણી ઉચ્ચારી હતી કે 'એ
પ્રજ્ઞાવબોધ ભાગ ભિન્ન છે તે કોઈ કરશે' (શ્રીમદ્ રાજચ
પત્રાક ૮૦૫) આજે અર્ધશતાબ્દિ જેટલો સમય વ્યતીત થયે
વાણી અત્રે ફલવતી બનવાની સભાવના ઉપસ્થિત થઈ છે,
In the foot-steps of the Great Master તે મહાગુ
પગલે—શ્રીમદે સૂચવેલ પાઠોના નામોની સકલના અનુસાર
આ પ્રજ્ઞાવબોધ મોક્ષમાળા ગ્રથનુ ગ્રથન કરી
લેખકે તેમની ભાવનાને મૂર્તિમાન્ કરવાનો અને તે
ગેરણાબીજને ફળપરિણામી કરવાનો યથાશક્તિ પ્રયત્ન કર્યો

આ ગ્રથ લખવા સબધી સહજ સ્વયભૂ સ
તો આ લેખકના હૃદયમા થોડા વર્ષ પૂર્વે ઉત્પન્ન થયો
પણ તે વખતે ત્રણ ચાર બે-ત્રણ પાઠ લખી તે સકલ્પ
ગૌણ કરી ઉપશમાવી દીધો હતો અને પછી શ્રીયોગદૃષ્ટિસ
વિવેચન (બૃહત્ટીકા) આદિ અન્ય ગ્રથલેખન પ્રવૃત્તિ
તેને અવકાશનો પણ અભાવ હતો, પરતુ આ શ્રીયો
સમુચ્ચય સવિવેચન ગ્રથનુ પ્રકાશન કાર્ય પૂર્ણ થયે
૨૦૦૬ની સવત્સરીના મગલ દિને હવે આ અનાર
કાર્ય મ્હારે કરવુ જ એવી અતરપ્રેરણા થતા, તે
સકલ્પબીજ નવપલ્લવિત થયુ, અને તે શુભ
પ્રારભિત થઈ ૨૦૦૭ના આષાઢ શુ૦ પચમીના દિને
પામી આ મૂર્તિમાન્ વૃક્ષ બન્યુ,—જેના ફળપરિપાક
ગ્રથ સુજ્ઞ વાચકના કરકમળમા આવે છે

મોક્ષમાળા (બાલાવબોધ) જેવો સન્મતિતર્ક આદિનો સમકક્ષ અપૂર્વ **દર્શનપ્રભાવક** ગ્રંથ જે મહામતિ મહાપ્રભાવકે સોળ વર્ષની વયે માત્ર ત્રણ જ દિવસમાં પ્રૌઢ ગંભીર સુપ્રસન્ન શાસ્ત્રશૈલીથી ગૂંથ્યો હતો, તે સોળે કળાએ પૂર્ણ શ્રીમદ્ રાજચંદ્ર જેવા પ્રજ્ઞાનિધાન પરમ પુરુષની અનુપમ ક્ષયોપશમ શક્તિ ક્યાં? અને એમની જ સૂચિત માર્ગરેખાને અનુસરવાની ધૃષ્ટતા કરનાર આ મંદમતિની અતિ અતિ અલ્પ શક્તિ ક્યાં? ક્યાં મેરુ, ક્યાં સર્ષવ? ક્યાં સિન્ધુ, ક્યાં બિન્દુ? ક્યાં ભાસ્કર, ક્યાં ખદ્યોત? 'मन्द कवियश प्रार्थी गमिष्याम्युपहास्यताम्'—એ કવિ કાલિદાસની ઉક્તિનું તથા 'अल्पश्रुतं श्रुतवतां परिहासधाम' એ શ્રી માનતુંગાચાર્યની ઉક્તિનું અત્ર સ્મરણ થાય છે. તથાપિ '*महाजनो येन गतः स पन्था*'—મહાજને જે માર્ગે ગમન કર્યું તે માર્ગ એ ન્યાયે—યથાદેશ યથોદ્દેશ યથોપદેશ તે સાધુચરિત મહત્ પુરુષના આદેશ પ્રમાણે ઉદ્દેશ પ્રમાણે ને ઉપદેશ પ્રમાણે, આ લેખકે પણ 'લડથડતું પણ ગજબચ્ચું ગાજે ગજવર સાથે રે' એવા આત્મવિશ્વાસથી આ સાહસ કર્યું છે તે 'विद्वज्जनमुखमण्डनं भवतु ।

આ પ્રજ્ઞાવબોધ મોક્ષમાળામાં નોકારવાળીની જેમ એકસો આઠ પાઠરૂપ ૧૦૮ મણકા છે, અને તે શુભ સંખ્યા જાણે પંચ પરમેષ્ઠિના એકસો આઠ ગુણનું સહજ સ્મરણ કરાવે છે. આવી મંગલમયી આ મોક્ષમાળાના એકસો આઠ પાઠમાં ૭૯ પાઠનો સ્પષ્ટ નામનિર્દેશ શ્રીમદ્જીએ સ્વયં પ્રદર્શિત કર્યો છે, અને ચૌદ પાઠ મહતપુરુષ ચરિત્ર માટે, દશ પાઠ ભાવના વધારાને માટે, છ પાઠ હિતાર્થી પ્રશ્નો માટે અને બે પાઠ

સમાપ્તિઅવસરને માટે નિયત રાખવાનુ તેઓશ્રીએ સૂચન કર્યું છે આમ એકસો આઠ પાઠની આ સ કલનાબદ્ધ યેજના છે કયા ચરિત્રો મૂકવા તેનો નિર્દેશ શ્રીમદ્દે ક્યો નથી, એટલે અત્રે યથાયોગ્ય ચરિત્રની ચૂટણી આ લેખકે કરી તે યથાસ્થાને મૂક્યા છે અને તેમા શ્રીમદ્દના ચરિત્રને પણ પ્રસગોચિત જાણી સ્થાન આપ્યુ છે તે સુજ્ઞ સજ્જનોને સમુચિત જ જણાશે પાઠોમા વધારાના ભાગ માટે જે દશ પાઠ અનામત રાખ્યા છે, ત માત્ર દશ પાઠની અ ૫ મૂડીને પણ અત્રે ઘણી જ કરકસ થી વિવેકપૂર્વક ઉપયોગ કરવો પડયો છે, તેમજ 'હિતાર્થી પ્રશ્નો' એમ મોઘમ રીતે છ પાઠની યેજના શ્રીમદ્દે કરી છ, એટલે તે હિતાર્થી પ્રશ્નોની પસદગી કરવામા પણ યથાયોગ્ય વિવેક વાપરવો પડયો છે છેવટે સમાપ્તિઅવસરના બે પાઠ કહ્યા છે, તે માટે શ્રીમદ્દની મોક્ષમાળાની શૈલી અનુસાર છે ના બે ટુ કા કા યો ગપેજ્યા છે આમ શ્રીમદ્દે સૂચવેલ વિષયસૂચિ (Index) અનુસાર પાઠના મથાળા (Headings) પ્રમાણે યથામતિ આ એકસો આઠ પાઠનુ આલેખન આ લેખકે કર્યું છે

વચમા યથાયોગ્ય સ્થાને ચરિત્રો અને વધારાના ભાગના પાઠ મૂકાવાને લીધે સખ્યાના અનુક્રમમા ફેર પડયો હોય તે ભલે, બાકી શ્રીમદ્દે પ્રદર્શિત કરેલ મગ્રગ અનુક્રમમા કંઈ પણ ફેરફાર કરવામા આવ્યો નથી, એટલુ જ નહિં પણ ... કડક રીતે જાળવવામા આવ્યો છે અને તેમ કરવામા આવ્યું છે તે સહેતુક છે કારણકે પ્રજ્ઞાનિધાન શ્રીમદ્દે આ પ્રજ્ઞાવબોધ ... એક પછી એક પાઠના વિષયની પરમાર્થકલાત્મક સકલના

કેવો અદ્ભુત પ્રજ્ઞાતિશય દાખવ્યો છે, તેનો પરિચય આ લેખકે
યથાસ્થાને સ્પષ્ટ કરી બતાવેલ શિક્ષાપાઠોના પૂર્વાપર સંબંધ
પરથી સુજ્ઞ વિવેકી વિચક્ષણ વાચકને થશે. પ્રમાણમાં આ ગ્રંથનું
કદ બાલાવબોધ મોક્ષમાળા કરતાં મોટું છે તે સકારણ છે.
બાલાવબોધ પામીને આગળ વધેલા આત્મવિદ્યાર્થી અર્થે
પ્રજ્ઞાવબોધ હોય, એટલે સ્વાભાવિક રીતે જ ઉપલા ધોરણના
પુસ્તકની જેમ આ પ્રજ્ઞાવબોધનું પ્રમાણ મોટું છે, અને એના
પાઠોનું માપ બાલાવબોધના પાઠ કરતાં પ્રાય: દોઢ કે કવચિત્
વધારે ગણવામાં આવ્યું છે. બાકી ભાવની અપેક્ષાએ તો
ભાવવારિધિ શ્રીમદ્‌ની કૃતિના અનંતાંશને પણ આ પામી શકે
એમ નથી જ. આ પ્રજ્ઞાવબોધના પ્રત્યેક પાઠના અંતે સારરૂપ
એક બે કાવ્યકડી (કવચિત્ વધારે) મૂકી છે,—જેથી આખા
પાઠનું તાત્પર્ય બુદ્ધિગ્રાહ્ય બની પ્રાજ્ઞ જનોના હૃદયમાં સ્થિર
થઈ શકે. અને પ્રેસ અંગે પરમાર્થસ્નેહી શ્રી મનસુખલાલભાઈ
તારાચંદ મહેતા તથા શ્રી ચંદુલાલભાઈ ગુલાબચંદ મહેતાએ
મિત્રભાવે સદ્ભાવથી લીધેલ શ્રમ માટે આભાર વ્યક્ત કરું છું.

આ પ્રજ્ઞાવબોધ મોક્ષમાળા બાલાવબોધ મોક્ષમાળાનું અનુ
સંધાન હોઈ, માત્ર પઠન નહિ પણ મનન કરવા યોગ્ય પાઠ્ય
પુસ્તક તરીકે જે તેનું ઉપયોગિપણું છે તે જ આનું ઉપયો
ગિપણું છે, અને જે તેનું પ્રયોજન છે તે જ આનું પ્રયોજન
છે. એટલે બાલાવબોધ મોક્ષમાળા અંગે તેના સમર્થ કર્તા
પુરુષે તેની મુખમુદ્રા-પ્રસ્તાવનામાં જે ટંકોત્કીર્ણ વચન લખ્યાં
છે તે સર્વ અત્ર પણ લાગુ પડે છે: 'આ ગ્રંથ સ્યાદ્વાદ
તત્ત્વાવબોધ વૃક્ષનું બીજ છે. તત્ત્વજિજ્ઞાસા ઉત્પન્ન કરી શકે

ભવરોગથી મુક્ત થઈ આત્માની શુદ્ધ સ્વભાવરૂપ સ્વસ્થ આરોગ્ય અવસ્થા પ્રગટવી એ જ મોક્ષ આ મોક્ષ કોણ નથી ઇચ્છતું ? પશુ પણ બંધનથી છૂટવા ઇચ્છે છે તો પછી મનુષ્ય કેમ ન ઇચ્છે ? અને ભવ એ જ મહા બંધન છે એટલે તેથી છૂટવાને તીવ્રવેગી અભિલાષ (સંવેગ) ધરતો મુમુક્ષુ ઉગ્ર સંવેગથી અને અત્યંત ઉત્સાહથી મોક્ષપુરુષાર્થ આદર્યા વિના રહે જ નહિ

આ ભવબંધનના કારણરૂપ કર્મબંધના તોડી મોક્ષ પામવાની લગામ આત્માના પોતાના હાથમાં જ છે, કારણ કે દેહાદિ પરભાવમાં આત્મભ્રાંતિ એ જ આ જીવની મોટામાં મોટી મૂલગત ભૂલ છે, અને આ અવિદ્યારૂપ આત્મભ્રાંતિથી જ ભવભ્રાંતિ ઉપજે છે એટલે આત્મભ્રાંતિ છોડી જીવ જો દેહાદિ અને રાગાદિ પરભાવ પ્રત્યે આત્મભાવ ધરવાની 'ના' પાડે, 'પ્રત્યાખ્યાન' કરે, રાગ-દ્વેષ-મોહરૂપ વિપરીત ભાવે પરિણમવારૂપ વિભાવ છોડી દીએ, તો ભાવકર્મ ન બંધાય, અને તેના નિમિત્ત ભાવે દ્રવ્યકર્મ પણ ન બંધાય અને આ પ્રકારે ભાવકર્મ-દ્રવ્યકર્મનું દુશ્ચક્ર (Vicious Circle) રૂપી કર્મબંધની સાંકળ (Chain) તૂટે આમ આ બંધન કલના તોડવાની લગામ આત્માના હાથમાં છે, એ વિભાવરૂપ ભાવકર્મ પરિણામે ...હિ પરિણમવાની બ્રેક (Brake) દબાવવારૂપ પુરુષાર્થની ...ગુરુચાવી (Master-key) પુરુષના (આત્માના) પોતાના ...વામાં જ છે મોહનિદ્રામાંથી જાગેલો આત્મા વિવેકખ્યાતિ ...ડે પોતાના શુદ્ધ સ્વરૂપનું ભાન પામી, વિભાવરૂપ અધર્મને ...જી આત્મસ્વભાવરૂપ સનાતન આત્મધર્મને ભજે તો મોક્ષ ...હથેળીમાં જ છે આમ કર્મનિબદ્ધ આત્માના (પુરુષના)

પુરુષાર્થનો માર્ગ સદાય સાવ ખુલ્લો પડ્યો છે ભવસ્થિતિ
આદિ ખોટા બ્હાના છોડી દઇ જીવ સત્ય પુરુષાર્થ કરે એટલી જ
વાર છે આ અનંત શક્તિના સ્વામી પુરુષ-સિંહનો (આ માન)
હુંકાર કર્મ-શૃગાલને નસાડવા માટે બસ છે શ્રીમદ્ રાજચંદ્રજીએ
ગર્જના કરી છે તેમ 'જબ જાગેગે આતમા, તબ લાગેગે
રંગ' એ જ પુરુષનું પરમ પુરુષાર્થપ્રેરક ઉદ્બોધન છે કે-

'જો ઇચ્છો પરમાર્થ તો, કરો સત્ય પુરુષાર્થ
ભવસ્થિતિ આદિ નામ લઈ, છેદો નહિ આત્માર્થ"

આ મોક્ષપુરુષાર્થની સિદ્ધિનો રત્નત્રયીરૂપ અમોઘ ઉપ
પરમ પુરુષ વીતરાગોએ પ્રદર્શિત કર્યો છે ભવરોગના ભિષગ્વ
એવા આ વીતરાગોએ આ સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્રરૂપ દિ
રસાયનનું નિરૂપણ કર્યું છે,-જેનું સેવન કરવાથી આત્મા નીરોગ
બને છે જિનના મૂળમાર્ગરૂપ આ દિવ્ય રસાયનનો સં
આ ગ્રંથમાં મૂળરૂપ રહ્યો હોઇ, તેની શાખા-પ્રશાખારૂપ
શિક્ષાપાઠોમાં સર્વત્ર વ્યાપક બન્યો છે-જેથી મોક્ષપથપ્ર
સર્વ સત્સાધનનો બોધ કરતી આ યથાર્થનામા 'મોક્ષમાળા'
મુમુક્ષુને મોક્ષપુરુષાર્થની જાગૃતિ પ્રેરી મોક્ષરૂપ આત્મ
ગિતાનું કારણ થઈ પડશે! શ્રીમદ્ રાજચંદ્રની આ
નિર્વાહણરૂપ આ યતકિંચિત સત્પુરુષાર્થ વડે આ
એવી તે આર્ષ દ્રષ્ટાની સૂચક ભવિષ્યવાણીનો (Proph
સત્યકાર થવાનું આ લેખક કંઇ પણ નિમિત્ત બન્યો
તો તેટલું આ પ્રયત્નનું સફળપણું લેખી, ગુણદોષજ્ઞ
સુજ્ઞ જનો અત્ર નિમજ્જન કરી ચિત્તપ્રસન્નતા અનુભવે

કાર્તિકી પૂર્ણિમા સં ૨૦૦૮ ડૉ ભગવાનદાસ મનસુખભાઈ
૫ ચોપાટી રોડ મુંબઈ, ૭ એમ બી

卐

# વેધક વચનો

પરમ નિધાન પ્રગટ મુખ આગળે, જગત ઉલંઘી હો જાય !
જ્યોતિ વિના જુઓ ! જગદીશની, અંધોઅંધ પલાય !—શ્રીઆનંદઘનજી

પરઘર જોતાં રે ધર્મ તુમે ફરો નિજ ઘર ન લહો રે ધર્મ !
જેમ નવિ જાણે રે મૃગ કસ્તૂરીઓ, મૃગમદ પરિમલ મર્મ. શ્રીયશોવિજયજી

આત્મ સાધ્ય , સકલ ઉપચારથી શાસ્ત્ર અભ્યાસ પણ કઈ કીધો
શુદ્ધ શ્રદ્ધાન વળી આત્મઅવલંબ વિનુ તેહવો કાર્ય તિણે કો ન સીધો
—શ્રી દેવચંદ્રજી



જગતને રૂડું દેખાડવા અનંતવાર પ્રયત્ન કર્યો તેથી રૂડું થયું નથી કારણ પરિભ્રમણ અને પરિભ્રમણના હેતુ હજુ પ્રત્યક્ષ રહ્યા છે એક ભવ જો આત્માનું રૂડું થાય તેમ ગાળવામાં જાય તો અનંત ભવનું સાટું વળી રહેશે એમ હું લઘુત્વભાવે સમજ્યો છું અને તેમ કરવામાં જ મારી પ્રવૃત્તિ છે.

અનંતવાર દેહને અર્થે આત્મા ગાળ્યો છે જે દેહ આત્માને અર્થે ગળાશે તે દેહ આત્મવિચાર પામવા યોગ્ય જાણી સર્વ દેહાર્થની કલ્પના છોડી દઈ એક માત્ર આત્માર્થમાં જ તેનો ઉપયોગ કરવો એવો મુમુક્ષુ જીવને અવશ્ય નિશ્ચય જોઈએ.

તે આત્મસ્વરૂપથી મહત્ એવું કંઈ નથી એવા આ સૃષ્ટિને વિષે કોઈ પ્રભાવયોગ ઉત્પન્ન થયો નથી છે નહીં અને થવાનો નથી કે જે પ્રભાવયોગ પૂર્ણ આત્મસ્વરૂપને પણ પ્રાપ્ત ન હોય.—શ્રીમદ્ રાજચંદ્રજી



જ્ઞાન-વૈરાગ્યનો દેહ ધર્યો રે, માંહી ભોગીપણાનો છે જીવ
ભક્તિ ચલાવણ પેઠિયા રે એવો કોઈ એક શિવ.—શ્રી અખાભક્ત

શુદ્ધાતમ અનુભૌ ક્રિયા, શુદ્ધ જ્ઞાન દ્રિગ દૌર
મુક્તિપંથ સાધન યહૈ, વાગ્જાલ સબ ઔર—શ્રી બનારસીદાસજી

# મૂળમાર્ગ રહસ્ય

મૂળ મારગ સાંભળો જિનનો રે,
કરી વૃત્તિ અખંડ સન્મુખ મૂળ૦
નો'ય પૂજાદિની જો કામના રે
નો'ય વ્હાલું અંતર ભવદુઃખ મૂળ૦ ૧
કરી જોજો વચનની તુલના રે
જોજો શોધીને જિન સિદ્ધાંત મૂળ૦
માત્ર કહેવું પરમારથ હેતુથી રે,
કોઇ પામે મુમુક્ષુ વાત મૂળ૦ ૨
જ્ઞાન દર્શન ચારિત્રની શુદ્ધતા રે,
એકપણે અને અવિરુદ્ધ મૂળ૦
જિનમારગ તે પરમાર્થથી રે,
એમ કહ્યું સિદ્ધાંતે બુદ્ધ મૂળ૦ ૩
લિંગ અને ભેદો જે વૃત્તના રે
દ્રવ્ય દેશ કાળાદિ ભેદ મૂળ૦
પણ જ્ઞાનાદિની જે શુદ્ધતા રે,
તે તો ત્રણે કાળે અભેદ મૂળ૦ ૪
હવે જ્ઞાન દર્શનાદિ શબ્દનો રે,
સંક્ષેપે સુણો પરમાર્થ મૂળ૦
તેને જોતા વિચારિ વિશેષથી રે,
સમજાશે ઉત્તમ આત્માર્થ મૂળ૦ ૫
છે દેહાદિથી ભિન્ન આતમા રે,
ઉપયોગી સદા અવિનાશ મૂળ૦

એમ જાણે સદ્ગુરુ ઉપદેશથી રે,
કહ્યુ જ્ઞાન તેનુ નામ ખાસ મૂળ૦ ૬
જે જ્ઞાને કરીને જાણિયુ રે,
તેની વર્ત્તે છે શુદ્ધ પ્રતીત મૂળ૦
કહ્યુ ભગવતે દર્શન તેહને રે,
જેનુ બીજુ નામ સમકીત મૂળ૦ ૭
જેમ આવી પ્રતીતિ જીવની રે,
જાણ્યો સર્વેથી ભિન્ન અમગ મૂળ૦
તેવો સ્થિર સ્વભાવ તે ઉપજે રે
નામ ચારિત્ર તે અણલિગ મૂળ૦ ૮
તે ત્રણે અભેદ પરિણામથી રે,
જ્યારે વર્ત્તે તે આત્મારૂપ મૂળ૦
તેહ મારગ જિનનો પામિયો રે,
કિવા પામ્યો તે નિજસ્વરૂપ મૂળ૦ ૯
એવા મૂળ જ્ઞાનાદિ પામવા રે,
અને જવા અનાદિ બધ મૂળ૦
ઉપદેશ સદ્ગુરુનો પામવા રે,
ટાળી સ્વચ્છદ ને પ્રતિબધ મૂળ૦ ૧૦
એમ દેવ જિનદે ભાખિયુ રે,
મોક્ષમારગનુ શુદ્ધ સ્વરૂપ મૂળ૦
ભવ્ય જનોના હિતને કારણે રે,
સક્ષેપે કહ્યુ સ્વરૂપ મૂળ૦ ૧૧

श्रीमद् राजचद्र

# સુભાષિત રત્નો

अप्पा नई वेयरणी, अप्पा मे कुडसामली ।
अप्पा कामदुघा धेणू, अप्पा मे नदन वन ॥ श्रीउत्तराध्ययनसू

उद्धरेदात्मनात्मानं, नात्मानमवसादयेत् ।
आत्मैव ह्यात्मनो बन्धुरात्मैव रिपुरात्मन ॥—गीता



જ્યાંલગી આતમા તત્ત્વ ચિન્યો નહિ,
ત્યાંલગી સાધના સર્વ જૂઠી —શ્રી નરસિંહ મહેતા

જબ જાન્યો નિજ રૂપકો, તબ જાન્યો સબ લોક,
નહિ જાન્યો નિજ રૂપકો, સબ જાન્યો સો ફોક
જિનપદ નિજપદ એકતા, ભેદભાવ નહિ કાંઈ,
લક્ષ થવાને તેહનો, કહ્યા શાસ્ત્ર સુખદાયિ
છૂટે દેહાધ્યાસ તો, તુ કર્ત્તા નહિ કર્મ,
તુ ભોક્તા નહિ તેહનો, એજ ધર્મનો મર્મ
એજ ધર્મથી મોક્ષ છે, તુ છો મોક્ષ સ્વરૂપ,
અનંત દર્શન જ્ઞાન તુ, અવ્યાબાધ સ્વરૂપ
શુદ્ધ બુદ્ધ ચૈતન્યઘન, સ્વયંજ્યોતિ સુખધામ,
બીજુ કહિયે કેટલુ? કર વિચાર તો પામ —શ્રીમદ્ રાજચં



अहमिक्को खलु सुद्धो दंसणणाणमइओ सदारूवी ।
णवि अत्थि मज्झ किंचिवि अण्णं परमाणुमित्तंपि ॥
श्री कुंदकुंदाचार्य

सर्वतः स्वरसनिर्भरभावं चेतये स्वयमहं स्वमिहैकं ।
नास्ति नास्ति मम कश्चन मोहः, शुद्धचिद्घनमहोनिधिरस्मि
श्री अमृतचंद्राचार्य

मोक्खपहे अप्पाण ठवेहि त चेव झाहि तं चेय ।
तत्थेव विहर णिच्च, मा विहरसु अण्णदव्वेसु ॥ શ્રીકુંદકુંદાચાર્યજી

एक एव सुहृद् धर्मो मृतमप्यनुयाति य ।
शरीरेण सम नाश सर्वमन्यत्तु गच्छति ॥ શ્રી હરિભદ્રાચાર્યજી



ધર્મરંગ જીરણ નહિ સાહે દેહ તે જીરણ થાય રે ગુણ
સોનુ તે વિણસે નહિ સાહે ઘાટ ઘડામણ જાય રે ગુણ
શ્રીયશોવિજયજી

અશુદ્ધ નિમિત્તે એ મ સર્ત્તા, અત્તા કત્તા પરનો,
શુદ્ધ નિમિત્ત રમે જબ ચિદ્‌ઘન, કર્ત્તા ભોક્તા ઘરનો —શ્રી દેવચંદ્રજી

નિશ્ચય વાણી સાભળી, સાધન તજવા નોંય,
નિશ્ચય રાખી લક્ષમા, સાધન કરવા સોય
દયા શાંતિ સમતા ક્ષમા, સત્ય ત્યાગ વૈરાગ્ય,
હોય મુમુક્ષુ ઘટ વિષે, એહ સદાય સુજાગ્ય
કષાયની ઉપશાતતા, માત્ર મોક્ષ અભિલાષ,
ભવે ખેદ પ્રાણી દયા, ત્યા આત્માર્થ નિવાસ
જિહા રાગ અને વળી દ્વેષ, તિહા સર્વદા માનો કલેશ,
ઉદાસીનતાનો જ્યા વાસ, સર્વ દુ ખનો છે ત્યા નાશ.
સર્વ કાળનુ છે ત્યા ભાન, દેહ છતા ત્યા છે નિર્વાણ,
ભવ છેવટની છે એ દશા, રામ ધામ આવીને વસ્યા
શ્રીમદ્ રાજચંદ્રજી



अहो ! अनन्तवीर्योयमात्मा विश्वप्रकाशक ।
त्रैलोक्य चालयत्येव ध्यानशक्तिप्रभावत ॥ શ્રીશુભચંદ્રાચાર્યજી

परब्रह्मपरिणामनिदान, स्फुट केवलविज्ञान रे ।
विरचय विनयविवेचितज्ञान, शांतसुधारसपान रे ॥ શ્રીવિનયવિજયજી

# વિષયાનુક્રમણિકા

| શિક્ષાપાઠ | પૃષ્ઠ |
|---|---|

ॐ

# प्रज्ञावबोध मोक्षमाळा

## शिक्षापाठ १ वाचकने प्रेरणा

વિવેકી વાચક! આજે આ ગ્રંથ તમારા કરકમલમા આવે છે તે પ્રત્યે તમે પ્રસન્ન દૃષ્ટિથી અવલોકજો! તેમા કથન કરેલ ભાવોને વિચારપૂર્વક અવગાહજો! અને હેય ઉપાદેયનો (ત્યજવા-ગ્રહવા યોગ્યનો) વિવેક કરી પરમાર્થનુ પરિશીલન કરજો! એથી કરીને તમને આત્માના અનત આનદ ગુણની પ્રસાદી પ્રાપ્ત થશે

सा विद्या या विमुक्तय। જેમ વ્યવહારમા તેમ પરમાર્થમા પણ જે મુક્તિનુ કારણ થાય તે વિદ્યા આત્મવિદ્યા એ જ ખરી વિદ્યા છે, તેના લક્ષ વિનાની સર્વ વિદ્યા અવિદ્યા છે વર્તમાનમા કેટલાક લોકો અવિવેકી વિદ્યાના પ્રસગથી સમયના પ્રવાહમા તણાઈ જઈ ધર્મ પ્રત્યે સર્વથા અશ્રદ્ધાળુ જણાય છે તો કેટલાક વળી કુલપરપરાગત મતાગ્રહ અને અધશ્રદ્ધામા ગરકાવ થયેલા દેખાય છે ધર્મ તત્ત્વની સમ્યક્ પરિજ્ઞા કરી, તે પ્રત્યે સાચી શ્રદ્ધા ધરાવનારા ધન્ય માનવો તો કવચિત્ જ દૃષ્ટિગોચર થાય છે અશ્રદ્ધાળુને શ્રદ્ધા પ્રેરવા, અધશ્રદ્ધાળુને સત્ય શ્રદ્ધા ઉપજાવવા અને સાચા શ્રદ્ધાળુને વિશેષે સ્થિર કરવા આ પુસ્તક નિમિત્તભૂત થાય એવી પરમ કૃપાળુ ભગવાન પ્રત્યે પ્રાર્થના!

મહા ભવરોગ મટાડવા માટે પરમ ભાવવૈદ્ય વીતરાગ

દેવે સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્રરૂપ દિવ્ય રસાયનનું નિરૂપણ કર્યું છે,–જેનું સેવન કરવાથી આત્મા નીરોગી બને છે જિનના મૂળમાર્ગરૂપ આ દિવ્ય રસાયનનો સરસ રસ આ ગ્રંથમાં મૂળરૂપે રહ્યો છે,–જેથી એ આત્મનીરોગિતાનું કારણ થઈ પડશે! નિષ્કારણ કરુણાશીલ ભગવાને હૃદય સાગરનું મંથન કરી જ્ઞાનામૃત વલોવ્યું છે, જેના પાનથી વિબુધો અમૃતપણાને પ્રાપ્ત થાય છે માટે '**કામ એક આત્માર્થનું, બીજો નહિ મનરોગ**'–એ મહાસૂત્રને હૃદયમાં ધારણ કરી, હે વિબુધો! વિનયાદિ અનુપાન સાથે આ જ્ઞાનામૃતનું પાન કરી તમે અમૃતત્વને પામો! એ પરમ કૃપાળુ પરમાત્મા પ્રત્યે પ્રાર્થના!

કળશ

(હરિગીત) જિન રાજ ચંદ્ર સુદર્શને પ્રજ્ઞાવબોધ સમુદ્રની,
છોળો ઉંચે ઉછળે અહો! બુધરંજની ચિંતનદની,
તેમાં નિમજ્જન આચરી હે પ્રાજ્ઞજન! ત્રણ તાપની,
શાંતિ કરી અનુભૂતિ લ્યો આનંદમય નિજ આત્મની.

---

## શિક્ષાપાઠ ૨ જિનદેવ

રત્નમાલા (આરતીનો રાગ)

જય જિનદેવા! જય જિનદેવા!
દેવ કરે છે સહુ તમ સેવા,
સુર નર ઇન્દ્રો સ્તવન કરે છે,
યોગિવરેન્દ્રો ધ્યાન ધરે છે જય જિનદેવા!૦ ૧

રાગાદિક સહુ શત્રુ જીત્યા,
વરી કેવલશ્રી રીઝી પ્રીત્યા,
શ્રીમદ્[1] સાચા જિન તમે છો,
દિવ્ય ગુણોથી દેવ તમે છો જય જિનદેવા !૦ ૨

કર્મ જીત્યાથી જિન છો જિષ્ણુ[1],
સર્વજ્ઞ જ્ઞાને વ્યાપક વિષ્ણુ,
શંકર સહુનું શં કરવાથી,
હરિ પુરુષોત્તમ અઘ હરવાથી જય જિનદેવા !૦ ૩

સહજ સ્વરૂપે સ્વયં પ્રગટયાથી,
બ્રહ્મ સ્વયંભૂ બુદ્ધ બુઝયાથી,
રામ તમે છો આતમરામી,
સ્વામ તમે છો ચેતન સ્વામી જય જિનદેવા !૦ ૪

જગગુરુ જીવન્મુક્ત અસ્નેહી,
દેહ છતાયે જેહ વિદેહી,
મુક્તિ તણો માગ જગબંધુ,
બોધે અર્હંષ્ણ કરુણાસિન્ધુ જય જિનદેવા !૦ ૫

દર્શન જ્ઞાન ચારિત્ર ત્રિવેણી,
સંગમ તીરથ શિવપથ શ્રેણી,
એ જસ તીર્થે નિત્ય નિમજ્જી,
પાવન જન સો પાપ વિવર્જી જય જિનદેવા !૦ ૬

ઘાતિક્ષય પ્રગટયું વીર્ય અનંતું,
દર્શન જ્ઞાન ને સૌખ્ય અનંતુ,

---

૧ જીતનારા * કેવળશ્રી વરી હોવાથી જે સાચા શ્રીમં છે

નિજ પદ પામે જિનરૂપ ભાળી,
અજકુલવાસી સિંહ જ્યું નિહાળી જય જિનદેવા ! ૦ ૭
જિન ઉપાસી જિન થાય જીવો,
દીપ ઉપાસી વાટ જ્યું દીવો,
જિન સહજાત્મસ્વરૂપી એવા,
ભગવાન્ દાસના શરણ સુદેવા જય જિનદેવા ! ૦ ૮

શાર્દૂલવિક્રીડિત

એવા શ્રી અરિહંત અર્હંત પ્રભુ નીરાગી જીનેશ્વરા,
આપ્ત પ્રાપ્ત પર પરેષ્ઠિ પદને ત્રૈલોક્યના ઈશ્વરા,
શ્રીમદ્ જે ભગવાન દાસશરણા કારુણ્યના ધામ જે,
હો આત્માર્પણ તેહના ચરણમાં ! સાચો સુવિશ્રામ જે ૯

---

## શિક્ષાપાઠ ૩ જિનદેવ–ભાગ (૨)

જિન એ કોઈ સંપ્રદાયવાચક શબ્દ નથી, પણ મહા તત્ત્વવાચક શબ્દ છે રાગાદિ સર્વ આંતર શત્રુઓને જી[illegible] જે શુદ્ધ સહજાત્મસ્વરૂપને પ્રાપ્ત થયેલા છે, એવા શુ[illegible] આત્મા તે 'જિન ' આત્મા અને કર્મના સનાતન યુદ્ધ[illegible] કર્મકટકનો સંહાર કરી જે વિજયશ્રી વર્યા છે, એ ખરેખરા શ્રીમદ્ આત્મવીર તે જ જિન અને એવા જિ[illegible] ભગવાન અનંત જ્ઞાન, અનંત દર્શન, અનંત સુખ [illegible] અનંત વીર્ય એ આદિ આત્મગુણોના સ્વામી થયા હોવ[illegible] એ જ ખરેખરા દેવ' છે

વિશ્વની વિશિષ્ટ અને શ્રેષ્ઠ વિભૂતિરૂપ આવા આ જિનદેવ પરમ 'અર્હત્' અર્થાત્ વિશ્વની પૂજાના પરમ પાત્ર છે સર્વ દેવેન્દ્રો જેને વંદે છે અને સર્વ યોગીન્દ્રો જેને ધ્યાવે છે, એવા આ મહાદેવ સર્વદાને માટે સર્વ દોષથી સર્વથા રહિત થયા છે કારણકે જેમા સર્વ દોષ સમાય છે, એવા રાગ દ્વેષ ને મોહ એ ત્રણ મહાદોષને આ મહાદેવે સર્વથા નષ્ટ કર્યા છે, અથવા પ્રકારાન્તરે આ પરમ નિર્દોષ મૂર્ત્તિએ આ અઢાર દોષને નષ્ટ કર્યા છે —

અનાદિ એવુ આત્માનુ જ્ઞાનસ્વરૂપ કે જેના પર અનંત કાળના અજ્ઞાન આવરણના અનંત થર બાઝી ગયા હતા, તેને આ ભગવાન્ વીતરાગ દેવે બ્હાર ખેંચી કાઢી પ્રકટ કર્યું, ને અજ્ઞાન દોષને નિવૃત્ત કર્યો નિદ્રા, સ્વપ્ન, જાગ્રત અને ઉજાગ્રત એ ચાર દશામાથી ઉજાગર અવસ્થા ભગવાને પ્રાપ્ત કરી, અર્થાત્ સહજ આત્મસ્વરૂપમા અખંડ જાગ્રત આત્મોપયોગમય પરમ જ્ઞાનદશા પામેલા ભગવાને નિદ્રા દોષની આત્યંતિક નિવૃત્તિ કરી મિથ્યામતિ નામની જે કુલટા સ્ત્રી આ જીવ સાથે અનાદિથી જોડાયેલી મલગ્ન હતી, તને અપરાધિની ને દુઃશીલ વ્યભિચારિણી જાણીને આ મહાત્માએ આત્મગૃહમાથી બ્હાર કાઢી મૂકી, અને સપરિવાર સમકિત સાથે સગાઈ કરી મહા મિથ્યાત્વ દોષને–દર્શનમોહને ક્ષીણ કર્યો

અને રાગ, દ્વેષ ને અવિરતિ પરિણામ કે જે ચારિત્ર-મોહના જબરજસ્ત યોદ્ધા હતા, તે તો જેવી આ ભગવાનની વીતરાગ પરિણતિ પરિણમી કે તત્ક્ષણ બાધા બની ઊઠીને

નાહા ! ભગવાન જ્યારે ક્ષપકશ્રેણીરૂપ ગજરાજ પર

ત્યારે,-હાસ્ય, અરતિ, રતિ, શોક, દુગચ્છા

વેદોદય ( કામ )-એ તુચ્છ કૃમિપક્ષિત જેવા ઢીલા મ

ઢેફા જેવા દોષ તો બિચારા ક્યાંય ચગદાઈ ગયા !

ચારિત્રમોહનો સર્વનાશ કરી, નિષ્કારણ કરુણારસના

આ પરમકૃપાળુ જેને જ્ઞાનાદિ અનંત ચતુષ્ટય પ્રગટ

આવા આ પરમ વીતરાગ પ્રભુ ત્રિલોકગધુ

સંબંધી વિઘ્નને-દાનાંતરાયને નિવારી, પરમ અભિગ્રા

ઉપદેશદાનથી સર્વજનને અભયદાન પરના દાતા થયા

સંબંધી વિઘ્નને-લાભાંતરાયને નિવારી, પરમ લાભ

મસ્ત એવા આ પ્રભુ, જગતને આત્મલાભમાં વિઘ્ન

લાભવિઘ્નના નિવારક થયા પંડિત વીર્ય વડે કરીને

વિઘ્નને-વીર્યાંતરાયને નિવારી આ પ્રભુ પૂર્ણ પવીના

બન્યા અને ભોગાંતરાય-ઉપભોગાંતરાય એ બન્ને

નિવારી આ પ્રભુ પૂર્ણ આત્મસ્વરૂપરમણતારૂપ

સુભોગી થયા

આમ અજ્ઞાનાદિ અઢાર દૂષણથી રહિત એ

જિનદેવ, વીતરાગ પરમાત્મા છે,-જેના અનન્ય

સંકીર્તન મુનિજનવૃંદ ગાય છે કે—" ત્હારૂં ને

પ્રશમરસમાં નિમગ્ન થયેલું છે ત્હારૂં મુખકમલ

છે ત્હારો ઉત્સંગ સ્ત્રીસંગથી રહિત છે અને ત્હારૂં

પણ શસ્ત્રના સંબંધ વિનાનું છે તેથી કરીને જગત

ખરેખરો વીતરાગ દેવ હોય તો તે તું જ છે "

આવા પરમ નિર્દોષ ગણમૂર્તિ શ્રીમદ્ વીતરા

આ પ્રકારે સ્વરૂપપરીક્ષા કરી, આ મનવિશ્રામી જિનવરના ગુણ જે ગાય છે, તે પણ આ "દીનબંધુની મહેર નજરથી" કૃપાદૃષ્ટિથી આનંદઘન પદને પામે છે અર્થાત્ તે પણ જિનેશ્વર તુલ્ય પરમાનંદમય સહજ આત્મસ્વરૂપ પદને પામે છે કારણકે 'જિનપદ નિજપદ એકતા, ભેદભાવ નહિ કાંઈ' એટલે સિંહને દેખીને જેમ અજકુલગત સિંહને નિજ સ્વરૂપનું ભાન થાય છે, તેમ જિનસ્વરૂપના દર્શને મુમુક્ષુ ભક્ત આત્માને 'દર્પણ જિમ અવિકાર' પ્રભુના રૂપદર્પણમાં નિજ સ્વરૂપનું દર્શન થાય છે

(અનુષ્ટુપ) શુદ્ધ ચૈતન્યના સ્વામી, સહજાત્મસ્વરૂપ જે,
મુમુક્ષુજન એવા તે, ભગવાન્ જિનને ભજે

---

## શિક્ષાપાઠ ૪ : નિર્ગ્રંથ

જિનદેવ જેવા મહત પુરુષના નિર્ગ્રંથ વીતરાગ માર્ગે વિચરવાનો 'અપૂર્વ અવસર' જેને પ્રાપ્ત થયો છે, એવા નિર્ગ્રંથ સાધુપુરુષના સ્વરૂપનો અત્ર કંઈક વિચાર કરીશું. ધન, ધાન્ય, ઘરબાર આદિ બાહ્ય ગ્રંથિ (ગાંઠ, બંધન) અને મોહ–રાગ–દ્વેષ–ક્રોધ–માનાદિ અભ્યંતર ગ્રંથિ,–એમ 'સર્વ સંબંધનું બંધન તીક્ષ્ણ છેદીને', જે દ્રવ્ય–ભાવ બન્ને પ્રકારની પરિગ્રહરૂપ ગ્રંથિથી રહિત અસંગ થયા છે તે નિર્ગ્રંથ જેને પંચ પરમેષ્ઠિ મધ્યે ગૌરવવર્યું સ્થાન આપવામાં આવ્યું છે, એવા આ વીતરાગદશા સાધક નિર્ગ્રંથ સાધુની દશા કેવી અદ્ભુત હોય!

દેહથી ભિન્ન એવા કેવળ ચૈતન્યમૂર્તિ આત્માનુ અનુભવજ્ઞાન જેને ઉપજ્યુ છે, એવા આ જ્ઞાની મુનીશ્વર દર્શનમોહરૂપ મહા મિથ્યાત્વગ્રંથિને છેદી નાખી, ચારિત્ર મોહના ક્ષય ભણી પરમ શૂરવીરપણે અવાત્માથી પ્રવર્ત્યા હોય કે એક શુદ્ધ આત્મા શિવાય બીજુ કાંઇપણ પરમાણુમાત્ર પણ મ્હારૂ નથી એવો અખંડ નિશ્ચય થયો હોવાથી, આ મહાત્માને આત્મા શિવાય અન્ય સર્વ ભાવથી ઔદાસીન્ય વૃત્તિરૂપ પરમ વૈરાગ્ય વર્તે છે આ નિ માર દેહમાંથી પણ પરમાર્થરૂપ સાર કાઢી લેવાને ઇચ્છતા આ શાંતમૂર્તિ મ તનો દેહ પણ માત્ર આત્મસંયમના હેતુએ જ હોય છે, બીજા કોઈ પણ મારણે તેને કંઈ પણ કલ્પતું નથી ભમરો ફૂલમાથી રસ ચૂસે, પણ તેને લેશ પણ પીડા ન ઉપજાવે, એવી પરમ નિર્દોષ માધુકરી વૃત્તિ આ ભિક્ષુ આચરે છે અને સંયમયાત્રાર્થે દેહના નિર્વાહ પૂરતુ પ્રાય એક જ વાર ભિક્ષાભોજન લઈ નિત્ય તપનો લાભ લે છે આ મ સ્વરૂપના તેજથી પ્રતપતા આ વીર તપસ્વીને પોતાના દેહમા પણ કિંચિત્માત્ર મમત્વરૂપ મૂર્છા હોતી નથી, તે પછી ઉપકરણાદિમા તો ક્યાથી હોય ?

નિરંતર સ્વાધ્યાય-ધ્યાનમા નિમગ્ન આ યોગી પુરુ મન-વચન-કાયાના યોગને જેમ બને તેમ સંક્ષિપ્ત કરે અને તે ત્રણે સંક્ષિપ્ત યોગની યાવજ્જીવ આત્માને વિ એવી સ્થિરતા કરે છે, કે ગમે તેવા ઘોર પરીષહ ઉપસર્ગના ભયથી તે ક્ષોભ પામતી નથી આ સંક્ષિ યોગની ક્વચિત્ પ્રવૃત્તિ કરવી પડે, તે આ સંયમી પુર

માત્ર આત્મસંયમના હેતુથી જ સમ્યક્પણે કરે છે, અને તે પણ નિજ સ્વરૂપનો નિરંતર લક્ષ રાખીને તથા જિન દેવની આજ્ઞાને આધીનપણે રહીને,–નહિ કે સ્વચ્છંદે કે સ્વરૂપનો લક્ષ ચૂકીને આત્મારામી મુનિની આ મંક્ષિપ્ત પ્રવૃત્તિ પણ ક્ષણે ક્ષણે ઘટતી જાય છે અને છેવટે નિજ સ્વરૂપને વિષે લીન થાય છે આવા પંચ સમિતિ અને ત્રણ ગુપ્તિથી ગુપ્ત આ સ્વરૂપગુપ્ત સંતો પંચ મહાવ્રતની ૨૯ પ્રતિજ્ઞા લઈ તેના પરિપાલનમાં નિરંતર ઉદ્યુક્ત રહે છે પંચ ઇંદ્રિયના વિષયમાં એને રાગદ્વેષરૂપ ઇષ્ટ–અનિષ્ટ બુદ્ધિ હોતી નથી પંચ પ્રમાદથી એના મનને ક્ષોભ ઉપજતો નથી અને દ્રવ્યથી, ક્ષેત્રથી, કાળથી અને ભાવથી ક્યાંય પણ પ્રતિબંધ કર્યા વિના એ પ્રારબ્ધ ઉદયને આધીન થઈને નિર્લોભપણે વિચરે છે

આ ક્ષમાશ્રમણો કદી ક્રોધ કરે તો ક્રોધ પ્રત્યે જ ક્રોધ કરે છે, માન કરે તો દીનપણાનું માન કરે છે, માયા કરે તો સાક્ષીરૂપ દ્રષ્ટાભાવની માયા કરે છે, અને લોભ કરે તો અલોભનો લોભ કરે છે ! કોઈ બહુ ઉપસર્ગ કરે તો તેના પ્રત્યે આ ક્ષમામૂર્ત્તિ કોપતા નથી ચક્રવર્ત્તી આવીને વંદન કરે તોપણ એમનામાં માન ગોત્યું જડતું નથી દેહ છૂટી જાય તોપણ એમના રોમમાં પણ માયા ઉપજતી નથી મોટી લબ્ધિસિદ્ધિ પ્રગટે તોપણ એમને લોભનો અંશ પણ સ્પર્શતો નથી આમ સન્માર્ગની દીક્ષા પામેલા આ સંતોએ શિરોમુંડન કરવા સાથે જ કષાયોનું મુંડન કરી નાખ્યું હોય છે, અચેલકપણું ધરવા સાથે જ સર્વ પરભાવ-

વિભાવથી વર્જિત એવું આત્મમગ્નતારૂપ ભાવનગ્નપણું દાખવ્યું હોય છે, યાવજ્જીવ અસ્નાનપણું ભજવા સાથે જ નિરંતર જ્ઞાનગંગામાં નિમજ્જન કરવારૂપ પરમ શુચિ સ્નાનકપણું સેવ્યું હોય છે, અગારવાસ ત્યજવા સાથે જ વેશવિભૂષા કે શરીરની ટાપટીપરૂપ પરિકર્મ વર્જ્યું હોય છે

મહા સામાયિક ભાવમાં વર્તતા આ શુદ્ધોપયોગવંત શ્રમણને શત્રુ-મિત્રમાં, માન-અપમાનમાં, જીવિત-મરણમાં, કે ભવ-મોક્ષમાં સર્વત્ર શુદ્ધ સમભાવ વર્તે છે આવા નિરંતર આત્મસમાધિમાં સ્થિત આ અવધૂત એકાકીપણે ભયાનક સ્મશાનને વિષે વિચરતા હોય કે જ્યાં વાઘ-સિંહનો ભેગ થાય છે એવા પર્વતમાં વિચરતા હોય, તોપણ એમનું આ સામ્ય સમવસ્થાનરૂપ આસન અડોલ રહે છે ને મનમાં કોઈ પણ પ્રકારનો ક્ષોભ ઉપજતો નથી આમ જે દ્રવ્ય-ભાવ સંયમમય નિર્ગ્રંથપણું સિદ્ધ કર્યું છે, એવા આ આત્મજ્ઞાની સમ્યગ્દૃષ્ટિ વીતરાગ મુનીશ્વર, દેહ છતાં દેહાતીત જીવન્મુક્ત દશાએ, આ અવનિતલને પાવન કરતા વિચરે છે

(અનુષ્ટુપ્) રાગદ્વેષ તણી ગાંઠ, ગ્રંથિ દુર્ભેદ્ય ભેદીને,
છેદે જે ભવની ગ્રંથિ, તે નિર્ગ્રંથ કહ્યો જિને

---

## शिक्षापाठ ५ दयानी परम धर्मता

આ નિર્ગ્રંથ ભગવંતોનો ધર્મ પરમ દયામય છે સંત કબીરજીનું સુભાષિત છે કે "જિસકે હિરદે હય ભૂ
દયા, વાને તીરથ ઓર કિયે ન કિયે" અર્થાત્ જેન

હૃદયમા પ્રાણીદયા છે, તેણે બીજા તીર્થ કર્યા કે ન કર્યા તે નગણ્ય છે કારણ કે સર્વ ધર્મમા પ્રધાન એવા તારનાર દયારૂપ પરમ તીર્થનુ તેણે સેવન કર્યું છે "અહિંસા પરમો ધર્મ" એ સૂત્ર પણ એ જ ભાવનો પ્રતિધ્વનિ કરે છે દયા એ 'સર્વમાન્ય ધર્મ' છે સર્વ દર્શનોએ આ દયાને એકી અવાજે વખાણી છે અને તેમા પણ જિનદર્શને તો અવધિ જ કરી છે કરુણાસિન્ધુ મહાવીરની દયાનો અખંડ ઝરો તો સૂક્ષ્મમા સૂક્ષ્મ જીવની પણ રક્ષા સુધી આગળ વધ્યો છે કોઈ પણ પ્રાણીને લેશમાત્ર પણ દુખ દેવુ નહિ, મન-વચન-કાયાથી કોઈને પણ દુભવવુ નહિ દુભાવરાવવુ નહિ અને દુભાવનારને અનુમોદવુ નહિ, એટલુ જ નહિ પણ સર્વ પ્રાણીનુ સુખ ઇચ્છવુ ને કરવુ, એ જ ભગવાન્ મહાવીરના બોધના મુખ્ય ધ્વનિ છે 'સર્વ જીવનુ ઇચ્છો સુખ, મહાવીરની શિક્ષા મુખ્ય' આ દયા એ જ સર્વ ધર્મનુ મૂળ ને સર્વ સિદ્ધાન્તનો સાર છે સત્ય, શીલ, દાન આદિ પણ દયાની રક્ષા કરનારા અંગભૂત અંગરક્ષક જેવા છે એ બધાય 'દયા હોઇને રહ્યા પ્રમાણ' છે દયા એ સૂર્ય અને સત્યાદિ તેની પ્રદક્ષિણા કરતુ નક્ષત્રમંડલ છે માટે દયા એ જ મોટામા મોટો ધર્મ છે

દયા એટલે કરુણા અથવા અનુકંપા કરુણાભાવથી હૃદયનુ દ્રવવુ, અનુકંપિત થવુ તે દયા પુષ્પપાંખડીને પણ દુભવતા અરેરાટી ઉપજે એવુ ચિત્તનુ કોમળ પરિણામ તે કરુણા બીજા જીવોને દુ ખવેદનાથી આત્મામા જેવો કંપ

થાય છે, તેવો તેને અનુસરતો કંપ પોતાના આત્મામાં સંવેદનો, પરદુઃખે દાઝવું ને તે જાણે પોતાનું જ દુઃખ હોય એમ જાણી તે દૂર કરવા પ્રવૃત્ત થવું તે અનુકંપા આવી કરુણામય દયા જે પાળવા ઇચ્છતો હોય, તે પર જીવને દુઃખ કેમ આપી શકે? સૂક્ષ્મમાં સૂક્ષ્મ જીવને પણ જે દૂભવવા ઇચ્છે નહિ, તે દયાળુ નાના મોટા કોઈ પણ જીવને કેમ હણી શકે? તેની લાગણી પણ કેમ દૂભવી શકે? તે કરુણાળુ તો કયારેય પણ કોઈ પણ જીવની મન-વચન-કાયાથી હિંસા કરવાથી જેમ બને તેમ દૂર જ રહે, એટલું જ નહિ પણ જેમ બને તેમ સર્વ પ્રયત્નથી તેની રક્ષામાં જ પ્રવર્તે આમ અહિંસા એ દયાનું સ્વાભાવિક પરિણામ છે દયા-અહિંસાનો સંબંધ માતા-પુત્રી જેવો છે બન્ને એક સીક્કાના બે પાસા જેવી છે જ્યાં દયા છે ત્યાં અહિંસા છે ને અહિંસા છે ત્યાં દયા છે દયા અને અહિંસાનો આવો ગત-પ્રત્યાગત ભાવ ને અવિનાભાવિ સંબંધ છે વ્યવહારથી અને પરમાર્થથી આ અહિંસા એ પરમ ધર્મ કેવી રીતે છે, તેની કંઈક મીમાંસા કરીએ, એટલે દયાની પરમ ધર્મતા પણ સ્વયં સમજાઈ જશે

प्रमत्तयोगात्प्राण व्यपरोपण हिंसा । એ સૂત્ર પ્રમાણે પ્રાણનું વ્યપરોપણ-હણવું તે હિંસા, એમ તેની સર્વગ્રાહી વિશાલ વ્યાખ્યા છે એટલે રાગદ્વેષાદિ પ્રમાદવશે કરીને, મન-વચન-કાયાના યોગથી, પોતાના કે પરના કોઈ પણ ઇંદ્રિયાદિ દ્રવ્ય પ્રાણનું હણવું તે દ્રવ્યહિંસા ને જ્ઞાનાદિ ભાવપ્રાણનું હણવું તે ભાવહિંસા તેથી વિપરીત તે અહિંસા આમ

મુખ્ય ચાવી આત્મપરિણામના હાથમા છે, સર્વત્ર આત્મ-ભાવનુ પ્રધાનપણુ હોવાથી એ જ હિંસા-અહિંસા નિશ્ચિત કરવાની મુખ્ય કસોટી છે આત્મપરિણામનું સ્વસ્વરૂપમા ન હોવુ, સ્વસ્વરૂપથી ભ્રષ્ટ-પ્રમત્ત થવુ, અથવા રાગ-દ્વેષ-મોહ આદિ વિભાવરૂપ પ્રમાદથી વિકૃત ભાવને પામવુ, તે આત્મસ્વરૂપની ઘાતરૂપ ભાવહિંસા છે અસત્ય, ચોરી, અબ્રહ્મચર્ય વગેરે પણ આત્માના પ્રમાદરૂપ વિકાર ભાવના -વિભાવના કારણ છે માટે અસત્યાદિ સર્વ પાપસ્થાનક પણ હિંસાના અંગભૂત છે એથી ઉલટુ આત્માનુ સ્વસ્વભાવમા વર્ત્તવુ, રાગાદિ પ્રમાદથી સ્વરૂપભ્રષ્ટ ન થવુ, તે શુદ્ધ આત્મપરિણામની અઘાતરૂપ ભાવ અહિંસા છે, અને સત્યઆદિ પણ તેના અંગરૂપ છે આમ અહિંસા એ જ પરમ ધર્મ છે, એટલે દયાની પરમ ધર્મતા સહેજે સિદ્ધ થાય છે

દ્રવ્યથી, ક્ષેત્રથી, કાળથી અને ભાવથી આત્મદ્રવ્યને જ્યા પરદ્રવ્યનો કે પરભાવનો સમય માત્ર પણ પરમાણુ જેટલો સંગ નથી, એવા પરમ અહિંસક શુદ્ધ સહજ આત્મસ્વરૂપે સ્થિતિ એ જ પરમ તાત્ત્વિક ભાવ અહિંસા છે, એ જ પરમ ભાવદયા છે અને એ જ પરમ ધર્મ છે આવો પરમ ભાવદયામય શુદ્ધ અહિંસા ધર્મ સ્વાચરણથી સિદ્ધ કરી, જેણે શુદ્ધ સહજાત્મસ્વરૂપે સ્થિતિ કરી છે, એવા પરમ કૃપાળુ શ્રી જિનદેવે આ ભાવદયામય પરમ ધર્મનુ આ સ્વરૂપ પ્રકાશ્યુ છે યત્નાથી છકાય જીવની રક્ષા એ આ પરમ કોમળ ભાવદયા પરિણામનો સહજ સ્વાભાવિક વ્યવહાર છે, અને એ જ પરમ કૃપાળુ

નિર્ગ્રંથોએ આચરેલો પરમ સુંદર આચાર છે ચાલો આપણે પણ 'એ ભવતારક સુંદર રાહ, ધરિયે તરિયે કરી ઉત્સાહ!'

(અનુષ્ટુપ) સ્વભાવને વિભાવે જે, ના હણી સ્વદયા ધરે,
તેહ ભાવદયાસિંધુ, હિંસા કેમ કરે? ખરે!

---

## शिक्षापाठ ६ साचु ब्राह्मणपणु

આવા પરમ અહિંસામય દયાધર્મનું પાલન કરવું એ જ સાચું બ્રાહ્મણપણું છે બ્રાહ્મણનું પ્રાકૃત રૂપ 'माहण' થાય છે, તે પણ એ જ પરમાર્થનું સૂચન કરે છે કે હે બ્રાહ્મણ! હે માહણ! તું જીવને મા હણ! જીવહિંસા કરીને આત્મસ્વરૂપની ઘાત મ કર! અથવા બ્રાહ્મણ એટલે નવ વાડવિશુદ્ધ બ્રહ્મચર્યધારી, વા બ્રહ્મમાં-શુદ્ધ આત્મસ્વરૂપમા વિચરનારો બ્રહ્મચારી શુદ્ધ આત્મસ્વરૂપમાં સ્થિત એવો જે 'દ્રવ્યભૂત' હોય અને દેહમમત્વ છોડી કાયા વોસરાવી દીધી છે એવો જે 'વ્યુત્સૃષ્ટકાય' હોય, તેને જ શ્રી સૂય ગડાંગ સૂત્રમાં સાધુ કહ્યો છે, અને તેને જ ત્યાં માહણ શ્રમણ, ભિક્ષુ અને નિર્ગ્રંથ એમ ચાર યથાર્થ સંજ્ઞા આપી છે

વિપ્ર અને દ્વિજ એ બ્રાહ્મણના પર્યાયશબ્દો છે, પણ એ જ ભાવને પુષ્ટ કરે છે વિદ્યા વડે જે પ્રકૃષ્ટ અર્થાત્ મોહરૂપ અવિદ્યા દૂર કરી જે આત્મવિદ્યાના પ્રકર્ષ પામેલ છે તે વિપ્ર દ્વિ+જ=બે વાર જેનો જન્મ થયે છે, અથવા બીજો જન્મ જેનો થયો છે તે દ્વિજ અર્થા સમ્યગ્દર્શનરૂપ સંસ્કારબીજ આત્મામાં રોપાયાથી જે

સમ્યગ્દષ્ટિરૂપે બીજો જન્મ—નવો અવતાર થયો છે, તે 'દ્વિજ' આ સમ્યગ્દર્શનરૂપ આધ્યાત્મિક સસ્કારજન્મ પામવાનો અધિકાર કોઈ પણ જાતિને છે આવો સસ્કારજન્મ પામવાથી યોગિકુલમા જન્મ પામેલા 'કુલયોગી' દ્વિજો, કુલવધૂ જેમ, પોતાના યોગિકુલને છાજે એવુ વર્ત્તન કરે છે જેમકે પરભાવવિભાવરૂપ પર ઘર પ્રત્યે ન જવુ, આત્માના નિજ ઘરમા જ રહેવુ, વસ્તુસ્વભાવની મર્યાદા ન ઉલ્લઘાય એવા ઉચિત મર્યાદા ધર્મમા—'મર્જાદ'મા વર્ત્તવુ, સ્વરૂપાચરણરૂપ શીલ સાચવવુ, ઈત્યાદિ યોગિકુલના ધર્મને કુલયોગી બરાબર પાળે છે તેમજ—કુલપુત્ર જેમ અનાર્ય કાર્ય દૂરથી વર્જે છે, તેમ આ આર્ય કુલયોગી દ્વિજો પણ આત્મસ્વરૂપની ઘાતરૂપ હિંસાને પરવસ્તુને પોતાની કહેવારૂપ અસત્યને, પરદ્રવ્યની ચોરી કરવારૂપ અદત્તાદાનને, પરવસ્તુ પ્રત્યે ગમન કરવારૂપ વ્યભિચારને અને મમત્વથી પરદ્રવ્યના ગ્રહણરૂપ પરિગ્રહને, ઈત્યાદિ અનાર્ય કાર્યને દૂરથી ત્યજે છે આવુ જ્ઞાનસસ્કારસપન્ન સમ્યગ્દષ્ટિ યોગીજનનુ જે પારમાર્થિક દ્વિજપણુ તે જ સાચુ બ્રાહ્મણપણુ છે

આ બ્રાહ્મણત્વ સાથે યજ્ઞની ભાવના પણ જોડાયેલી છે, તેનો પરમાર્થ પણ વિચારવા યોગ્ય છે પોતાપણાની—અહત્વમમત્વની બુદ્ધિ હોમી દઈ, આત્માર્પણ ભાવથી કેવળ નિસ્વાર્થપણે—નિષ્કામપણે જે કઈ યજન, પૂજન, ભક્તિ આદિ સદનુષ્ઠાન કરવામા આવે તે યજ્ઞ ઇંદ્રિય પશુઓનુ અર્થાત્ વિષયવાસનાઓનુ બલિદાન આપી, ધર્મધ્યાન અગ્નિમા કર્મઈન્ધનને હોમી દેવા તે યજ્ઞ કર્મ ઈન્ધનને ભસ્મ કરનારા આવા અગ્નિહોત્રની 'ધૂણી' નદાવ ધખાવી

નિર્ગ્રંથોએ આચરેલો પરમ સુંદર આચાર છે આવો આપણે
પણ 'એ ભવતારક સુંદર રાહ, ધરિયે તરિયે કરી ઉત્સાહ!'

(અનુષ્ટુપ્) સ્વભાવને વિભાવે જે, ના હણી સ્વદયા ધરે,
તેહ ભાવદયાસિંધુ, હિંસા કેમ કરે? ખરે!

---

## शिक्षापाठ ६ साचु ब्राह्मणपणु

આવા પરમ અહિંસામય દયાધર્મનું પાલન કરવું
એ જ સાચું બ્રાહ્મણપણું છે બ્રાહ્મણનું પ્રાકૃત રૂપ 'માહણ'
થાય છે, તે પણ એ જ પરમાર્થનું સૂચન કરે છે કે હે
બ્રાહ્મણ! હે માહણ! તું જીવને મા હણ! જીવહિંસા કરીને
આત્મસ્વરૂપની ઘાત મ કર! અથવા બ્રાહ્મણ એટલે નવ
વાડવિશુદ્ધ બ્રહ્મચર્યધારી, વા બ્રહ્મમાં-શુદ્ધ આત્મસ્વરૂપમાં
વિચરનારો બ્રહ્મચારી શુદ્ધ આત્મસ્વરૂપમાં સ્થિત એવો
જે 'દ્રવ્યભૂત' હોય અને દેહમમત્વ છોડી કાયા વોસરાવી
દીધી છે એવો જે 'વ્યુત્સૃષ્ટકાય' હોય, તેને જ શ્રી સૂ
યડાંગ સૂત્રમાં સાધુ કહ્યો છે, અને તેને જ ત્યાં માહણ,
શ્રમણ, ભિક્ષુ અને નિર્ગ્રંથ એમ ચાર યથાર્થ સંજ્ઞા આપી

વિપ્ર અને દ્વિજ એ બ્રાહ્મણના પર્યાયશબ્દો છે,
પણ એ જ ભાવને પુષ્ટ કરે છે વિદ્યા વડે જે પ્રકૃષ્ટ
અર્થાત્ મોહરૂપ અવિદ્યા દૂર કરી જે આત્મવિદ્યાના પ્રકર્ષ
પામેલ છે તે વિપ્ર દ્વિ+જ=બે વાર જેનો જન્મ થ
છે, અથવા બીજો જન્મ જેનો થયો છે તે દ્વિજ અથ
સમ્યગ્દર્શનરૂપ સંસ્કારબીજ આત્મામાં રોપાયાથી જે

સાચો ભાવયજ્ઞ-બ્રહ્મયજ્ઞ કરે તે જ સાચો બ્રાહ્મણ ગીતામા કહ્યુ છે કે—"જે બ્રહ્મને અર્પણ કરવામા આવે છે, તે બ્રહ્મરૂપ હવિ (હોમદ્રવ્ય) બ્રહ્મઅગ્નિમા, બ્રહ્મથી હોમવામા આવે છે, અને બ્રહ્મકર્મસમાધિથી તેને બ્રહ્મ પ્રત્યે જ જવાનુ છે"

શ્રી ઉત્તરાધ્યયન સૂત્રમા પણ આવો જ ભાવ બતાવ્યો છે ત્યા બ્રાહ્મણો જન્મથી ચાડાલ એવા હરિકેશિબલ મુનિને પૂછે છે કે હે મુનિ! તમારી જ્યોતિ (અગ્નિ) શુ છે? તમારૂ જ્યોતિસ્થાન શુ છે છે? તમારી સુવા (કડછી) કઈ છે? તમારા ઇધન કયા છે? કયા હોમથી તમે જ્યોતિને હોમો છો? મુનિ જવાબ આપે છે-તપ મ્હારી જ્યોતિ છે જીવ મ્હારૂ જ્યોતિસ્થાન છે યોગો મ્હારી સુવા છે શરીર મ્હારૂ ઇધન છે કર્મ મ્હારા સમિધ છે સજમ જોગ શાતિ છે ઋષિ સબધી એવો પ્રશસ્ત હોમ હુ હોમુ છુ આવો સાચો ભાવયજ્ઞ બ્રહ્મયજ્ઞ કરનારા હરિકેશિબલ મુનિ જન્મે ચાડાલ છતા લક્ષણે સાચા બ્રાહ્મણ હતા, એટલે જ ત્યા આગળ વધીને કહ્યુ છે કે-મુડનથી શ્રમણ થતો નથી, ૐકારથી બ્રાહ્મણ થતો નથી, અરણ્યવાસથી મુનિ થતો નથી, કુશચીરથી તાપસ થતો નથી પણ સમતાથી શ્રમણ હોય, બ્રહ્મચર્યથી બ્રાહ્મણ હોય, જ્ઞાનથી મુનિ હોય, તપથી તાપસ હોય, કર્મથી બ્રાહ્મણ હોય, કર્મથી ક્ષત્રિય હોય, કર્મથી વૈશ્ય હોય, કર્મથી શૂદ્ર હોય

આ ઉપરથી સ્પષ્ટ સમજાય છે કે પરમાર્થથી મોક્ષમાર્ગમા જાતિવેષનો ભેદ છે જ નહિ તે યથોક્ત મોક્ષમાર્ગ જે કોઈ પણ સાચો મુમુક્ષુ સાધે છે, તે મુક્તિ પામે 'જાતિવેષનો ભેદ નહિ, કહ્યો માર્ગ જો હોય

સાધે તે મુક્તિ લહે, એમા ભેદ ન કોય ' પરમા ર્થથી તો બ્રહ્મ જાણે તે બ્રાહ્મણ, રાગાદિ આતર્ શત્રુઓને હણે તે ક્ષત્રિય, આત્મહાનિ ત્યજી આત્મલાભનો જ વ્યાપાર કરે તે વૈશ્ય (વાણીઓ) અને આતર્ મલનુ શોધન કરે તે શૂદ્ર આ ચારે વર્ણના સારભૂત પરમાર્થગુણ જાણી, તેને આત્મામા પરિણમાવવા તે જ સાચુ બ્રાહ્મણપણુ ને તે જ સાચુ શ્રમણપણુ

(અનુષ્ટુપ્) શ્રુતગગા મહી સ્નાત, સ્નાતકો શુચિ જે થયા,
સાચા પવિત્ર ચારિત્રી, બ્રાહ્મણો શ્રમણો કહ્યા



## શિક્ષાપાઠ ૭ મહા માહણ મહાવીર

સાચુ બ્રાહ્મણપણુ ભૂલી અજ્ઞજનો જ્યારે હિંસામય યજ્ઞ આદિ અધર્મ પ્રવૃત્તિમા મગ્ન થઈ ગયા હતા, અને અધશ્રદ્ધાની આધી જ્યારે લોકોના હૃદયમા અધકાર ફેલાવી રહી હતી, ત્યારે જગતનુ આ મોહતિમિર વિદારવા જગ દુદ્ધારક મહા માહણ મહાવીરનો પ્રાદુર્ભાવ થયો

આ સિદ્ધાર્થકુલદીપક વીર ક્ષત્રિયપુત્ર ત્રીશ વર્ષની ભર યુવાવસ્થામા, છતી રાજ્યલક્ષ્મીને તૃણવત્ ત્યજી, અપૂર્વ વૈરાગ્યથી ત્યાગ કરીને ચાલી નિકળ્યા જેને જન્મથી જ મતિ શ્રુત ને અવધિ એ ત્રણ મહાજ્ઞાન હતા, એવા આ જ્ઞાનગભીર ત્યાગવીર ત્રિશલાનદનને દીક્ષા અવસરે જ ચોથુ મન પર્યવજ્ઞાન પ્રગટયુ, અને તે જ દિને આ અસગ મહામુનિ અન્યત્ર વિહાર કરી ગયા માર્ગમા ઇદ્રે આ

ભગવાનને વિજ્ઞાપ્યુ–હે પ્રભુ ! હુ પારિપાર્શ્વક થઈને આપના ઉપસર્ગ નિવારવા ઇચ્છુ છુ ભગવાને કહ્યુ–આ કદી બન્યુ નથી ને બનવાનું નથી કે અર્હં તાદિ કોઈ પણ આત્મા પર સહાયથી કેવલજ્ઞાન પામે તે વીર આત્માઓ આત્મવીર્યથી જ કેવલ ઉપાર્જી પરમ પદ પ્રાપ્ત કરે છે આમ ઇંદ્રની ભક્તિજન્ય ઇચ્છાનુ પણ જેણે નિવારણ કર્યું , એવા આ દેહમા પણ નિર્મમ પ્રભુ ચદ્ર જેવા સૌમ્ય, સૂર્ય જેવા તેજસ્વી, ગજેદ્ર જેવા મસ્ત, મૃગેન્દ્ર જેવા નિર્ભય, સાગર જેવા ગભીર, મેરુ જેવા નિશ્ચલ, પૃથ્વી જેવા ક્ષમાશીલ, ખડ્ગિશૃગ જેવા એકાકી, ફણિધર જેવા એકાન્તદૃષ્ટિ, વૃષભ જેવા સ્થિર, કૂર્મ જેવા ગુપ્તેદ્રિય, ભારડ જેવા અપ્રમત્ત, ગગન જેવા નિરાલબન, શખ જેવા નિરજન, સુવર્ણ જેવા જાતરૂપ, અને કમલદલ જેવા નિર્લેપ હતા આવા આ સર્વત્ર સમભાવી અવધૂત, વાયુની જેમ અપ્રતિબદ્ધપણે, ગ્રામ-નગર-અરણ્યાદિમા એકાકી આત્માને ભાવના સતા વિહરવા લાગ્યા अप्पाण भावेमाणे विहरइ। ચાતુર્માસ આવતા મહાવીરે એક કુલપતિના આશ્રમમા વાસ કર્યો ત્યા કિચિત્ અપ્રીતિનુ કારણ થતા તે ચાતુર્માસમા પણ ત્યાથી ચાલી નિકળ્યા, અને તેમણે આ પાચ અભિગ્રહ ગ્રહ્યા –અપ્રીતિસ્થાને રહેવુ નહિ, ગૃહસ્થનો વિનય કરવો નહિ, પાણિપાત્રમા ભોજન કરવુ, સદા કાયોત્સર્ગધ્યાને સ્થિતિ કરવી અને પ્રાયે મૌન રહેવુ આમ મૌન ધારી કાયોત્સર્ગ-ભાવે નિરતર શુદ્ધ આત્માનુ ધ્યાન ધરતા આ જીવન્મુક્ત મહામુનિ, વિહગ જેમ મુક્તપણે, અવનિતલે વિચરતા રહ્યા

દીક્ષાદિનથી માંડીને આ મહાનિર્ગ્રંથ મહાશ્રમણને અનેક ઉપસર્ગો આવી પડયા, તેને આ મેરુ સમા સ્થિર ક્ષમામૂર્તિએ અનન્ય સમતા ભાવે સહન કર્યા જેમ જેમ ઉપસર્ગનું બળ વધતુ જતુ હતુ, તેમ તેમ આ મહાવીરનું આત્મવીર્ય ઓર ને ઓર ઝળકી ઊઠી તેમનું અંતર્ગત આધ્યાત્મિક મહાવીરપણુ પ્રગટ કરતુ હતુ ઉપસર્ગોથી ડરવાની કે ભાગવાની વાત તો દૂર રહી, પણ વીર સુભટની જેમ તેને સામા જઇ ઊલટા ભેટવા માટે આ મહાવીર આસ અનાર્ય દેશોમા વિચર્યા ત્યા મુંડો એમ કહી કોઇ તેને હણતા હતા, કોઈ ગૂઢ ચર માની વારી રાખતા હતા, કોઈ ચોર જાણી બાંધતા હતા, અને બીજાઓ પણ સ્વરુચિ પ્રમાણે અનેક પ્રકારની વિડંબના કરતા હતા પણ પ્રેમ-મૂર્તિ પ્રભુ તો તે ઉપસર્ગ કરનાર નિસર્ગક્રૂર અનાર્યોને પણ પોતાના કર્મક્ષયમા સહાયરૂપ આત્મબંધુ માની કર્મ ક્ષપણથી આનંદ પામતા, અને ઘોર તપશ્ચર્યા કરતા શુદ્ધ ચૈતન્યમૂર્ત્તિ આત્માનુ ધ્યાન ધ્યાવતા પ્રતિમાવત્ સ્થિર થતા

એકદા પ્રભુ અઠ્ઠમ તપ કરી, એકરાત્રિકી મહા પ્રતિમાથી એક રૂક્ષ દ્રવ્ય પર સ્થિર નિર્નિમેષ દષ્ટિએ એકાગ્ર ધ્યાને સ્થિત હતા ત્યારે અવધિથી જાણી ઇંદ્રે સુધર્મા સભામા પ્રભુના મેરુ સમા આ અક્ષોભ્ય ધ્યાનની પ્રશંસા કરી તે સહન ન કરી શકવાથી મત્સરથી બળતો સંગમ નામનો એક દુષ્ટ દેવ, આ મર્ત્ય તે શી વિસાતમા એમ હુંકાર કરતો, પ્રભુ જ્યા ધ્યાનસ્થ બિરાજમાન હતા, ત્યા આવ્યો અને તેમને ઘોર ઉપસર્ગો કર્યા છેવટે હજાર

લોહભારથી ઘડેલુ ચક્ર તે દુષ્ટે પ્રભુ પર દે ક્યુ, જેથી તે ગોઠણ સુધી પૃથ્વીતલમા નિમગ્ન થઈ ગયા એવી સ્થિતિમા પણ તે કરુણાસિન્ધુ મહાવીર તે દેવને માટે શોચવા લાગ્યા કે-અરે! વિશ્વને તારવા ઈચ્છતા અમે આ બિચારાના સસારકારણ થયુ! અમારા નિમિત્તે ક્લિષ્ટ કર્મ બાધતા આ બાપડાની શી ગતિ થશે? એમ ચિતવતા તે પરમ કૃપાળુની આખમા ઝળઝળીઆ આ યા આવા કરુણ મૂર્ત્તિને તે નિર્દય દેવે વીશ મહા ઉપસર્ગો તે રાત્રીને કર્યા, પણ ધ્યાનનિમગ્ન પ્રભુ લેશ પણ ચળ્યા નહિ એટલે પ્રતિજ્ઞાભ્રષ્ટ થયેલો હુ કયા મોઢે સુધર્માસભામા પાછો જાઉ એમ ચિતવી, તે અધમાધમ સગમે પ્રભુનો પીછો પકડી, આહાર પણ ન કલ્પે એવો દુનિ અનેષણારૂપ કરી દેતા છ માસ સુધી વિવિધ ઉપસર્ગો કર્યા છેવટે સમતમૂર્તિ પ્રભુને મેરુવત્ અક્ષોભ્ય દેખી, તે દુષ્ટ દેવ થાક્યો અને ક્ષમા યાચી સ્વસ્થાને ગયો

સગમના આ ઘોર ઉપસર્ગ પછી ગોપે પ્રભુના કાનમા ખીલા ખોડયા, તે ભયકરમા ભયકર મહા ઉપસર્ગ પણ ક્ષમામૂર્ત્તિ પ્રભુએ અનન્ય સમતાભાવે વેઠ્યો આમ મહા સત્ત્વપણાની જાણે કસોટી કરવા આવેલા મહા ઉપસર્ગ પરીષહની અગ્નિપરીક્ષામાથી શુદ્ધ સુવર્ણની જેમ મહાવીર સમુત્તીર્ણ થયા અને આમ સાડાબાર વર્ષ પર્યંત અખ મૌન પાળી, જેણે અપૂર્વ અપ્રમત્ત યોગ સાધ્યો હતો, એ આ સમર્થ યોગીશ્વ ને ઋજુપાલિકા નદીના કાઠે શુક્લ-શુ આત્મધ્યાનની અપૂર્વ શ્રેણીએ ચડતા, કેવલજ્ઞાન ઉપજ્યુ

પછી આ તીર્થંકર ભગવંત **મહાવીરે** ધર્મતીર્થનું સ્થાપન કરી, સર્વ શોકનો નાશ કરનારા એવા 'અશોક' ધર્મચક્રનું પ્રવર્ત્તન કર્યું ઇંદ્રભૂતિ **ગૌતમ** આદિ મહા બ્રાહ્મણો તેમના પટ્ટશિષ્ય ગણધર થયા મહારાજા **બિંબિસાર** (શ્રેણિક) આદિ મહાક્ષત્રિયો તેમના અગ્રગણ્ય અનુયાયિ બન્યા આનંદ આદિ મહાવૈશ્યો અને સદ્દાલપુત્ર આદિ મહાશૂદ્રો પણ તેમના મહાભક્ત ઉપાસક થયા ચારે વર્ણના લોકોને **મહાવીરના** વિશાળ વિશ્વવ્યાપક ધર્મધ્વજ તળે સ્થાન મળ્યું ભારતવર્ષમાં સ્થળે સ્થળે ગ્રામાનુગ્રામ વિહાર કરતા આ ભારતના મહાજ્યોતિર્ધરે પોતાનો અહિંસા અને સત્યનો દિવ્ય સંદેશ જગતને સંભળાવ્યો, ધર્મ કોઈ એક અમુક જાતિનો જ ઇજારો નથી, પણ સર્વ કોઈ આત્માનો જન્મસિદ્ધ અધિકાર છે એવી ઉદ્ઘોષણા કરી, સર્વ આત્માઓ આત્મત્વધર્મે સમાન છે, સર્વ જીવો સાધર્મિક આત્મબંધુ છે એવું વિશ્વબંધુત્વ બોધ્યું, સર્વત્ર મૈત્રી, પ્રમોદ, કારુણ્ય અને માધ્યસ્થ્ય એ મહા ઉદાર વિશ્વ કલ્યાણકારિણી ભાવનાઓ પ્રચારી અને આમ ત્રીશ વર્ષ પર્યંત પરમાર્થ ધર્મામૃતની વર્ષા વર્ષાવી, આ **મહાવીર** પ્રભુ દીવાળીના દિને બહોતેર વર્ષની વયે નિર્વાણ પધાર્યા

(૨)

મંદાક્રાન્તા

લોકો સર્વે ભુવનભરમાં મોહનિંદ્રે સુતા'તા,
ને અજ્ઞાને ગહન તિમિરે ગાઢ તે ઘોરતા'તા,
ત્યાં તો ઊગ્યો ભરત ગગને દિવ્ય તે વીર ભાનુ,
ધન્યા ! ધન્યા ! જનની ત્રિશલા ધન્ય સિદ્ધાર્થ માનું ૧

તે વીરેન્દ્રે સકલ જગની ભાવ નિદ્રા ઉડાડી,
તે યોગીન્દ્રે જન મનમહીં આત્મજ્યોતિ જગાડી,
તે બુદ્ધેન્દ્રે શિવપુર તણી શુદ્ધ વિધિ બતાવી,
તે દેવેન્દ્રે ભવવન વિષે સાચી દિશા સુઝાડી ૨

'જીવોને ના હણુ' ઇમ મહા માહણે વીર નામે,
ફૂંક્યો મંત્ર ત્રય ભુવનમાં આ અહિંસા સુનામે,
સૌ જંતુને જીવન પ્રિય છે, રક્ષજો સર્વ પ્રાણી!
ભાખી એવી જગગુરુ તે શ્રી વીરે વીરવાણી ૩

મૈત્રી સર્વે ભૂત પ્રતિ અહો! સર્વ જીવો ધરાવો!
દુઃખી પ્રત્યે કરુણ ઝરણું નિત્ય સર્વે વહાવો!
રાખો રાખો પ્રમુદિતપણું સર્વદા ગુણી પ્રત્યે!
દાખો દાખો વિપરીત પ્રતિ ભાવ માધ્યસ્થ્ય નિત્યે! ૪

એવી એવી અમલ અતિશે ભાવનાઓ પ્રસારી,
મુક્તિકેરા અમલ પથની આત્મવિદ્યા પ્રચારી,
દીવાળીને દિન જગદીવો નાથ નિર્વાણ પામ્યો,
જન્માબ્ધિથી તરણકરણો લોકઅગ્રે વિરામ્યો ૫

સંસ્મરણાર્થે ભુવનદીપના દ્રવ્ય દીવા કરાવો!
સંસ્મરણાર્થે ભુવન રવિના દીપમાલા રચાવો!
ધ્યાવી ગુણો ભગવન તણા ભાવ દીવા જલાવો!
ભક્તિ ભાવે નિજહૃદયમાં આત્મ જ્યોતિ જગાવો! ૬

— —

## शिक्षा पाठ ८ मैत्री आदि चार भावना

વિશ્વવંદ્ય મહાવીર ભગવંતે મૈત્રી, પ્રમોદ, કારુણ્ય અને માધ્યસ્થ્ય એ ચાર વિશ્વવત્સલ ભાવનાનું નિરૂપણ કર્યું છે શાંતિના ફિરસ્તા જેવી આ ચાર ઉત્તમ ભાવના અધ્યાત્મની જનની, મોક્ષમાર્ગની પ્રવેશની, ચિત્તની પ્રસાદની અને ધર્મધ્યાનની રસાયની છે જગતમાં બીજાઓ પ્રત્યે આપણું વર્ત્તન અને વલણ કેવું રાખવું જોઈએ, તેનો અનુપમ બોધ કરતી આ ભાવનાઓ પ્રભાવના પામે, તો અશાંતિના કારણો દૂર થઈ જગતનું કેટલું બધું કલ્યાણ થાય ? કારણ કે "પરહિતચિંતા તે મૈત્રી, પરસુખતુષ્ટિ ત મુદિતા, પરદુઃખવિનાશિની તે કરુણા અને પરદોષઉપેક્ષણી તે ઉપેક્ષા" અર્થાત્ સન્મિત્રની જેમ બીજા સર્વ જીવોનું હિત ચિંતવી સાચું મિત્રપણું દાખવવું તે મૈત્રી બીજો કોઈ પણ આપણા કરતાં ગુણમાં ક પુણ્યમાં અધિક હોય, તો તે પ્રત્યે ઈર્ષ્યા કે દ્વેષ-મત્સર નહિ કરતાં રાજીપો રાખવો, ચિત્તપ્રસન્નતા ધારી ગુણાનુરાગ દાખવવો તે પ્રમોદ કોઈ આપણા કરતાં ગુણમાં કે પુણ્યમાં ન્યૂન હોય, અથવા દોષથી દુષ્ટ કે દુઃખથી આર્ત્ત હોય, તો તેના પ્રત્યે તુચ્છ ભાવરૂપ તિરસ્કાર નહિ કરતા અનુકંપા વરી, તેના દોષ-દુઃખાદિનું છેદન કરવા તત્પર થવું તે કરુણા અને કોઈ સમજાવવાના ગમે તેટલા પ્રયત્ન છતાં દોષરૂપ અકાર્યમાંથી વાર્યો વારી શકાય એમ ન હોય, કે વાંકો વિમુખ ઉપરાંઠો ચાલતો હોય, તો તેની ઉપેક્ષા ... રહિત મધ્યસ્થપણું

ધરવું, તે માધ્યસ્થ્ય અથવા ઔદાસીન્ય આવી આ યોગ-સન્મિત્રની મૈત્રી ઠરાવનારી આ મૈત્રી આદિ ભાવનાઓ જીવને મોક્ષમાર્ગની યોગ્યતા-'**પાત્રતા આપનારી**' છે એટલા માટે જ મુમુક્ષુ જોગીજનો તેનું નિરંતર પુન: પુન: ભાવન કરે છે જેમકે—

મ્હારે સર્વ પ્રાણી પ્રત્યે મૈત્રી છે આ જગતમાં મ્હારો કોઈ પણ શત્રુ નથી ને મ્હારે કોઈની સાથે વેર નથી જેવું મ્હારા આ માનું સ્વરૂપ છે, તેવું જ આ સર્વ આત્માઓનું સ્વરૂપ છે તેથી એ સર્વ મ્હારા સાધર્મિક આત્મબંધુઓ જ છે, એમ નિશ્ચય રાખી હે ચેતન! તું વિશ્વબંધુત્વ ભાવ! સમસ્ત જગજ્જીવ પ્રત્યે વાત્સલ્ય ધરી, તેઓનું નિરંતર હિત ચિંતવ! '**સર્વાત્મમાં સમદ્રષ્ટિ દ્યો. આ વચનને હૃદયે લખો**!'' એમ તું મૈત્રી ભાવનાનું ભાવન કર!

પરના પરમાણુ જેવડા ગુણને પણ પર્વત જેવો ગણી પોતાના હૃદયમાં પ્રફુલ્લિત થઈ હે ચેતન! તું તેના પ્રત્યે ત્હારો સાચો પ્રમોદભાવ દાખવ! અને તે તે ગુણવંતની ધન્યતા ચિંતવ કે ધન્ય છે આને! આનામાં વિદ્યા-વિનય-વિવેક-વિજ્ઞાનનો કેવો વિકાસ છે! આ કેવો જ્ઞાનવાન્, કેવો ચારિત્રવાન છે! ધન્ય છે આ આત્મારામી મુનીશ્વરોની પરમ નિર્ગ્રંથ વીતરાગ વૃત્તિને! અહો આ મહંતોનું મહા અસિધારાવ્રત! અહો આ બ્રહ્મનિષ્ઠ મહાત્માઓની બ્રાહ્મી સ્થિતિ! આ સદ્ધર્મપરાયણ સદ્ગૃહસ્થો પણ ધન્ય છે! બન્ને કુળને અજવાળનારી આ સતી સ્ત્રીઓને ધન્ય છે! આવા સર્વ

સુકૃતીઓના સુચરિત સંકીર્ત્તનનો રસાસ્વાદ લેવડાવી હે ચેતન! તું હ્હારી રસનાને 'રસના' કર! ગુણવંતની ગુણ ગાથા શ્રવણ કરાવી હ્હારા શ્રવણને તું 'શ્રવણ' કર! અન્યના ઐશ્વર્યના પ્રસન્ન અવલોકનથી હ્હારા લોચનને તું 'લોચન' (રોચન) કર! અને આમ સાચા નિર્દંભ પ્રમોદભાવથી અન્યના સુકૃતમાં મફતનો ભાગ પડાવી હ્હારી જીભના, હ્હારા કાનના ને હ્હારા નેત્રના નિર્માણને કૃતાર્થ કર!

રોગ વગેરે શારીરિક દુઃખોથી તેમજ દારિદ્ર-દૌર્ભાગ્ય આદિથી ઉપજતા માનસિક દુઃખોથી આ જગજ્જીવો બિચારા આધિ-વ્યાધિ-ઉપાધિરૂપ ત્રિવિધ તાપ પામી રહ્યા છે તે પ્રત્યે હે જીવ! તું કરુણાર્દ્ર દૃષ્ટિથી જો! અનુકંપા ભાવ! અને પોતાનું દુઃખ દૂર કરવાને જેમ તું સદા તત્પર રહે છે, તેમ પરદુઃખભંજન કરવાને તનમનધનની સમસ્ત શક્તિ હોમી દઈ હ્હારી અનુકંપાને સાર્થક કર! અરે! મહાભવરોગથી આર્ત્ત આ જીવો બિચારા અનંત જન્મ મરણાદિ દુઃખ અનુભવી રહ્યા છે, વિષયકષાયથી વ્યાકુલ થયેલા તેઓ પોતાના હાથે દુર્ગતિનો ખાડો ખોદી તેમાં ઊંડા ને ઊંડા ઉતરી રહ્યા છે. આ સર્વ જીવોને સન્માર્ગે દોરી હું શાસનરસિક કરૂં તો કેવું સારૂં! એવી ભાવદયાની ઊર્મિઓથી હે જીવ! તું હ્હારા હૃદયસાગરને છલકાવી દે!

અને 'સુખકી સહેલી હૈ અકેલી ઉદાસીનતા, અધ્યાત્મની જનની અકેલી ઉદાસીનતા' માટે હે જીવ! તું ખરેખર સુખ ઇચ્છતો હો, તો ઉદાસીન ભાવને ભજ! રાગ-દ્વેષ ન સ્પર્શી શકે એવા ઉંચ-ઉંચા આત્મસ્વભાવના

આસનમા આસીન-સ્થિત થા ! "આ અચેતન છે તે
ઉે ને ચેતન છે તે અદૃશ્ય ઉે તો હુ કયા રોષ કરૂ
કયા તોષ કરૂ ? માટે હુ તો મધ્યસ્થ જ રહીશ'-
હે ચેતન ! તુ દૃઢ નિશ્ચય રાખ સદ્બોધ દેતા પણ
સમજ્યો ન સમજે તો પણ તુ રોષ મ પામ ભ
મહાવીર જેવાથી પણ સ્વશિષ્ય જમાલિ ઉન્માર્ગે
રોધી શકાયો નહિ, તો બીજાનુ શુ ગજુ ? સૂત્ર
કોઈ ઉત્સૂત્ર ભાખે, સન્માર્ગ છોડી કોઈ ઉન્માર્ગે
અમૃત ઉેડી કોઈ વિષ પીએ, તો તેમા આપણે શુ ક
એમ ચિંતવી, પર ચિંતા છોડી હે ચેતન ! તું સમ
ત્હાગ નિજ સ્વરૂપની ચિંતા કર ! અને આ અ
પરમ અમૃતરૂપ ઔદાસીન્ય શાતસુધારસનું પાન કરી
જ જીવન્મુક્ત સુખનો અનુભવ કર !

(શિખરિણી) બધા પ્રાણી પ્રત્યે સતત શુભ મૈત્રી ધરી
ગુણોથી શોભતા સુજન અતિ પ્રીતિ બહુ
ઉપેક્ષા વિરૂદ્ધે દુખિત અનુકપા નિત
પ્રકાશતો એવું ધરમ જિનનો આ જય

—o—

## शिक्षापाठ ९ सत्शास्त्रनो उपकार

આ મૈત્રી આદિનો જે બોધ કરે છે, એવા વિશ્વ
કારી સતશાસ્ત્રનો ઉપકાર અમાપ છે કારણકે '

ઉપાય હોય તો તે શ્રી વીતરાગનો ધર્મ જ છે '+ એટલે તે વીતરાગ ધર્મના નિરૂપક સતશાસ્ત્રને જેટલી ઉપમા આપીએ તેટલી ઓછી છે શાસ્ત્ર એ અહિતમાથી નિવર્તાવી જીવને હિતમા પ્રવર્તાવનાર સન્મિત્ર છે શાસ્ત્ર એ અપાર ભવસાગરમાથી જીવને પાર ઉતારનારી નૌકા છે શાસ્ત્ર એ શિવસુખની જન્મદાત્રી જનની છે " શાસ્ત્ર એ સર્વત્ર ગમન કરનારૂ ચક્ષુ છે " શાસ્ત્ર એટલે શાસ્તા પુરુષનું, આપ્ત પ્રમાણભૂત જ્ઞાની પુરુષનું વચન જીવને મોક્ષમાર્ગ સબધી જે શાસન-આજ્ઞા કરે અને ભવભયથી ત્રાણ-રક્ષણ કરે તે શાસ્ત્ર, એવો તેનો વ્યુત્પત્તિઅર્થ જ તેનુ પરમ ઉપકારિપણુ સૂચવે છે

અને આવુ શાસ્ત્ર તો નિર્દોષ એવા વીતરાગ સર્વજ્ઞનું જ વચન હોઈ શકે, બીજા કોઈનું નહિં સત્ સ્વરૂપને પ્રાપ્ત થયેલા સત્પુરુષનુ સતુવચન તે જ સતશાસ્ત્ર અથવા સદાગમ છે, અને તે જ વસ્તુનું સતસ્વરૂપ બોધી જીવનું સાચુ કલ્યાણ કરવાને સમર્થ હોવાથી પરમ માન્ય છે '**નિર્દોષ નરનુ કથન માનો તેહ જેણે અનુભવ્યુ**' કારણકે મહા યોગબલસપન્ન તે તે મહાગુરુઓનો ચૈતન્યસ્વરૂપ આત્મા અક્ષર સ્વરૂપે વ્યક્ત થઈ, તેમની કૃતિઓમા પ્રગટ પણે અક્ષરસ્વરૂપે રહ્યો છે પ્રત્યક્ષ આત્મજ્ઞાની સદ્ગુરુના વિરહે અથવા તેમની આજ્ઞાએ આવા પરોક્ષ આત્માગમી સદ્ગુરુ ઓના વચનનું અવલબન જ જીવને શ્રેયસ્કર થઈ પડે છે

---

+ આ ગ્રથમાં ' એકવડા ' ઇન્વર્ટેડ ' 'મામા અવતરણરૂપે મૂકેલ વચન શ્રીમદ્ રાજચદ્રનું છે અને " બેવડા ઇન્વર્ટેડ મામાં મૂકેલ વચન ગ્રથનું છે એમ સર્વત્ર સમજવુ

અને 'સત્' શાસ્ત્ર એમ જે કહ્યુ છે તે અસતશાસ્ત્રનો વ્યવચ્છેદ કરવા માટે છે કારણકે સતશાસ્ત્ર જ જીવને ઉપ કારી થાય છે, અસતશાસ્ત્ર તો ઉપકારી નહિ, પણ મહા અપકારી થાય છે રાગ-દ્વેષ-મોહની વૃદ્ધિ કરનારા એવા અસતશાસ્ત્રનું આ માર્ગીને શુ પ્રયોજન ? જગત્પૂજ્ય એવુ સત્શાસ્ત્ર અમૃત છોડી કુશાસ્ત્રવિષથી આત્મવિડબના કોણ કરે ? વળી "અર્થકામની બાબતમા લોકો વિના ઉપદેશે પણ પટુ હોય છે," વગર શિખવ્યે પણ આપોઆપ પ્રવર્ત્તે છે, પણ ધર્મની બાબતમા તો શાસ્ત્ર ઉપદેશ વિના પ્રવૃત્તિ ઘટતી નથી માટે તેમા શાસ્ત્રને જ પ્રમાણભૂત ગણી, તદુક્ત વિધિ અનુસાર મુમુક્ષુ આદરથી પ્રવર્ત્તે એ જ એને આ મ હિતનો હેતુ છે

કારણ કે આ કરવુ ને આ ન કરવુ એમ આ મ પદાર્થને અવિરોધરૂપ વિધિનિષેધ જે દાખવે છે,– એવુ સત્ શાસ્ત્રજ "મોહાધકારભર્યા આ લોકમા આલોક" (પ્રકાશ) કરનારો દીવો છે સતશાસ્ત્ર એ અજ્ઞાનાધ જનોને તત્ત્વ દૃષ્ટિ અર્પનારૂ જ્ઞાનચક્ષુ, દિવ્યનયન છે,—જે વિનાની ધર્મક્રિયા પણ "અધપ્રેક્ષા ક્રિયા તુ ય" છે કારણ કે અધપણાને લીધે માર્ગ ન દેખતો આધળો ઉન્માર્ગે જઈ જેમ ઊડા ખાડામા પડી જાય, તેમ દૃષ્ટિઅધપણાને લીધે સન્માર્ગ નહિ દેખતો અજ્ઞાની જીવ ઉન્માર્ગે ગમન કરી દુર્ગતિરૂપ ગર્તામા–ખાડામા પડી જાય છે પણ સતશાસ્ત્રનું અવ લબન જીવને હસ્તાવલબનરૂપ થઈ પડી દુર્ગતિમા પડતો અટકાવે છે, અને તેને સદ્ધર્મમા ધારી રાખી આત્મકલ્યાણને

પથે ચઢાવે છે સતશાસ્ત્ર એ ભવઅરણ્યમા ભૂલા પડેલા જીવપથિકોને ઉત્તમ માર્ગદર્શક ભોમીઓ છે, મોક્ષમાર્ગના પ્રવાસી મુમુક્ષુને આગમા ગુણસ્થાનકના અંત પર્યંત દિશા દર્શન કરાવનારો પરમ સહાયક સોબતી છે

સતશાસ્ત્ર એ ભવરોગનો નાશ કરનારી દિવ્ય ઔષધિ અથવા અમૃત સજીવની છે એટલે ભવરોગનુ નિવારણ ઇચ્છનારે તે પરમ શાતરસમૂળ વીતરાગ વચનામૃતોનુ નિરંતર સેવન કરવા યોગ્ય છે કારણ કે રાગ–દ્વેષ–મોહરૂપ ત્રિદોષથી આ જીવને સતસ્વરૂપથી નિપાતરૂપ સન્નિપાત લાગુ પડયો છે વીતરાગરૂપ મહવૈદ્યે સતશાસ્ત્રમા નિરૂપણ કરેલી રત્નત્રયીરૂપ માત્રાનુ જીવ જેમ જેમ સેવન કરે, તેમ તેમ તેનો આ ત્રિદોષ સનિપાત અવશ્ય દૂર થાય છે, અને તેને આત્મામા સ્થિરતારૂપ સ્વાસ્થ્ય–આરાગ્યલાભ પ્રાપ્ત થતો જાય છે પરમ શાતસુધારસ જેનુ મૂળ છે એવી આ શ્રુત ઔષધિની શક્તિ અમૃત જેવી છે અમૃત જેમ મરેલાને કે મૂર્છિતને જીવાડે છે, સજીવન કરે છે, અમર કરે છે, તેમ અમૃત સમી આ શ્રુતશક્તિ જીવને જીવાડે છે, સજીવન કરે છે, પરમાર્થમય ભાવજીવન અર્પે છે, અને ક્ષણ ક્ષણ ભયકર ભાવમરણમાથી ઉગારી અનતત્વ આપે છે, યાવત્ મોક્ષફળ પ્રાપ્ત કરાવે છે

પરમ શાતસ્વરૂપ વીતરાગના વદન–હિમ દ્રહમાંથી નીકળેલી એવી શાતસુધારસના કલ્લોલો [illegible] ગગાના નિર્મલ નીરમા જે નિમજ્જન કરે છે, ત [illegible] શીતલ શુ[illegible] શાન થાય છે, અને તે [illegible]

અખંડ શાનવાહિતાના પ્રવાહમા તણાતો જઇ પરમાત્મસ્વરૂપ સમુદ્રને મળે છે

(ચોપાઇ) સતશ્રુત નિર્મલ ગગાજલે, મનનો મળ સઘળોયે ગળે,
ચિત્તરત્નની અશુદ્ધિ ટળે, આત્મપ્રકાશે નિત ઝળહળે



## શિક્ષાપાઠ ૧૦ પ્રમાદના સ્વરૂપનો વિશેષ વિચાર

સતશાસ્ત્રનો ઉપદેશ જેના આત્મામા પરિણમે છે, તેનો પ્રમાદ છૂટે છે આ પ્રમાદ એટલે આળસુપણુ એવો માત્ર સામાન્ય અર્થ નથી, પણ પ્રમાદ એટલે આત્મસ્વરૂપથી પ્રમત્તપણુ, ચ્યુતપણુ, ભ્રષ્ટપણુ આત્માનુ સ્વરૂપથી ચૂકવુ તે પ્રમાદ એટલે જે કઇ વડે કરીને જીવ પોતાની સ્વરૂપસ્થિતિથી પ્રમત્ત થાય, ભ્રષ્ટ થાય, તે પણ પ્રમાદ એવો તેનો વિશાળ અર્થ છે આત્માના સત્સ્વરૂપથી નિપાત નીચે પડવુ, અધ પતન થવુ, તે સનિપાત એ જ મુખ્ય પ્રમાદ છે અને આ સતસ્વરૂપથી નિપાતરૂપ સનિપાતથી જ જીવને રાગ-દ્વેષ-મોહ એ ત્રિદોષ સન્નિપાતરૂપ અન્ય પ્રમાદ લાગુ પડે છે

મદ, વિષય, કષાય, નિદ્રા, વિકથા એ પચ પ્રમાદ પણ આ સ્વરૂપભ્રષ્ટતારૂપ મુખ્ય પ્રમાદનુ જ પરિણામ છે કારણકે સ્વરૂપથી પ્રમત્ત થયેલો જીવ મોહમદિરાથી મત્ત બની પરભાવમા અહભાવરૂપ મદ પ્રમાદ ધરે છે એટલે પછી તે મદમત્ત જીવ પચ ઇંદ્રિયરૂપ ગવાક્ષમાથી પડતુ મૂકી, ઝપલાવી, પર વિષયમા પતનરૂપ પ્રમાદ પામે છે

અને તે પતનથી મૂર્ચ્છિત થઈ તેમા આસક્તિ ધરતો વિષયા સક્ત જીવ તે વિષયને કાજે કષાય પ્રમાદને સેવે છે આ પ્રકારે વિષયકષાયરૂપ પરભાવ-વિભાવમા નિમગ્ન થયેલો તે આત્મભાન ભૂલી જવારૂપ પ્રમાદને પામી અજ્ઞાનરૂપ ઘોર નિદ્રામા ઘોરે છે, અને આત્મકથાના વિસ્મરણરૂપ પ્રમાદને પામી વિપરીત એવી પરકથારૂપ વિકથા કરે છે આમ સ્વરૂપ ચૂકવાને લીધે ઉપજતા પચ પ્રમાદથી 'આખુ જગત્ પરકથા ને પરવૃત્તિમા વહ્યુ જાય છે'

અથવા આ પચ પ્રમાદ આત્માને સ્વરૂપભ્રષ્ટ કરનારા કારણરૂપ પણ છે કારણકે-મદિરાની જેમ અષ્ટ પ્રકારના મદ જીવને આત્મભાન ભૂલાવી સ્વરૂપથી ચૂકાવે છે વિષય એ જીવના આત્મસ્વરૂપને હણનારૂ ભયકર વિષમ વિષ છે, બીજા વિષ તો એક વાર જ મારે, પણ આ વિષય હાલાહલ તો અનત જન્મમરણ કરાવી અનતવાર મારે છે અને આશ્ચર્ય તો એ છે કે આમ આત્માને વિષની જેમ મારી નાખનારા આ વિષયના યોગક્ષેમાર્થે-વિષય સરક્ષણાર્થે જીવ કષાય કરે છે! વિષયની મદદે શીઘ્ર દોડી જવા કષાય દોસ્તો સદા તૈયાર જ (Ever-ready) ઊભા છે! અને જીવને કષ-સસારનો આય-લાભ પ્રાપ્ત કરાવી પોતાનું 'કષાય' નામ સાર્થક કરનારા આ કસાઈ જેવા કષાય નિર્દયપણે આત્મસ્વરૂપની ઘાત કરે છે આત્મ સ્વરૂપનુ અજ્ઞાન એ જીવનો ભયકરમા ભયકર પ્રમાદ છે આત્મસ્વરૂપના અજ્ઞાનને લીધે જ જીવ અમૃત જેવી સરસ આત્મકથા છોડી, વિષ સમી વિરસ વિકથા સેવે છે અજ્ઞાની

જીવને જ વિષયવિકારની વૃદ્ધિ કરનારી શૃંગારમય સ્ત્રી
ગમે છે, ખાનપાનની વિવિધ વાનીઓની વાતો કરવ
ભક્તકથા તેને વ્હાલી લાગે છે, સ્વદેશની આ સ્થિતિ
ને પરદેશની તે સ્થિતિ છે, સ્વદેશમાં આ બન્યું ને
દેશમાં તે બન્યું, ઇત્યાદિ દેશકથા તેને રસ ઉપજાવે
આ રાજ્ય આપણું છે ને તે રાજ્ય પારકું છે, આ
રાજ્યમાં આવી સુંદર વ્યવસ્થા છે ને તેના રાજ્યના
અસુંદર અવ્યવસ્થા છે, ઇત્યાદિ રાજકથા તેને આનંદ
છે પણ તે મૂઢ જાણતો નથી કે આત્માનો વાસ્ત
સ્વદેશ અને સ્વરાજ તો સહજાત્મસ્વરૂપ છે, અને પરદે
પરરાજ તો પરસ્વરૂપ છે એટલે આવી વિકથારૂપ
કથામાં જીવ રચ્યો પચ્યો રહે, ત્યાં લગી તે સ્વરૂપથી
કેમ ન રહે? આમ આ પંચ પ્રમાદને જીવ જ્યાં
સેવે છે, ત્યાંલગી તે સ્વરૂપભ્રષ્ટ જ રહ્યા કરે છે

આમ આ સર્વ પ્રમાદ પ્રકારનો સ્વરૂપભ્રષ્ટ
પ્રમાદ સાથે પરસ્પર કાર્યકારણ સંબંધ છે
સ્વરૂપભ્રષ્ટતારૂપ પ્રમાદ એ જ સર્વ પ્રકારના પ્રમ
બીજ છે, એ જ સર્વ અનર્થનું ને સર્વ દુઃખનું મૂ
એ જ જીવનો મોટામાં મોટો ને ભયંકરમાં ભયંકર શ
આ 'પ્રમત્ત ભાવે આ જીવનું ભૂંડું કરવામાં ન્યૂ
રાખી નથી તથાપિ આ જીવને નિજ હિ
ઉપયોગ નથી એ જ ખેદકારક છે' પ્રમાદને તી
હેવ કર્મ કહે છે અને અપ્રમાદને તેથી બીજું
અકર્મરૂપ એવું આત્મસ્વરૂપ કહે છે'—એ રહસ્

સૂત્રોનો પરમાર્થ આ પરથી સ્પષ્ટ થાય છે તેમજ—
समयं गोयम मा पमायए–હે ગૌતમ ! સમયનો પ્રમાદ મ
કર ! એ મહાસૂત્રનો મહિમા પણ આ પરથી સમજાય
કે સમય=(૧) કાળનો સૂક્ષ્મમાં સૂક્ષ્મ ભાગ, (૨) મર્યાદા,
(૩) આત્મા, (૪) અવસર એનો પરમાર્થ એ છે કે હે
ગૌતમ ! તું આ સમય–મનુષ્યપણાનો અમૂલ્ય અવસર
પામ્યો છે, તો હવે સમયમાં–સ્વરૂપમર્યાદામાં રહી,
સમયને–આત્માને તું સમયમાત્ર પણ પ્રમાદ પમાડીશ મા !
સમયમાત્ર પણ પરભાવમાં ગમન કરી આત્મસ્વરૂપની મર્યાદા
ચૂકીશ મા ! આમ ભગવાને એક સમયમાત્ર પણ પ્રમાદ
કરવાની ના કહી છે, તો પછી વિશેષનું તો પૂછવું જ શું ?

ચોપાઈ

સમય તણોય પ્રમાદ જ મૂક ! સ્વરૂપની મર્યાદ ન ચૂક !
સમય ન આવો આવશે ફરી, ભગવાન સ્વરૂપ ન ભૂલતો જરી

---

## शिक्षापाठ ११ प्रमादना स्वरूपनो विशेष विचार(२)

વૈતાલીય

અતિ દુર્લભ માનવત્વમાં, અતિ આ દુર્લભ જીવિતવ્યમાં,
ક્ષણ કેવલ એક માનવી ! તુજને યોગ્ય નથી ગુમાવવી ૧

પળ ઉપર જાય છે પળો, દિવસો ઉપર જાય દિવસો,
વરષો પર વર્ષ જાય છે, નિજ આયુષ્ય વ્યતીત થાય છે ૨

ક્ષણુ રે! ક્ષણુ એમ વીતતા, ભવ નિરંતર વૃથા વહી જતા,
કંઈ શ્રેય થયુ ન તાહરૂ, વિસર્યો આત્મસ્વરૂપ તું ખરૂ ૩

ઘટિયંત્ર ઘડી ઘડી કહે, કર હ્લ્યાણુ મનુષ્ય ભવ્ય હે!
ગત આ પળ આવશે નહિ, તજી દે તુંજ-પ્રમાદને અહિં ૪

ગલતું જ્યમ અંજલિ જલ, કુશ અગ્રે ચલ જેમ ઝાકળ,
જલબિન્દુય અબ્જિની દલે, ત્યમ આયુષ્ય નિરંતરે ગળે ૫

કરના અહિં 'કાલ કાલ' રે! ભરશે કાળ કરાલ ફાળ રે,
મનની મનમા રહી જશે, પડ મા લેશ પ્રમાદના વશે. ૬

ભજશે તુજ કેશ શ્વેતતા, તજશે ઇન્દ્રિય વૃન્દ સ્વસ્થતા,
તક સાધી સ્વશ્રેય આધી લે, ધૂર પૂર્ણ દૃઢ પાળ બાંધી લે ૭

તજ આતર નિંદ ગાઢ તું, ઉઠ આત્મન્! ઉઠ જાગ જાગ! તું,
પુરુષાર્થ સદા સ્ફુરાવને, ભજ નિત્યે અપ્રમાદ ભાવને ૮

દૂર મોહ નિશા પછી થશે, ચિદ આકાશ પ્રકાશ પામશે,
ભગવાન્ નિજ ધામમા જશે, સુખ શાંતિ પદમા વિરામશે ૯

---

## શિક્ષાપાઠ ૧૨ ત્રણ મનોરથ

હે પરમ કૃપાળુ દેવ! આપના ચરણકમળની કૃપાથી મને આરોગ્યની પ્રાપ્તિ હો! બોધિલાભની પ્રાપ્તિ હો! ઉત્તમ આત્મસમાધિની પ્રાપ્તિ હો! આપના અનુગ્રહથી આ મ્હારા ત્રણે મનોરથ પૂર્ણ થાઓ!

હે ભગવાન્! હું મહા ભવરોગથી આર્ત્ત છું જન્મ-જરા-મરણાદિ દુઃખોથી હું ક્ષણે ક્ષણે તીવ્ર વેદના અનુભવુ

છુ મોહસન્નિપાતથી હું આત્મભાન ભૂલ્યો છુ ઉગ્ર રાગ-જ્વર મને પરિતાપ પમાડી રહ્યો છે તીક્ષ્ણ દ્વેષશલ્ય મ્હારા હૃદયમા ભોકાઈ રહ્યુ છે વિષયકષાયની વ્યાકુલતા મને મહા અશાતિ ઉપજાવી રહી છે કર્મજન્ય આ ભાવ-રોગથી મ્હારા આત્માની આવી અનારોગ્ય સ્થિતિ થઇ પડી છે જેને સહજ આત્મસ્વરૂપ સ્થિતિમય પરમ સ્વાસ્થ્ય વર્ત્તે છે, એવા હે આરોગ્યમૂર્ત્તિ સહજાત્મસ્વરૂપ પ્રભુ ! મને તમારા જેવુ સ્વાસ્થ્ય અને આત્મઆરોગ્ય પ્રાપ્ત હો !

હે ભવરોગના ભિષગવર ! તમે બતાવેલી રત્નત્રયીરૂપ બોધિ ઔષધિના સેવન વિના મ્હારો આ ભવરોગ મટે એમ નથી માટે હે બોધિમૂર્ત્તિ પ્રભુ ! હુ આપને શરણે આવ્યો છુ તો હવે સમુદ્રમા નષ્ટ રત્ન જેવા પરમ દુર્લભ આ બોધિરત્નના લાભથી મ્હારો જન્મ સફળ થાઓ ! ચિંતામણિ રત્ન અને કલ્પવૃક્ષ કરતા પણ અધિક મહિમાવાળો આ બોધિ-રત્નદીપક મ્હારા હૃદયને વિષે ભવ પર્યંત અખડ પ્રકાશિત રહો !

આ બોધિ વિના મને સમાધિ વર્તી સભવતી નથી માટે હે સમાધિમૂર્ત્તિ પ્રભુ ! બોધિની પ્રાપ્તિ થઇ મને આત્મસમાધિની પ્રાપ્તિ થાઓ ! બીજના ચદ્રમા જેવી બોધિબીજ કલાનો વિકાસ પામી, મ્હારો આત્મ-ચદ્ર પૂર્ણ સમાધિની સોળે કલાથી ખીલી ઉઠો ! મ્હારુ વાસનામય ચિત્ત વિલીન થઇ આત્મામા લય પામો ! સર્વે પરભાવ-વિભાવ શમાઇ જઈ, મ્હારો આત્મા સ્વરૂપમા સમાઇ અખડ આત્મસમાધિ અનુભવો !

હે સચ્ચિદાનંદ પ્રભુ ! આમ આપના કૃપાપ્રસાદથી બોધિ, સમાધિ અને આત્મઆરોગ્ય પામી મ્હારો આત્મા આપના જેવી નિરાબાધ ને નિરામય સ્વસ્થ અવસ્થા પામો ! એટલું જ પ્રાર્થું છું તે સફળ થાઓ ! ૐ શાંતિ શાંતિ શાંતિ

(દોહરા) પરમ કૃપાળુ દેવ હે ! આપો બોધિલાભ,
આપો આરોગ્યલાભ ને, આપો સમાધિલાભ



## शिक्षापाठ १२ चार सुखशय्या

સુખશય્યા એટલે જ્યાં સુખેથી, આરામથી, લહેરથી શયન કરી શકાય એવી સુખદ સ્થિર શય્યા. ડગમગતા પાયાવાળી, ભાંગીતૂટી કે ઉપધાન (ઓશીકાં)ને તળાઈ વગરની ખૂંચે એવી ખાટલી તે સુખશય્યા ન કહેવાય, પણ સ્થિર પાયાવાળી, કોમળ ઓશિકાં ને સુંદર તળાઈવાળી અખંડ પર્યંકિકા હોય તે જ સુખશય્યા કહેવાય. તેમ પરમાર્થમાં, અધ્યાત્મ પરિભાષામાં પણ પરભાવની જે શય્યા તે અસ્થિર, ડગમગતી, સૂતાં ખૂંચે એવી દુઃખદાયક છે, માટે તે સુખશય્યા નહિં, પણ દુઃખશય્યા છે. સાચી સુખશય્યા તો એક નિજ સહજ આત્મસ્વરૂપ પદ છે. કારણકે તે જ અત્યંત સ્થિર ને શયન કરતાં સુખદાયક પરમ આનંદ ઉપજાવનારૂં છે. માટે તે જ પારમાર્થિક સુખશય્યા છે. જેમ જેમ તેની ભાવ-સુખશય્યામાં જીવ શયન કરે છે, જેમ જેમ પરભાવ-વિભાવથી વિરામ પામી જીવ આત્મારામી બને છે, તેમ તેમ તેને પરમ આત્મસુખની-પરમાનંદની ઓર ને ઓર લહરીઓ છૂટે છે

આત્માને આ પરમ સમાધિમય સહજાત્મસ્વરૂપ પદની સુખશય્યામા શયન કરાવવા માટે વિનયસમાધિ, શ્રુતસમાધિ તપસમાધિ, અને આચારસમાધિ એ ચાર સુખશય્યા ઉપકારી છે,—કે જેથી આત્મા ચેતનમય સ્વભાવમા શયન કરી પોતાના 'પુરુષ' નામને સાર્થક કરે છે કારણકે 'પુર્' એટલે ચેતન, અને તેમા 'શેતે' એટલે શયન કરે તેનું નામ પુરુષ આ વિનયસમાધિ આદિ પ્રત્યેક સુખશય્યાના ચાર ચાર ભેદરૂપ ચાર ચાર પાયા છે, અને તેમા જ્ઞાન-દર્શન-ચારિત્ર એ આત્મભાવના અવષ્ટભરૂપ સુદર સુકોમળ ઉપધાન (ઓશીકા) છે કારણકે ઉપધાન=ઉપ+ધાન, અર્થાત્ જ્યા સમીપપણાથી આત્મા આત્મભાવને વિષે વ્યવસ્થાપિત થાય છે તે 'ઉપધાન' આવા જ્ઞાનદર્શનાદિ ઉપધાનવાળી ચેતનમય સ્વભાવની સુંદર તળાઈમા, વિનય સમાધિ આદિ ચાર સુખશય્યા આત્મ-પુરુષને સુખે શયન કરાવે છે તેનુ મુમુક્ષુને મનન કરવા યોગ્ય ઉત્તમ સ્વરૂપ શ્રી દશવૈકાલિક સૂત્રમા આ પ્રકારે પ્રકાશ્યુ છે—

શ્રી સુધર્માસ્વામી જબૂસ્વામીને કહે છે-હે આયુષ્મન્! મે શ્રી સદ્ગુરુચરણ સમીપે વાસ કરતા આ શ્રવણ કર્યું છે -વિનયસમાધિ ચાર પ્રકારે છે (૧) અનુશાસન-શિક્ષા કરવામા આવતા શુશ્રૂષા-શ્રવણની તીવ્ર ઈચ્છા ધારે (૨) સમ્યક્પણે પડિવજ્જે-પ્રતિપન્ન કરે; માન્ય કરે (૩) આમ શ્રવણથી જે શ્રુત થયુ તે શ્રુતને આરાધે (૪) અને આમ શ્રુતપ્રાપ્તિથી હુ કેવો વિનીત છુ એવા આત્મોત્કર્ષથી-ગર્વથી ગ્રહીત ન થાય આમ ચાર

આત્મસ્થિત એવો મોક્ષાર્થી યથાવત્ વિનયસમાધિ આચરે

શ્રુતસમાધિ ચાર પ્રકારે છે (૧) મને શ્રુતજ્ઞાન હોશે આ બુદ્ધિથી અધ્યયન કરવાનુ હોય, નહિ કે મોહ આદિ ભાવ બળથી (૨) હુ એકાગ્રચિત્ત હોઈશ એટલા માટે અધ્યયન કરવાનુ હોય, નહિ કે વિપ્લુતચિત્ત (ડામાડોળ) હોઉ એ માટે (૩) હુ આત્માને સ્વરૂપને વિષે સ્થાપીશ એટલા માટે અધ્યયન કરવાનુ હોય (૪) અને આમ સ્વય આત્મધર્મમા સ્થિત થયેલો હુ પરને આત્મધર્મમા સ્થાપીશ, એટલા માટે અધ્યયન કરવાનુ હોય. આમ હુ જ્ઞાન પામી એકાગ્રચિત્ત હોઈશ અને પોતે સ્વરૂપમા સ્થિત થઈ બીજાને સ્થાપીશ એમ સમજી શ્રુતસમાધિમા રત થયેલો મુમુક્ષુ પુરુષ શ્રુતોનુ અધ્યયન કરે

તપસમાધિ ચાર પ્રકારે છે (૧) ઈહલોક અર્થતાથી —આ લોક સબધી કામનાથી તપઅનુષ્ઠાન ન કરે (૨) પરલોક અર્થતાથી—પરલોક સબધી કામનાથી તપ અનુષ્ઠાન ન કરે (૩) કીર્તિ—વર્ણ—શબ્દ—શ્લોક અર્થતાથી તપ અનુષ્ઠાન ન કરે (૪) નિર્જરાર્થતા શિવાય બીજા કોઈ અર્થે તપઅનુષ્ઠાન ન કરે આમ વિવિધ ગુણવાળા તપમા રત, સર્વ પ્રકારની આશાથી રહિત એવો નિરાશ, ને નિર્જરાર્થિક સદા તપ સમાધિયુક્ત પુરુષ પુરાણ પાપને તપથી ધૂણી નાખે, ખ ખેરી નાખે.

આચારસમાધિ ચાર પ્રકારે છે (૧) ઈહલોક અર્થતાથી આચાર (જ્ઞાનાચાર આદિ પચ) ન આચરે (૨) પરલોક અર્થતાથી આચાર ન આચરે (૩) કીર્તિ—વર્ણ—

શબ્દ–શ્લોકઅર્થતાથી આચાર ન આચરે (૪) અર્હત–જિનપદ પામવારૂપ આર્હત હેતુ શિવાય અન્ય અર્થે આચાર ન આચરે આમ જિનવચનમા રત, અનિતી, સૂત્રાદિથી પ્રતિપૂર્ણ ને અત્યત મોક્ષાર્થી, એવો આચાર–સમાધિથી સવૃત દાન્ત પુરુષ મોક્ષભાવનુ અનુસધાન કરનારો ભાવસધક હોય

આ ચાર સમાધિને સમ્યક્ જાણીને સમાહિત–સુસમાધિસ્થિત આત્મા આત્માનુ જ પદ ક્ષેમ ને શિવ કરે આ શિવસ્વરૂપ આત્મપદ કેવુ છે? વિપુલ હિતવાળુ અને તત્કાળ તથા આયતિમા–પરિણામે પથ્ય ને સુખાવહ એવુ આ શિવપદને પામી તે આત્મસમાધિસ્થિત પુરુષ જન્મમરણથી મુક્ત થાય છે, શાશ્વત એવા સિદ્ધ થાય છે, અથવા આત્મન્ત એવા મહર્દ્ધિક દેવ થાય છે

(દોહરા) ચઢ સુખશય્યામા કરી, જ્ઞાનાદિ ઉપધાન,
આત્મસ્વભાવ તળાઇમા, શયન કરે ભગવાન

---

## શિક્ષપાઠ ૧૪ જબૂ સ્વામી

જબૂકુમાર લગ્નની પ્રથમ રાત્રીએ આઠ નવોઢા પત્નીઓ સાથે વાસભુવનમા બિરાજ્યા છે પણ નવયુવાવસ્થામા વર્તતા આ મહાધનાઢ્ય શ્રેષ્ઠિપુત્ર, શ્રી સુધર્માસ્વામીની સમક્ષ બ્રહ્મચર્યની પ્રતિજ્ઞા લઇ ચૂક્યા છે, અને પ્રાત કાળે તો તેમની પાસે દીક્ષા લેવાના સમયની પ્રતીક્ષા કરી રહ્યા છે હાડોહાડ વૈરાગ્યરગથી રગાયેલા જબૂ કુમારને તેમના

આ નિશ્ચયમાથી ચલિત કરવાને નવવધૂઓ અનેક પ્રકારની ભોગકથા કહી ઘણો ઘણો પ્રયાસ કરે છે, પણ જબૂ કુમાર યોગકથાનુ સકીર્ત્તન કરી તેમને નિરુત્તર કરતા કહે છે કે-કામભોગની કથા તો આ જીવે અનતવાર શ્રવણ કરી છે, અનતવાર પરિચય કરી છે, અનતવાર અનુભવ કરી છે, પણ સત્ એવી આત્મધર્મ કથા એણે કદી શ્રવણ કરી નથી, કદી પરિચય કરી નથી, કદી અનુભવ કરી નથી મે **સુધર્મા સ્વામી** જેવા સદ્ગુરુ મુખે સુધર્મ કથા શ્રવણ કરી છે એટલે આ મહત્ પુરુષના નિર્ગ્રંથ માર્ગે વિચરવાનો 'અપૂર્વ અવસર' હવે હું ચૂકવાનો નથી આમ ભોગકથાને સ્થાને યોગકથાનો મિષ્ટ સવાદ જબૂકુમાર કરી રહ્યા હતા

ત્યા આજે લગ્નની ધમાલને લઇ લૂટ ચલાવવાનો સારો લાગ છે એમ જોઈ, એક **પ્રભવ** નામનો મોટો ધાડપાડુ તે રાત્રીના પાચસો ચોર સાથે જબૂકુમારના આવાસે આવ્યો નિદ્રા પમાડનારી અને તાળા ઉઘાડનારી એમ બે વિદ્યાના પ્રભાવે ભ્રમરે ઘરના સર્વ માણસોને ઉઘાડી દીધા, અને તેમના અલકારાદિ બધી માલમત્તા લૂટી ગાસડા પોટલા બાધી લીધા પણ એક મહાભાગ્ય જબૂકુમાર ઉપર તેની વિદ્યાનો કઇ પ્રભાવ ચાલ્યો નહિ જબૂકુમાર જે જાગતા રહી ઠડા પેટે આ બધુ દૃશ્ય જોયા કરતા હતા, તે મધુર વાણીથી માર્મિક વચન બોલ્યા-અહો નિરાતે શયન કરી રહેલા આ નિમત્રિત જનોને હે લોકો, સ્પર્શશો મા! સ્પર્શશો મા! એઓનો આ હુ જાગતો પહેરેગીર છુ તે મહાપુણ્યપ્રભાવીના આ વચનથી તે ચોરો જાણે લેપ્યમય માટીના પૂતળા હોય એમ સ્તભિત થઈ ગયા

એટલે ચમત્કાર પામેલો પ્રભવ પણ પત્નીઓથી પરિવરેલા જબૂકુમારને ધારી ધારીને જોઈ જ રહ્યો અને તેણે પોતાની વાર્તા નિવેદન કરી કે હું વિન્ધ્ય રાજાનો પ્રભવ નામે પુત્ર છુ ત્હારી મૈત્રીથી મ્હારા પર અનુગ્રહ કર! હે સખા! તુ મને ત્હારી સ્તભની અને મોક્ષણી વિદ્યા દે તેના બદલામા હુ તને મ્હારી અવસ્વાપનિકા અને તાલોદ્ઘાટની એ બે વિદ્યા આપુ જબૂએ કહ્યું-હે પ્રભવ! પ્રભાતે તો હુ આ આઠેય નવોઢા પ્રિયાઓને છોડી, નિર્મમ થઈને પ્રવ્રજ્યા લેવાનો છુ તેથી મને આ ત્હારી વિદ્યાનુ શુ પ્રયોજન છે? એટલે આશ્ચર્યથી દિગ થઈ ગયેલા પ્રભવે ઉઘાડનારી વિદ્યા સહરી લઈ, અજલિ જોડી જબૂકુમાર પ્રત્યે વિજ્ઞાપ્યુ-હે સખા! તુ અભિનવ યૌવનવતો છે આ નવોઢાઓ પ્રત્યે અનુકપા કર તું વિવેકી છે, માટે ભુક્તભોગી થઈ તું પરિવ્રજ્યા લેશે તો શોભશે. જબૂએ જવાબ આપ્યો-વિષયસુખ તુચ્છ છે વિષયસેવામા કદાપિ સુખ હોય તોપણ સર્ષવ જેટલુ નથી અને દુ ખ તો મેરુ જેટલુ છે,-મધુબિન્દુ આદિની પેઠે તે આ પ્રકારે —

કોઈ એક પુરુષ ભમતા ભમતા એક ભયકર અટવીમા આવી પેઠો ત્યા એક મદઝરતો વનમાતગ સૂઢ ઉછાળતો તેની સામે દોડયો એટલે તેણે જીવ બચાવવાને સમીપમા તૃણથી ઢકાયેલો કૂવો હતો તેમા ઝપલાવ્યું તે કૂવાના તટ પર એક વડનું ઝાડ હતુ, તેની એક શાખા કૂવામા લટકવી હતી તેને આલબીને તે લટકી રહ્યો હાથીએ કૂવાની અદર સૂઢ નાખી, પણ તેને પકડી શકયો નહિ પછી તે લટકતા

પુરુષે કૂવામા નીચે દૃષ્ટિ દીધી તો મોઢુ વકાસી રહેલો
મોટો અજગર દીઠો, ચારે બાજુએ નજર ફેરવી તો ફૂફાડા
મારતા ચાર ભયકર ફણિધરો દીઠા વળી તે વડની શાખાને
છેદવા માટે કાળો ને ધોળો એમ બે ઉદરડા કટ્‌કટ અવાજ
કરી રહ્યા હતા હવે તે પુરુષને નહિ પહોચી શકવાથી તે
હાથીએ તે શાખાને જોરથી પ્રહાર કરવા માડ્યા એટલે તે
હાલકડોલક થતી શાખામાથી મધમાખીઓ મધપૂડો છોડીને
ઊડવા માડી અને તીક્ષ્ણ મુખોથી તે પુરુષને સર્વ અંગે
કરડવા લાગી ત્યા વડ પર રહેલા મધપૂડામાથી મધુબિ
તેના લલાટ પર ટપક્યુ ને નીચે ઉતરી તેના મુખમા પેઠુ
એટલે તે મધુબિદુનો આસ્વાદ પામી, આહા! કેવુ મીઠુ
એમ તે દુખસાગર મધ્યે સ્થિત મૂર્ખશિરોમણિ મહતસુ
માનવા લાગ્યો!!

હે પ્રભવ! તુ આ દૃષ્ટાતનો પરમાર્થ સાભળ સસાર
જીવરૂપ પુરુષ છે તે સસાર અટવીમા ભમી રહ્યો
મૃત્યુરૂપ હાથી તેની પાછળ પડ્યો છે તે પુરુષે મનુ
જન્મરૂપ કૂવામા ઝપલાવ્યુ છે ને આયુષ્યરૂપ વટશાખા
તે લટકી રહ્યો છે જરાક પ્રમાદથી ચૂક્યો કે નીચે નરક
અજગર ગળી જવા ટાપીને બેઠો છે ચારે બાજુ ક્રોધ
ચાર કષાય ફણિધરો ડસવા માટે ફૂફાડા મારી રહ્યા
શુક્લપક્ષ ને કૃષ્ણપક્ષ એમ બે કાળા ધોળા ઉંદરડા
જીવનુ આયુષ્ય ક્ષણે ક્ષણે કાતરી રહ્યા છે વ્યાધિઓ
મક્ષિકાઓ તેને પ્રતિઅગે ડખ મારી રહી છે આમ દુ
દરીયામા સુખના ટપકારૂપ મધુબિદુ તે વિષયસુખ છે

કયો સુબુદ્ધિમાન્ ઇચ્છે ? હવે હે મિત્ર ! કહે, જો કોઈ દેવ કે વિદ્યાધર તને ડૂબવામાંથી ઉદ્ધાર કરે તો તે દુર્ભાગી પુરુષ તેમ ઇચ્છે કે નહિ ? પ્રભવે કહ્યુ—તે તારનારને કેમ ન ઇચ્છે ? જબૂએ કહ્યુ—તો હુ ગણધર દેવ જેવા પરમ તારક સદ્ગુરુ મળ્યા છતા ભવસાગરમા કેમ નિમજ્જુ ? ઇત્યાદિ પ્રકારે સવેગરગી જબૂકુમારે પ્રભવના મનનું સમાધાન કર્યું, એટલે તે પણ પ્રતિબોધ પામી દીક્ષા લેવા તત્પર થયો

પછી અનેક પ્રકારની રસપ્રદ બોધપ્રદ ધર્મગોષ્ઠિ વડે તે રાત્રી નિર્ગમન કરતા જબૂકુમારે આઠે પત્નીઓના મનનું પણ સમાધાન કર્યું, અને મોહભાવ દૂર કરાવી તેમને પ્રતિબોધ પમાડી આમ ધર્મજાગરણરૂપ આ રાત્રી વ્યતીત થયે આ સર્વ મુમુક્ષુ મહાત્માઓએ છતી એવી અઢળક ઋદ્ધિનો તૃણવત્ ત્યાગ કરી, શ્રી સુધર્માસ્વામી પાસે નિર્ગ્રંથ પ્રવ્રજ્યા અગીકાર કરી

(દોહરા) મહામુમુક્ષુ જબૂનો, અહો ! અહો વૈરાગ !
છતી ઋદ્ધિને છાડતા, કેવો અદ્ભુત ત્યાગ !

---

## શિક્ષાપાઠ ૧૫ વ્યાવહારિક જીવોના ભેદ

આ સસારમા અનતા વ્યાવહારિક જીવોના ભેદનું એકથી માડી ચૌદ પ્રકારે વર્ણન કરવામા પ્રજ્ઞાવત મહાત્માઓએ અપૂર્વ બુદ્ધિવૈભવ દાખવ્યો છે (૧) 'સર્વ જીવને ઓછામાં ઓછો શ્રુતજ્ઞાનનો અનતમો ભાગ પ્રકાશિત રહેલો હોવાથી સર્વ જીવ ઉપયોગરૂપ ચૈતન્યલક્ષણે એક જ પ્રકારના છે ' (૨)

ત્રસ અને સ્થાવર એમ બે પ્રકારે—ભયથી ત્રાસે તે ત્રસ, તડકામાંથી છાયામા ને છાયામાથી તડકામા આવે, ગમનાગમન આકુચન-પ્રસારણ આદિ કરે, અને એક જ સ્થળે સ્થિર સ્થિતિ કરે તે સ્થાવર અથવા વ્યવહારરાશિ, અવ્યવહારરાશિ એમ બે પ્રકારે (૩) વેદ (લિંગ) અપેક્ષાએ ત્રણ પ્રકારે સ્ત્રી, પુરુષ કે નપુસક એ ત્રણ લિંગમા સર્વ જીવનો સમાવેશ થાય છે અથવા સયત, અસયત અને સયતાસયત એમ ભાવ લિંગથી ત્રણ પ્રકારે (૪) ચાર પ્રકારે ગતિ અપેક્ષાએ નારક, તિર્યંચ, મનુષ્ય અને દેવ

(૫) પાચ પ્રકારે ઇંદ્રિય અપેક્ષાએ (I) જેને એક સ્પર્શન ઇન્દ્રિય છે તે એકેન્દ્રિય જીવ પૃથ્વી, અપ, તેજસ્, વાયુ અને વનસ્પતિ (II) જેને સ્પર્શન તથા રસના એમ બે ઇંદ્રિય છે તે બે ઇંદ્રિય જીવ શખ, છીપ, કૃમિ આદિ (III) સ્પર્શન, રસના તથા ઘ્રાણ એમ ત્રણ ઇંદ્રિય જેને છે તે ત્રીન્દ્રિય જીવ કીડી, માકડ, જૂ આદિ (IV) સ્પર્શન, રસના, ઘ્રાણ અને ચક્ષુ એ ચાર ઇંદ્રિય જેને છે તે ચતુરિંદ્રિય જીવ ભ્રમર, માખી, મચ્છર, પતગીયા આદિ (V) સ્પર્શન, રસના, ઘ્રાણ, ચક્ષુ અને શ્રોત્ર એ પાચે ઇંદ્રિય જેને છે તે પચેન્દ્રિય જીવ દેવ, નારક, મનુષ્ય પશુ, પક્ષી, મત્સ્ય આદિ (૬) ષટ્ જીવનિકાયની અપેક્ષાએ છ પ્રકારે પૃથ્વીકાય, અપ્કાય, તેઉકાય, વાઉકાય, વનસ્પતિ કાય અને ત્રસકાય. પૃથ્વી જ જેની કાયા છે તે પૃથ્વીકા ઈ (૭) લેશ્યા અપેક્ષાએ સાત પ્રકારે કૃષ્ણ, નીલ, કાપો તેજો, પદ્મ અને શુક્લ એ છ પ્રકારની લેશ્યાવાળા, ત અલેશી (ચૌદમા ગુણસ્થાનવાળા લેવા)

(૮) જન્મ પામવાના પ્રકારની અપેક્ષાએ જીવો આઠ પ્રકારના છે (I) ઈંડામાંથી જન્મે તે અંડજ હંસ, મયૂર આદિ (II) પોતમાંથી જન્મે તે પોતજ હાથી આદિ (III) જરાયુથી (ઓરથી) વિંટાયેલ જન્મે તે જરાયુજ મનુષ્ય, અશ્વ આદિ (આ ત્રણે પ્રકાર ગર્ભજ જન્મના ઉપભેદરૂપ છે) (IV) રસમાં જન્મે તે રસજ દહીં, દૂધ આદિમાં ઉપજતા અતિ સૂક્ષ્મ જંતુ કૃમિ આદિ (V) સ્વેદમાં-પસીનામાં જન્મે છે તે સ્વેદજ માકડ, જૂ આદિ (VI) સમૂર્છનથી જન્મે છે તે સમૂર્છનજ પતંગીયા, કીડી, માખી આદિ (આ ત્રણે પ્રકાર સમૂર્છન જન્મના ઉપભેદરૂપ છે) (VII) ઉદ્‌ભેદથી જન્મે તે ઉદ્‌ભિદજ ગીંગોડા વગેરે (VIII) શય્યાદિમાં સંપૂર્ણ અંગો પાંગસહિતપણે એકદમ ઉપજે તે ઉપપાતજ દેવ, નારક

(૯) નવ પ્રકારે જેને માત્ર એકજ ઇંદ્રિય છે તે પૃથ્વીકાયાદિ પાંચ સ્થાવર, જેને અનુક્રમે ત્રણ, બે અને એક ઇંદ્રિય વિકલ (ન્યૂન, ઓછી) છે તે બેઇંદ્રિય, તેઇંદ્રિય અને ચઉરિન્દ્રિય એમ ત્રણ વિકલેંદ્રિય, અને જેને પાંચે સકલ ઇંદ્રિયો છે તે પંચેન્દ્રિય,-આમ ઇંદ્રિયોની ન્યૂનાધિકતાની અપેક્ષાએ સર્વ જીવો નવ પ્રકારે સમજી શકાય છે (૧૦) દશ પ્રકારે પાંચ સ્થાવર, ત્રણ વિકલેન્દ્રિય, સંજ્ઞી (મનવાળા) પંચેંદ્રિય અને અસંજ્ઞી (મન વગરના) પંચેંદ્રિય (૧૧) અગીયાર પ્રકારે સૂક્ષ્મ અને બાદર એકેંદ્રિય ત્રણ વિકલેંદ્રિય, જલચર, સ્થલચર અને નભશ્ચર એમ ત્રણ તિર્યંચ પંચેંદ્રિય, મનુષ્ય, દેવતા અને નારક

(१२) બાર પ્રકારે પૃથ્વીકાય, અપ્કાય, તેઉકાય, વાઉકાય, વનસ્પતિકાય અને ત્રસકાય એ છ જીવનિકાયના પ્રત્યેકના પર્યાપ્ત અને અપર્યાપ્ત એમ બે બે ભેદ ગણતા બાર પ્રકારે સર્વ જીવ સમજી શકાય છે (૧) તેર પ્રકારે ઉપરમા કહ્યા તે બાર ભેદ સવ્યવહારિક, તેમા એક અસવ્યવહારિકનો (સૂક્ષ્મ નિગોદનો) મેળવતા, સર્વ જીવો તેર પ્રકારે સમજી શકાય છે (૧૪) ચૌદ પ્રકારે ચૌદ ગુણસ્થાનની અપેક્ષાએ અથવા સૂક્ષ્મ, બાદર, ત્રણ વિકલેન્દ્રિય તથા સજ્ઞી, અસજ્ઞી એ સાતના પ્રત્યેકના પર્યાપ્ત અને અપર્યાપ્ત એમ ગણતા પણ સર્વ જીવો ચૌદ પ્રકારે સમજી શકાય છે

(દોહરા) ચૌદ જીવસ્થાનો વિષે, ભમ્યો અનતી વાર,
સ્વરૂપ ભૂલીને જીવ આ, પરભાવે પ્રીતિ ધાર

---

## शिक्षापाठ १६ त्रण आत्मा—भाग १

સમસ્ત વિશ્વના આત્માઓને આભ્યતર દશાવિશેષ પ્રમાણે ત્રણ વિભાગમા વ્હેચી શકાય બહિરાત્મા, અતરાત્મા અને પરમાત્મા દેહાદિને વિષે જેને આત્મભ્રાતિ વર્તે છે તે બહિરાત્મા દેહાદિમા તેવી આત્મભ્રાતિ ટળવાથી જે તેમા સાક્ષીભૂત થઈને રહ્યો છે તે અતરાત્મા અને કર્મ કલકથી રહિત એવો નિર્મળ શુદ્ધ આત્મા તે પરમાત્મા

બહિરાત્માને આત્મસ્વરૂપનુ ભાન નહિ હોવાથી તે પોતાના દેહને જ આત્મારૂપે માને છે મનુષ્યદેહમા હોવા

આત્માને તે મનુષ્ય માને છે, તિર્યંચદેહમા રહેલાને તિર્યંચ માને છે, દેવદેહમા રહેલાને દેવ માને છે, અને નારકદેહમા રહેલાને નારક માને છે આમ જે જે દેહ પર્યાયમા તે સ્થિતિ કરે છે, તે તે દેહરૂપ તે પોતાને માને છે, પણ તત્ત્વથી હુ પોતે તેવો નથી, હુ તો આ દેહાદિથી ભિન્ન એવો ચૈતન્યમૂર્તિ શાશ્વત આત્મા છુ, એમ તે મૂઢ જાણતો નથી એટલે "દેહ તે હુ" એવી દેહમા અહંકારરૂપ આત્મબુદ્ધિને લીધે તેને મમકાર (મમત્વ) ઉપજે છે, અને તેથી આ મ્હારો પુત્ર, આ મ્હારી સ્ત્રી, આ મ્હારો મિત્ર ઈત્યાદિ વિભ્રમરૂપ કલ્પનાઓનો ઉદ્‌ભવ થાય છે આ કલ્પનારૂપ માયાજાલ વડે પોતાની આત્મસપત્તિ માની બેસી આ મૂઢ મિથ્યાદૃષ્ટિ જીવ તેના નિમિત્તે રાગદ્વેષ કરે છે, તેથી કર્મબધ કરી તે આત્મઘાતને પથે પડે છે અને અનત દુખમય સસારચક્રમા ભમે છે

કારણકે આત્માથી બાહ્ય એવા પરભાવોને વિષે આત્મભ્રાન્તિ વર્ત્તતી હોવાથી, બહિરાત્માની દૃષ્ટિ અને વૃત્તિ સદા બહિર્મુખ જ રહે છે એટલે તે બ્હારથી સુખ મેળવવાને ઝવા નાખે છે આત્માથી અન્ય એવા પૌદ્‌ગલિક ઈંદ્રિયવિષયોમા સુખની મિથ્યા કલ્પના કરી, તે સુખ મેળવવાની દુરાશાએ તે મૃગજલ જેવા વિષયોની પાછળ દોડે છે, અને તેના કારણે કષાય કરે છે, તેની પ્રાપ્તિમા અનુકૂળ પ્રત્યે રાગ ને પ્રતિકૂળ પ્રત્યે દ્વેષ ધરે છે "પરપરિણતિ રાગીપણ, પરરસરગે રક્ત" થયેલો આ જીવ પરવસ્તુનો ગ્રાહક ન વ્યાપક બની, પરવસ્તુના ભોગમા આસક્ત થઈને

કોશેટાના કીડાની જેમ પોતે પોતાને બાંધે છે, અને પર ભાવની ખાતર પોતાનું આત્મહિત ચૂકી, વેઠીઆ પોઠીઆની પેઠે પારકી વેઠ ઉગાવી, પોતે પોતાનો વૈરી બની ભવદુઃખ પામે છે આમ દેહાદિ પરવસ્તુમાં આત્મભ્રાંતિ એ જ આ મોહમૂઢ જીવની મોટામાં મોટી મૂલગત ભૂલ છે ને એ જ અસારદુઃખનું મૂલ છે, આત્મભ્રાંતિથી જ જીવ ભવભ્રમણ પામે છે

પરંતુ જે અંતરાત્મા છે તેને તો સંસારદુઃખના મૂળરૂપ એવી આ દેહમાં આત્મબુદ્ધિ હોતી જ નથી, પણ આત્મામાં જ આત્મબુદ્ધિ હોય છે એટલે આ સમ્યગ્દૃષ્ટિ પુરુષ બહિર્વૃત્તિ છોડી દઈ, બાહ્ય ઇંદ્રિયવ્યાપાર નહિ કરતં, અંતરમાં પ્રવેશ કરે છે અને તેને ખેદ થાય છે કે-અરે! ઇંદ્રિયોદ્વારા મ્હારા સ્વરૂપથી ચ્યુત થઈ, હું વિષયોમાં 'પતિત' થયો હતો! તે વિષયોને પામીને હું પોતે પોતાને ભૂલી ગયો! આનાથી તે બીજું મોટું અંધેર કયું? 'આપ આપકું ભૂલ ગયા, ઇનસે ક્યા અંધેર?' આમ જેને પોતાના પૂર્વ અજ્ઞાનજન્ય દુશ્ચેષ્ટિતનો તીવ્ર પશ્ચાત્તાપ થયો છે, એવો વિચક્ષણ અંતરાત્મા અંતર્મુખ અવલોકન કરતાં દૃઢ સંવેગ રંગથી ભાવે છે કે-આ મ્હારી આગલી ભૂલ સ્મૃતિમાં આવતાં હવે મને હસવું આવે છે કે શી મ્હારી મૂર્ખતા! હવે ફરીને હું નહિ જ ભૂલું! 'સુમર સુમર અબ હસત હે, નહિ ભૂલેંગે ફેર'

આમ પરભાવને વિષે જેની અહંત્વ-મમત્વ બુદ્ધિ નિવૃત્ત થઈ છે એવો અંતરાત્મા, તેના નિમિત્તે ઉપજ

રાગદ્વેષને ત્યજી મમત્વ ભજે છે, અને પોતાના આત્માને ઉદ્બોધન કરે છે કે–'હે જીવ !* તુ ભમા મા ! તને સત્ય કહુ છુ અ તરૂમા સુખ છે, બ્હાર શોધવાથી મળશે નહી અ તરનું સુખ અ તરની સમશ્રેણીમા છે સ્થિતિ થવા માટે બાહ્ય પદાર્થોનું વિસ્મરણ કર આશ્ચર્ય ભૂલ સમશ્રેણી રહેવી બહુ દુર્લભ છે નિમિત્તાધીન વૃત્તિ ફરી ફરી ચલિત થઈ જશે ન થવા અચળ ગભીર ઉપયોગ રાખ ' અને આમ અપૂર્વ આત્મપુરુષાર્થ સ્ફુરાવી સમશ્રેણીએ ચઢનો અ તરાત્મા કર્મોનો ક્ષય કરતો રહી, ઉત્તરોત્તર ગુણસ્થાનશ્રેણીએ ચઢનો જાય છે ને પરમાત્મભાવની નિકટ આવનો જાય છે

(દોહરા) પરભાવે રમે ન વિરમે, વિભાવથી બહિરાત્મ,
પરભાવે ન રમે વિરમે, વિભાવથી અ તરાત્મ



## शिक्षापाठ १७ त्रण आत्मा–भाग २

અને આ મુમુક્ષુ જોગીજન અન તસુખ સ્વરૂપ એવા જે 'મળી શુદ્ધ તે આત્મ પદ 'ને ઇચ્છે છે, 'ઇચ્છે છે જે જોગી જન,' તે જ પરમાત્મા છે આ પરમાત્મા તે શુકલ એવાધ્યાન અગ્નિ વડે કર્મદલ કનું દહન કરી "નિત્ય નિરજન જ્ઞાનમય" થયેલા પરમ આત્મા છે જ્ઞાનાન દથી પૂર્ણ પાવન એવા આ આનદઘન ભગવાન્ ગુણગણરત્નના આગર છે એના અનેક ગુણનિષ્પન્ન નામ પ્રસિદ્ધ છે જેમકે–

* શ્રીમદ્ ગજચદ્ર અ ૮૬

સકલ કર્મમલથી રહિત હોવાથી તે નિર્મલ છે કેવલ આત્મા શિવાય બીજુ કાંઈ જ્યા નથી એવા કેવલ દર્શનજ્ઞાનમય હોવાથી તે કેવલ છે સર્વ અશુચિથી વર્જિત એવા એક અદ્વૈત શુદ્ધ જ્ઞાયક સ્વભાવના પ્રગટપણાથી તે શુદ્ધ છે સમસ્ત પરભાવ -વિભાવથી આત્માને વિવિક્ત-પૃથક્ અલગ કર્યો હોવાથી તે વિવિક્ત છે પરિપૂર્ણ આત્મસ્વરૂપનુ પ્રભુત્વ પ્રાપ્ત કર્યું હોવાથી તે પ્રભુ છે પરિપૂર્ણ આત્મસામ્રાજ્યના ઈશ-શાસનકર્તા સ્વામી હોવાથી તે ઈશ્વર છે જગતના બીજા બધા પદાર્થ કરતા પરમ ઈષ્ટ હોવાથી તે વિશ્વની વિશિષ્ટ શ્રેષ્ઠ વિભૂતિરૂપ પરમેષ્ઠિ છે સકલ પરભાવથી પર થયેલા હોવાથી તેમજ પરાત્પર એવા પરમ પદને પામેલા હોવાથી તે પરાત્મા અથવા પરમાત્મા છે રાગ-દ્વેષાદિ આતર શત્રુ-ઓને હણી નાખી, શુદ્ધ સહજ નિજ સ્વરૂપનો જય કર્યો હોવાથી તે જિન અથવા અરિહત છે

અનુપમ આત્મવીરત્વથી રજિત થયેલી કેવલશ્રી તેને સ્વય વરી હોવાથી તે શ્રીમદ્ રમાપતિ છે પરમ આત્મશાતિને પામેલા હોવાથી તે શાત છે સદા શિવસ્વરૂપ-કલ્યાણસ્વરૂપ હોવાથી તે સદાશિવ છે ત્રણે ભુવનને શમકર-આત્મસુખકર હોવાથી તે શકર છે જ્ઞાન વડે સર્વવ્યાપક હોવાથી તે વિષ્ણુ છે સર્વ કર્મકલેશ હરનારા હોવાથી તે હરિ છે પરમ બ્રહ્મજ્ઞપણાથી તે પરબ્રહ્મ છે સકલ જગત્‌ની પરમ પૂજાના પરમ પાત્ર હોવાથી તે અર્હત્ છે શુદ્ધ આત્મસિદ્ધિ પ્રાપ્ત કરી આત્મા સિદ્ધ કર્યો હોવાથી તે સિદ્ધાત્મા છે નિરતર આત્મામા

જાણીને તેની શુદ્ધ પ્રતીતિ ધારવી તે નિશ્ચય સમ્યગ્દર્શન અથવા ભેદજ્ઞાન છે આ જે દર્શન અર્થાત્ દેખવુ તે તત્સાક્ષા આત્મઅનુભવરૂપ, આત્મસવેદનરૂપ છે, એટલે જ તે "વેદ્ય સવેદ્ય પદ" કહેવાય છે અને જ્યા સાક્ષાત સ્વરૂપદર્શન છે, ત્યા પછી કોઇ પણ વિકલ્પ હોય નહિ, પણ દૃઢ નિશ્ચયપ્રતીતિરૂપ શ્રદ્ધાન જ હોય "તત્ત્વાર્થ શ્રદ્ધાન તે સમ્યગ્દર્શન" એ વ્યાખ્યામા દર્શનનો અર્થ શ્રદ્ધાન કર્યો છે તેનુ રહસ્ય પણ એ જ છે

સમ્યગ્દર્શન એ આત્માનો નિર્વિકલ્પ ગુણ છે, પણ આ ગુણ અનાદિથી દર્શનમોહના ઉદયથી, કડવી તુબડીમા નાખેલા દૂધની જેમ, મિથ્યાદર્શનરૂપ બની ગયો છે આત્મા પોતાના શુદ્ધ ચેતન સ્વરૂપને ભૂલી, જડ એવી દેહાદિ પરવસ્તુમા આત્મભ્રાતિ પામ્યો, એ જ એનો અનાદિ વિપ ચાંગરૂપ દર્શનમોહ છે '**આપ આપકુ ભૂલ ગયા!**' એ જ જીવની '**સર્વ ભૂલની બીજભૂત ભૂલ**' છે આ દર્શનમોહથી જ જીવ ચારિત્રમોહને પામે છે, એટલે તેને તે પરભાવ નિમિત્તે ગાઢ રાગદ્વેષની ગ્રથિ-ગાઠ પડે છે, અને તેથી અનતાનુબધી ક્રોધ-માન-માયા-લોભ એ અનત સસારનો અનુબધ કરનારા તીવ્ર કષાયોની આમ ઉત્પત્તિ થાય છે 'જે સસાર અર્થે અનુબધ કરે છે તે કરતા પરમાર્થને નામે ભ્રાતિગત પરિણામે, અસદ્ગુરુ, દેવ, ધર્મને ભજે છે તે જીવને ઘણુ કરી અનતાનુબધી ક્રોધ, માન, માયા, લોભ થાય છે' આ અનતાનુબધી ચાર તથા 'મિથ્યાત્વ મોહિની, મિશ્રમોહિની' સમ્યક્ત્વમોહિની એ ત્રણ એમ એ

સ્થિર ભાવે પરમાત્માનું જે આત્મારૂપ ભાવવું, "હું છું તે પરમાત્મા છું ને પરમાત્મા છે તે હું છું" એવું અભેદ ધ્યાન ધરવું, તે જ સમાપત્તિનો વિધિ છે, તે જ આત્મ અર્પણનો દાવ છે અવિકાર એવા નિર્મલ દર્પણમાં જેમ પુરુષના સ્વરૂપનું અર્પણ થાય છે, તેમ નિર્વિકાર એવા નિર્મલ અંતરાત્મામાં જ પરમાત્માના સ્વરૂપનું અર્પણ થાય છે, પ્રતિબિંબ પડે છે, સમાપત્તિ થાય છે, અર્થાત્ તે પરમાત્મસ્વરૂપ તેમાં પ્રગટ અનુભવરૂપે દેખાય છે અને ત્યારે તેના પરમ ધન્ય અનુભવોદ્ગાર નિકળી પડે છે કે "જે પરમાત્મા છે તે હું છું, જે હું છું તે પરમ છું, હું જ મ્હારાથી ઉપાસ્ય છું નમો મુજ! નમો મુજ રે!"

(ત્રોટક) ત્યજી દૃષ્ટિ બાહિર બહિરાત્મ ત્યજી,
સ્થિર ભાવથી અંતર આત્મ ભજી
પરમાતમ તે નિજ આત્મ અહો!
નિત ભાવનથી પરમાત્મ લહો!

---

## शिक्षापाठ १८ सम्यग्दर्शन–भाग १

જેમ છે તેમ યથાવત્ આત્મતત્ત્વનું દર્શન, આત્મ સાક્ષાત્કાર તે સમ્યગ્દર્શન અથવા સમ્યક્ત્વ સદ્દેવ સદ્ધર્મ અને સદ્ગુરુનું સમ્યક્ સ્વરૂપ સમજી સદ્હવું તે વ્યવહાર સમ્યગ્દર્શન છે અને તે નિશ્ચય સમ્યગ્દર્શનનું કારણ હોય છે દેહાદિ પરવસ્તુથી આત્મા ભિન્ન અને ઉપયોગવંત તથા અવિનાશી છે, એમ સદ્ગુરુ ઉપદેશથી

જાણીને તેની શુદ્ધ પ્રતીતિ ધારવી તે નિશ્ચય સમ્યગ્દર્શન અથવા ભેદજ્ઞાન છે આ જે દર્શન અર્થાત્ દેખવુ તે તત્સાક્ષાત્ આત્મઅનુભવરૂપ, આત્મસંવેદનરૂપ છે, એટલે જ તે "વેદ્ય સંવેદ્ય પદ" કહેવાય છે અને જ્યા સાક્ષાત્ સ્વરૂપદર્શન છે, ત્યા પછી કોઇ પણ વિકલ્પ હોય નહિ, પણ દૃઢ નિશ્ચયપ્રતીતિરૂપ શ્રદ્ધાન જ હોય "તત્ત્વાર્થ શ્રદ્ધાન તે સમ્યગ્દર્શન" એ વ્યાખ્યામા દર્શનનો અર્થ શ્રદ્ધાન કર્યો છે તેનુ રહસ્ય પણ એ જ છે

સમ્યગ્દર્શન એ આત્માનો નિર્વિકલ્પ ગુણ છે, પણ આ ગુણ અનાદિથી દર્શનમોહના ઉદયથી, કડવી તૂબડીમા નાખેલા દૂધની જેમ, મિથ્યાદર્શનરૂપ બની ગયો છે આત્મા પોતાના શુદ્ધ ચેતન સ્વરૂપને ભૂલી, જડ એવી દેહાદિ પરવસ્તુમા આત્મભ્રાતિ પામ્યો, એ જ એનો અનાદિ વિપર્યાસરૂપ દર્શનમોહ છે **'આપ આપકુ ભૂલ ગયા'** એ જ જીવની **'સર્વ ભૂલની બીજભૂત ભૂલ'** છે આ દર્શનમોહથી જ જીવ ચારિત્રમોહને પામે છે, એટલે તેને તે પરભાવ નિમિત્તે ગાઢ રાગદ્વેષની ગ્રથિ-ગાઠ પડે છે, અને તેવી અનતાનુબંધી ક્રોધ-માન-માયા-લોભ એ અનત સસારનો અનુબંધ કરનારા તીવ્ર કષાયોની આમ ઉત્પત્તિ થાય છે 'જે સંસાર અર્થે અનુબંધ કરે છે તે કરતા પરમાર્થને નામે ભ્રાન્તિગત પરિણામે, અસદ્ગુરુ, દેવ, ધર્મને ભજે છે તે જીવને ઘણુ કરી અનતાનુબંધી ક્રોધ, માન, માયા, લોભ થાય છે' આ અનતાનુબધી ચાર તથા 'મિથ્યાત્વ મોહિની, મિશ્રમોહિની' સમ્યક્ત્વમોહિની એ ત્રણ એમ

માત પ્રકૃતિ જ્યાંસુધી ક્ષયોપશમ, ઉપશમ કે ક્ષય થતી નથી ત્યાંસુધી સમ્યગ્દર્શન ઉપજતું નથી આ અનંતાનુબંધી અને રાગદ્વેષ ગ્રંથિ આદિ સર્વ ભૂલના, સર્વ ચૂકના ને સર્વ આંટીના મૂલરૂપ દર્શનમોહ ટળે તો ગ્રંથિભેદ થઈ સમ્યગ્દર્શન પ્રગટે

જીવની આ ગાઢ રાગદ્વેષ પરિણામરૂપ તમોગ્રંથિ, વાંસની કર્કશ ઘન રૂઢ ને ગૂઢ ગાંઠની જેમ, ભેદવી ઘણી ઘણી દુષ્કર છે આ ગ્રંથિભેદરૂપ દુર્ઘટ કાર્ય માટે અસામાન્ય અસાધારણ પ્રયત્નની જરૂર છે તેમાં પૂર્વાનુપૂર્વ યથાપ્રવૃત્ત જેવો તેવો પ્રયત્ન કામ આવે નહિં કારણ કે જીવ યથાપ્રવૃત્તકરણ કરી અનંતવાર ગ્રંથિની નિકટ આવે છે, પણ તે ક્વચિત્ કિંચિત્ ભાવચમકારરૂપ સામાન્ય પ્રયત્ન હોઈ, આત્મવીર્યની મંદતાને લીધે જીવ તે ગ્રંથિભેદ કર્યા વિના પાછો વળી જાય છે એટલે જીવ જ્યાં લગી અપૂર્વ આત્મપરિણામરૂપ ભાવઉલ્લાસને પામી, અપૂર્વ આત્મપુરુષાર્થ સ્ફુરાવી, અનન્ય અસાધારણ પ્રયત્નથી પોતાના સર્વ સામર્થ્યથી ( with all his might ), શૂરવીરપણે 'કરેંડીઆ કરી,' ચાહોમ કરીને, ગ્રંથિરૂપ દુર્ભેદ્ય દુર્ગનો ભેદ કરવામાં સર્વાત્માથી પ્રવર્ત્તતો નથી, ત્યાં લગી તે તે કાર્યમાં સફળ થતો નથી

અને આ અપૂર્વ પુરુષાર્થ સ્ફુરાવવા અર્થે આત્માર્થી જીવને મૂર્તિમાન્ સમ્યગ્દર્શનસ્વરૂપ સદ્ગુરુના ચરણકમળનું અને તેના સદુપદેશનું આલંબન પરમ ઉપકારી છે કારણકે જ્યારે જીવને કષાયનું ઉપશાંતપણું હોય, માત્ર મોક્ષ શિવાય બીજી અભિલાષા હોય નહિં, સંસાર પ્રત્યે ખેદ હોય અને અંતરમાં દયા વર્ત્તે, ત્યારે આ સુપાત્ર જિજ્ઞાસુ જીવને જો

સદ્ગુરુનો સદ્બોધ પ્રાપ્ત થઈ પરિણમે, તો તે અન્તર્શુદ્ધિ પામે ને તેનું આત્મબલ વધતું જાય એટલે પછી ન અપૂર્વ આત્મપરિણામરૂપ ભાવઉલ્લાસ પામી 'અપૂર્વકરણ' અર્થાત્ અપૂર્વ આત્મસામર્થ્યવિશેષ પામે છે,—કે જેથી ગ્રંથિભેદ કરી જીવ અંતર્મુહૂર્ત્તમા દર્શનમોહના ઉપશમથી અવશ્ય સમ્યગ્દર્શન પામે છે આમ ગ્રંથિભેદ કરી, આત્માનુભૂતિરૂપ સમ્યગ્દર્શનની પ્રાપ્તિથી જેને પરમ આનંદોલ્લાસ ઉપજ્યો છે, એવા સમ્યગ્દૃષ્ટિ યોગી પુરુષના આવા સહજ અનુભવ ઉદ્ગાર નીકળી પડે છે,—'અનંતકાળથી જે જ્ઞાન ભવહેતુ થતું હતું તે જ્ઞાનને એક સમયમાત્રમા જાત્યંતર કરી જેણે ભવનિવૃત્તિરૂપ કર્યું તે કલ્યાણમૂર્ત્તિ સમ્યગ્દર્શનને નમસ્કાર' 'હે સર્વોત્કૃષ્ટ સુખના હેતુભૂત સમ્યગ્દર્શન! તને અત્યંત ભક્તિથી નમસ્કાર હો!'

આમ કલ્પવૃક્ષ ને ચિંતામણિરત્ન કરતા અધિક એવા આ સમ્યગ્દર્શનનો મહિમા જ્ઞાનીઓએ ખૂબ ખૂબ ગાયો છે "ત્રણે કાળમા, ત્રણે લોકમા સમ્યક્ત્વ સમું પ્રાણીનું કંઈ શ્રેય નથી અને મિથ્યાત્વ સમું કંઈ અશ્રેય નથી" સમ્યક્ત્વની પ્રાપ્તિ થાય છે તેનો સંસાર પરિત્ત થઈ જાય છે સમ્યક્ત્વ આવ્યા પછી વમે તો વધારેમા વધારે અર્ધ પુદ્ગલ-પરાવર્ત્ત સંસાર હોય, અને ન વમે તો વધારેમા વધારે પંદર ભવે અથવા ત્રણ ભવે કે તે જ ભવે પણ મોક્ષ પામે

(દોહરા) ભેદજ્ઞાન જ્યા ઉપજે, ઉપજે તત્ત્વશ્રદ્ધાન,
આત્મજ્ઞાનમય તે નમું, સમકિત પરમ નિધાન.

# શિક્ષાપાઠ ૧૯ સમ્યગ્દર્શન–ભાગ ૨

આ સમ્યગ્દર્શનનું લક્ષણ શું? શુદ્ધ આત્માનુભૂતિ એ સમ્યગ્દર્શનનું અવિસંવાદી મુખ્ય લક્ષણ છે. તત્ત્વાર્થશ્રદ્ધાનને પણ સમ્યગ્દર્શનનું લક્ષણ કહ્યું છે તેનું રહસ્ય એ છે કે આત્માનુભૂતિ સહિત હોય તે જ વાસ્તવિક સમ્યક્ શ્રદ્ધા છે એટલે આત્માનુભૂતિજન્ય સમ્યક્ શ્રદ્ધા જ સમ્યગ્દર્શનનું લક્ષણ છે એમ ફલિત થાય છે. એટલા માટે જ કહ્યું છે કે ' ભૂતાર્થથી-પરમાર્થથી જાણેલા જીવ, અજીવ, પુણ્ય, પાપ, આશ્રવ, સંવર, નિર્જરા, બંધ ને મોક્ષ એ સમ્યક્ત્વ છે " આ નવતત્ત્વરૂપ અનેક વર્ણની માળામાં એક આત્મતત્ત્વરૂપ સુવર્ણ સૂત્ર પરોવાયેલ છે, તેને ખોળી કાઢી સમ્યગ્દૃષ્ટિ પુરુષ શુદ્ધ આત્મતત્ત્વનું દર્શન–અનુભવન કરે છે. આમ મ્યાનથી તલવારની જેમ, વસ્ત્રથી દેહની જેમ, દેહાદિ સમસ્ત પર વસ્તુથી ભિન્ન એવા શુદ્ધ ચૈતન્યમય આત્માનું પરમાર્થથી ભેદજ્ઞાન થવું, અનુભૂતિ થવી, આત્મખ્યાતિ ઉપજવી તે સમ્યગ્દર્શનનું મુખ્ય લક્ષણ છે.

આ આત્માનુભવરૂપ સમ્યગ્દર્શનના આ બીજાં બાહ્ય લિંગો-પાંચ પ્રગટ ચિહ્નો પણ છે. પ્રશમ, સંવેગ, નિર્વેદ, અનુકંપા અને આસ્તિક્ય. પ્રથમ તો પ્રશમ એટલે કષાયનું ઉપશાંતપણું હોય, તો વિવેકવિચારનો અવકાશ થતાં સંવેગ એટલે માત્ર મોક્ષાભિલાષ પામે. તેથી નિર્વેદ એટલે સંસારથી કંટાળો ઉપજે, અને પછી સ્વદયા-પરદયારૂપ અનુકંપા આવે. આ ચાર ગુણ જ્યારે જીવમાં પરિણમે, ત્યારે પાંચમો

આસ્તિક્ય ગુણ પામવાની યોગ્યતા-પાત્રતા તેનામાં પ્રગટે અથવા ઉલટા અનુક્રમે-આસ્તિક્ય એટલે જીવાજીવ આદિ તત્ત્વના અસ્તિત્વની-હોવાપણાની આસ્થા-અંતરપ્રતીતિ ઉપજે, આત્મસ્વરૂપ સમજે, તો પોતાના આત્માની અનુકંપા ઉપજે કે-અરે! હું અત્યાર સુધી આ પરવસ્તુના સંસર્ગથી પરભાવમાં રમ્યો! તે રમવા યોગ્ય નહોતું! "હું છોડી નિજ રૂપ રમ્યો પરપુદ્ગલે! ઝીલ્યો ઉલટ આણી વિષય તૃષ્ણા જલે!"-એવી સાચી અનુકંપા ઉપજે, એટલે નિર્વેદ-સંસારની અત્યંત કંટાળો આવી જાય, અને આ ભવબંધનથી શીઘ્ર છૂટવાનો-મોક્ષનો તીવ્રવેગી અભિલાષ અર્થાત્ સંવેગ ઉપજે, અને તેના પરિણામે પ્રશમ પ્રગટે, વિષય કષાયનું પ્રશાંતપણું થાય, પરભાવવિભાવથી વિરતિ થાય, વીતરાગતા આવે, અને તેનો આત્મા સ્વરૂપમાં સમાય અને આમ "ज्ञानस्य फलं विरतिः" જ્ઞાનનું ફલ વિરતિ, 'સમજ્યા તે શમાઈ રહ્યા, સમજ્યા તે શમાઈ ગયા' એ મહાસૂત્રો ચરિતાર્થ બને

આવા આ પ્રશમાદિ ગુણ સમ્યગ્દર્શનના લક્ષણરૂપ છે એટલું જ નહિ પણ તેની પ્રાપ્તિમાં કારણરૂપ પણ છે કારણકે જીવમાં જેમ જેમ આ પરમ ઉપકારી પ્રશમાદિ ગુણની વૃદ્ધિ થાય છે, તેમ તેમ તેનામાં સમ્યગ્દર્શન પામવાની યોગ્યતા-પાત્રતા વધતી જાય છે એટલે પછી 'આપ્ત પુરુષની પ્રતીતિ, પરમાર્થની સ્પષ્ટ અનુભવાંશ પ્રતીતિ, અને નિર્વિકલ્પ પરમાર્થ અનુભવ'-એમ સમ્યક્ત્વની ઉત્તરોત્તર વધતી જતી ત્રણ કક્ષાઓને સ્પર્શી તે ધન્ય સમ્યગ્દૃષ્ટિ આત્મા કૃતાર્થ બને છે—

આવું આ મહા મહિમાવાન્ સમ્યગ્દર્શન સમ્યગ્દષ્ટિરૂપ દિવ્ય નયન વિના પ્રાપ્ત થાય નહિ, અને આ દિવ્ય નયનની પ્રાપ્તિ તો સમ્યગ્ યોગદષ્ટિરૂપ દિવ્ય ચક્ષુને પામેલા સાક્ષાત્ દ્રષ્ટા એવા ભાવયોગી સદ્ગુરુથી જ થાય, નહિ કે દૃષ્ટિઅંધ એવા અસદ્ગુરુથી. દૃષ્ટિઅંધ અસદ્ગુરુ તો અંધની જેમ પોતે ઉન્માર્ગે જતા હોઈ, બીજાને પણ ઉન્માર્ગે દોરી દુર્ગતિની ગર્તામાં નાખે, માટે સન્માર્ગે જવા માટે તો સદ્ગુરુનું જ નયન-દોરવણી જોઈએ. વળી જીવની દૃષ્ટિ જો દૃષ્ટિરાગથી રંગાયેલી હોય, તો તેનું દર્શન પણ તેવું જ રંગાયેલું વિપર્યસ્ત હોય છે, સમ્યક્ હોતું નથી. ઘણી વખત લોકો દૃષ્ટિરાગની પુષ્ટિને પણ સમ્યગ્દૃષ્ટિપણું માની લેવાની ભ્રાંતિગત ભૂલ કરે છે, પણ એ બન્ને કેવળ જૂદી વસ્તુ છે. દાખલા તરીકે-પોતાના કુલધર્મના ગુરુ, સદ્ગુરુમાં અવશ્ય હોવા યોગ્ય એવા આત્મજ્ઞાન-વીતરાગતા આદિ લક્ષણથી રહિત હોય છતાં, પોતાના મતસંપ્રદાયના આગ્રહથી અને પોતાના માની લીધેલા કુલધર્મના મમત્વજન્ય રાગથી તેને ગુરુ માનવા તે પ્રગટ દૃષ્ટિરાગપણું છે. પણ સમ્યગ્દૃષ્ટિપણામાં તેવો રાગ હોતો નથી, એટલે તેમાં તો વસ્તુનું વસ્તુસ્વરૂપે સમ્યગ્દર્શન થાય છે, સદ્દેવનું, સદ્ગુરુનું, સદ્ધર્મનું સમ્યક્ સ્વરૂપ સમજી તેનું તથારૂપ પ્રતીતિમય માન્યપણું હોય છે. આમ એ બન્નેનો પ્રગટ ભેદ છે.

માટે સમ્યગ્દૃષ્ટિ ઈચ્છનારા મુમુક્ષુએ તો દૃષ્ટિરાગને દૃષ્ટિઅંધપણારૂપ અંધશ્રદ્ધાને છોડી દઈ, દૃષ્ટિઅંધ એવા અસદ્ગુરુને ત્યજી સમ્યગ્દૃષ્ટિસંપન્ન જ્ઞાની વીતરાગ સદ્ગુરુનું જ

માલંબન ભજવું જોઈએ કારણ કે ચર્મચક્ષુને અગોચર એવી બિના નયનકી બાત,' 'બિના નયન પાવે નહિ,' યોગ ષ્ટિરૂપ દિવ્ય નયન વિના પામે નહિ, પણ 'મેરે સદ્ગુરુકે યન સો પાવે સાક્ષાત્'

(દોહરા) આત્મઅનુભવ રંગ જ્યાં, શમ સંવેગ તરંગ,
તે સમકિતના રંગનો, હોજો સદા પ્રસંગ!



## શિક્ષાપાઠ ૨૦ 'યાકિનીમહત્તરાસૂનુ' હરિભદ્રસૂરિ

સમ્યગ્ યોગદૃષ્ટિના નિરૂપણ વડે લોકોની અંધશ્રદ્ધારૂપ ઓઘદૃષ્ટિ ટાળી, જેણે પરમાર્થમય જિનમાર્ગનું સમ્યગ્દર્શન કરાવ્યું છે, એવા 'યાકિનીમહત્તરાસૂનુ' શ્રી હરિભદ્ર સૂરિના પવિત્ર ચરિત્રનું અત્ર સ્મરણ થાય છે "વીર પ્રત્યે મને પક્ષપાત નથી અને કપિલ આદિ પ્રત્યે મને દ્વેષ નથી, યુક્તિવાળું જેનું વચન હોય તેનું જ ગ્રહણ કરવા યોગ્ય છે,"— એવા પ્રકારે નિષ્પક્ષ ન્યાયમૂર્તિની જેમ જેણે મધ્યસ્થ તત્ત્વપરીક્ષાની વીરગર્જના કરી છે, એવા આ ષડ્દર્શનવેત્તા મહર્ષિ,—આ ભારતભૂમિમાં મતદર્શનના આગ્રહથી પર એવા જે ગણ્યાગાંઠયા 'નિર્પક્ષ વિરલા કોઈ" સાચા સંત પુરુષો થયા છે, તેમાં કોઈ અનેરી ભાત પાડનારા વિચક્ષણ સંત તત્ત્વજ્ઞ થઈ ગયા, સર્વ દર્શનનો સાધર્મિક બંધુ વભાવે સમન્વય કરનારી પરમ ઉદાર નિરાગ્રહ અનેકાંતદૃષ્ટિને યથાર્થપણે ઝીલનારા મહાપ્રભાવક જ્યોતિર્ધર આર્ષ દૃષ્ટા

વિક્રમના આઠમા નવમા સૈકામા થઈ ગયેલા આ ભારતભૂષણ મહાત્મા, ચિત્રકૂટના (ચિત્તોડના) નિવાસી સર્વ શાસ્ત્રપારગત મહાપડિત બ્રાહ્મણ હતા, અને ત્યાના રાજા જિતારિના સમાનિત પુરોહિત હતા તે ચતુર્દશ વિદ્યાસ્થાનોમા પ્રકર્ષને પામેલા હતા, પણ તમને પોતાની વિદ્યાનો મદ ચઢવાથી પ્રતિજ્ઞા કરી હતી કે-અત્રે જેનુ કહેલુ હુ ન સમજી શકુ તેનો હુ શિષ્ય થઈ જાઉ આમ દ્વિજશ્રેષ્ઠ હરિભદ્ર અભિમાની છતા સરલતાની મૂર્તિ અને સત્યતત્ત્વગવેષક હતા એક દિવસ તે કોઈ ઉપાશ્રય પાસેથી પસાર થતા હતા ત્યા એક 'યાકિની મહત્તરા' નામના વૃદ્ધ સાધ્વીજીને 'चक्की दुग' ઈત્યાદિ ગાથાનો મધુર સ્વર પાઠ કરતા તેતે સાભળ્યા આ ગાથાનો અર્થ બેસાડવા હરિભદ્ર ઘણુ મથ્યા, પણ કાઈ ઘડ બેઠી નહિ એટલે તેમણે પાસે જઈને ઉપ હાસમા વૃદ્ધાને પૂછ્યુ-અહો! માજી! આ તમે ચિક્ ચિક્ શુ કર્યુ? ત્યારે યોગિનીએ જવાબ આપ્યો-બેટા! નવુ લિંપેલુ ચિક્ ચિક્ થાય नवलिप्त चिक्चिकायते। (અર્થાત્ વ્રતમા તુ પણ નવો નિશાળીઓ છે, શિખાઉ અણઘડ છે, એટલે આ બધુ તને ચિક્ ચિક્ લાગતુ હશે, પણ તેમ નથી) આવા માર્મિક ઉત્તરથી ઉપહાસ કરવા ગયેલા હરિભદ્રનો ઉપહાસ થઈ ગયો! એટલે ચમત્કાર પામેલા સત્યપ્રતિજ્ઞ સરલાત્મા હરિભદ્રે વિપ્ર મની વિનયથી પૂછ્યુ-અહો માતાજી! તમે જે આ પાઠ કર્યો તેનો અર્થ આપ સમજાવો, હુ તે અર્થ સમજતો નથી, હુ આપનો શિષ્ય છુ ત્યારે પવિત્ર સાધ્વીજીએ કહ્યુ-હે ભદ્ર! પુરુષને શિષ્ય કરવાનો અમારો આચાર નથી, પણ તહારી જિજ્ઞાસા હોય તો તુ અમારા

ધર્માચાર્ય પાસે જ એટલે હરિભદ્ર જિનભટાચાર્ય પાસે જઈ, સમસ્ત નિવેદન કરી, તેમની પાસે દીક્ષિત થયા પછી તે જિનદર્શનરૂપ પારસમણિનો સ્પર્શ થતા, સત્યતત્ત્વપરીક્ષક હરિભદ્રનો આત્મા તેના ... [illegible] જેના શુભ નિમિત્તથી પોતાનો આ જીવનપલટો થયો અને પરમ ધર્મબીજની પ્રાપ્તિરૂપ પરમ ઉપકાર થયો, એવા તે યોગિની 'યાકિની મહત્તરા'ને પોતાને સદ્ધર્મસંસ્કારરૂપ ધર્મજન્મ આપનારા, સાચો પરમાર્થે 'દ્વિજ' બનાવનારા પોતાના ધર્મમાતા માની, કૃતજ્ઞશિરોમણિ હરિભદ્ર પોતાને **'યાકિનીમહત્તરાસૂનુ'** તરીકે ઓળખવવા લાગ્યા કુશાગ્ર બુદ્ધિના સ્વામી હરિભદ્ર અપ સમયમા જિનાગમના પારગામી થયા ને તેને યોગ્ય જાણી ગુરુએ સ્વપદે સ્થાપન કર્યા

તેમના બે મહાબુદ્ધિમાન્ શિષ્યો હંસ અને પરમહંસ તે સમયની ધાર્મિક અસહિષ્ણુતાનો ભોગ બન્યા એટલે આવા બે ઉત્તમ શિષ્યરત્નોના વિરહથી શોકમગ્ન થયેલા હરિભદ્ર સૂરિને ક્ષણિક આવેશરૂપ કોપ વ્યાપ્યો, પણ તેમના ગુરુએ પાઠવેલી 'गुणसेण अग्गिसम्मा' ઈ. ત્રણ ગાથાથી તેનુ [illegible] શમન થયુ, અને તેમને પારાવાર પશ્ચાત્તાપ થયો [illegible] પ્રાયશ્ચિત્ત ચાચ્યુ પછી શિષ્યસંતતિનો વિરહ જેને [illegible] હતો અને આવા દુઃખમય સંસારસ્વરૂપ પ્રત્યે [illegible] જે 'ભવવિરહ' ગવેષતા હતા, એવા આ ભાવિ[illegible] તીવ્ર વેગથી શ્રીહરિભદ્રાચાર્ય, 'શાસ્ત્ર[illegible]' અનુપમ આશ્ચર્યકારી પુરુષાર્થથી પ્રવૃત્ત [illegible] બીજામૂત ગાથા મોકલી હતી તે પરથી [illegible]

સવેગરગતરગિણી સમી સમરાદિત્ય મહાકથા રચી અને તદુપરાત માત્ર માનસિક ક્ષણિક કોપાવેશના પ્રાયશ્ચિત્ત અર્થે આ સાધુચરિત અતિ ભવભીરુ મુમુક્ષુ મહાત્માએ શ્રી યોગ દૃષ્ટિસમુચ્ચય આદિ ચૌદસો (૧૪૦૦) પ્રકરણ ગ્રથોનુ અનન્ય અપૂર્વ સર્જન કર્યું ! પોતાને વેઠવેલો સતશિષ્ય વિરહ અને પોતે ઝખેલો ભવવિરહ તેમણે આ પોતાની 'ચિરજીવ' શાસ્ત્રસતતિમા 'વિરહ' અકથી અમર કરેલો દૃશ્ય થાય છે સુશિષ્ટ અને સુમિષ્ટ શૈલીથી ઉત્તમ કલામય રીતે સુદૃઢ શબ્દચિત્રમા ગૂથેલો એમનો એકેક ગ્રથ આ મહા નિર્ગ્રંથ મુનીશ્વરનુ અદ્ભુત ગ્રથનિર્માણકૌશલ્ય દાખવે છે આમ ચાદસો જેટલા મહાન્ ગ્રથરાશિનુ મૌલિક સર્જન કરનારા આ અક્ષર દેહે અમર એવા મહર્ષિ હરિભદ્રસૂરિ અસાધારણ કોટિના સાહિત્યસ્વામી, વિરાટ કવિ બ્રહ્મા અને મહાન્ આર્ષ દૃષ્ટા થઈ ગયા

(દોહરા) દિવ્ય યોગદૃષ્ટિ દીધી ઓઘદૃષ્ટિ હરણાર્થ,
તેહ આર્ષ દૃષ્ટા નમુ, શ્રી હરિભદ્ર કૃતાર્થ

---

## शिक्षापाठ २१ महात्माओनी असगता

જેને સમ્યગ્ દર્શન ઉપજ્યુ છે એવા સમ્યગ્દૃષ્ટિ મહાત્માઓ સર્વત્ર અસગ ભાવને જ ભજે છે કારણ કે હુ દેહાદિથી ભિન્ન એવો એક શુદ્ધ દર્શન જ્ઞાનમય આત્મા છું, બીજુ કઈપણ પરમાણુ માત્ર પણ મ્હારૂ નથી,-એવો દૃઢ પરમાર્થ નિશ્ચય તેમને થયો છે, અને 'સગના યોગે આ

જીવ સહજ સ્થિતિને ભૂલ્યો છે' એવા જ્ઞાનીના વાક્યોનો અનુભવરૂપ નિર્ધાર તેમના હૃદયમા ઉપજ્યો છે એટલે જ બાહ્યાભ્યંતર સગરૂપ સર્વ પરભાવ-વિભાવથી વિરામ પામી, "જ્ઞાનનું ફલ વિરતિ" એ વીતરાગવચનને તેઓ સત્ય કરે છે ક્ષીરનીર જેમ સ્વ-પરનો ભેદ આત્મા-અનાત્માનો વિવેક જેણે કર્યો છે, એવા આ પરમહંસો શુદ્ધ માનસ-સરોવરના નિર્મલ અનુભવજલમા ઝીલે છે જીવન્મુક્તપણાની પાંખે ઊંચા ચિદાકાશને વિષે ઊડતા આ વિહગ જેવા અપ્રતિબદ્ધ સંતો દ્રવ્યથી, ક્ષેત્રથી કાળથી અને ભાવથી ક્યાય પણ પ્રતિબંધ કરતા નથી આત્મા શિવાયની સર્વ વસ્તુનો પ્રસંગ તે સંગ છે અને "આ સર્વ સંગ મહાશ્રવ છે" એવુ તીર્થંકરવચન જેણે જાણ્યુ છે, એવા આ શાંતમૂર્તિ અસંગ મહાત્માઓ સહજ આત્મસ્વરૂપમા ગુપ્ત-સંવૃત થઈ પરમ સંવર આદરે છે, અને પરમ આત્મસમાધિ અનુભવે છે

સમ્યગ્દૃષ્ટિ યોગી પુરુષો કવચિત્ પ્રારબ્ધોદયથી સંસાર પ્રસંગમા વર્ત્તે, તોપણ નિરંતર અસંગપણાને જ ભજે છે બહિર્દૃષ્ટિ જગજ્જીવોની દૃષ્ટિએ અવિરતિ દેખાવા છતા, અંતરથી-ભાવથી તો તેઓ સાધુચરિત વિરતિ જ હોય છે આ સમ્યગ્દૃષ્ટિ મહાત્માઓનુ શરીર સંસારમા અને મન મોક્ષમા હોય છે "मोक्षे चित्त भवे तनु ।" એટલે તેનો સર્વ જ યોગ-ધર્મઅર્થાદિ સંબંધી વ્યાપાર પણ યોગરૂપ જ હોય છે યંત્રપૂતળીની જેમ પૂર્વ પ્રારબ્ધના સૂત્રસંચારથી જેની સર્વ પ્રવૃત્તિ ચાલે છે, એવા નિરિચ્છ સમ્યગ્દૃષ્ટિ યોગીપુરુષની સમસ્ત સંસારચેષ્ટા ભાવપ્રતિબંધ વિનાની, અનાસક્ત

ભાવવાળી હોય છે એને સ્નેહરૂપ-આસક્તિરૂપ ચીકાશના અભાવે તે 'કોરાધાકોડ' જ્ઞાનીને કર્મરજ વળગતી નથી જ્ઞાની ભોગવતા છતા બધાતા નથી ને અજ્ઞાની નહિ ભોગવતા છતા બધાય છે! એ વિલક્ષણ વાત જ્ઞાનીના અપૂર્વ જ્ઞાનનુ કે અનન્ય વૈરાગ્યનુ અદ્ભુત સામર્થ્ય સૂચવે છે

પતિવ્રતા સ્ત્રીનુ મન જેમ ઘર સબધી બીજા બધા કામ કરતા છતા સદા પ્રિયતમ એવા ભર્તારને વિષે લગ્ન હોય છે, ગાય વનમા જઈ ચારો ચરે ને ચારે દિશામા ફરે છે, પણ તેની દૃષ્ટિ તો સદાય પોતાના વ્હાલા વત્સમા જ ચોંટેલી હોય છે, તેમ જ્ઞાની પુરુષનુ ચિત્ત પણ સસાર સબધી બીજા કાર્ય કરતા છતા સદાય શ્રુતધર્મમા જ લીન હોય છે આમ શ્રુતધર્મ અર્થાત્ સત્પુરુષ સમીપે શ્રવણ કરેલો આત્મધર્મ જેના ચિત્તને નિત્ય આક્ષેપે છે, લોહચુબકની જેમ આકર્ષી પોતા ભણી ખેચી રાખે છે, તે જ્ઞાનાક્ષેપકવત સમર્થ યોગીને ભોગો પણ ભવહેતુ થતા નથી મોહમયી માયા મધ્યે પણ સદા અમોહ સ્વરૂપી એવા દુષ્કરદુષ્કરકારી જ્ઞાની તો ભોગપક મધ્યે પણ જલમા કમલની જેમ લેપાતા નથી, ખરડાતા નથી એ ઉત્તમ દૃષ્ટાંત શ્રીતીર્થંકર ભગવાન છે તેઓ ગૃહસ્થાવસ્થામા હતા ત્યારે પણ પરમ વૈરાગ્યથી વાસિત હતા, ભોગપક મધ્યે પણ જલકમલવત્ અલિપ્ત હતા બીજા સામાન્ય પ્રાકૃત જનો જે ભોગ બધનુ કારણ થાય, તે આવા અપવાદરૂપ જ્ઞાની પુરુષવિશેષોને નિર્જરાનુ કારણ થાય છે! "જે આસવા તે પરિસવા"-'હોત આસવા પરિસવા' તે આનુ નામ! પ અનાભક્ત યોગના નામે તેનુ આંધળુ અનુકરણ કરવા જ

બીજા મોહમૂઢ પ્રાકૃત જનો તો ખત્તા જ ખાય! કારણકે "રાગ ભરે જન મન રહો, પણ તિહુ કાળ વૈરાગ, ચિત્ત તુમારા રે સમુદ્રનો, કોઈ ન પામે હો તાગ,"–એવી પરમ વિરક્ત જ્ઞાનદશાવાળા તીર્થંકરાદિ જ્ઞાની પુરુષની વાત ન્યારી છે

અને એવું જ ઉજ્જ્વલ જીવતું જાગતું જ્વલંત દૃષ્ટાંત વર્તમાન યુગમા શ્રીમદ્ રાજચંદ્રજી જેવા અસંગ જ્ઞાની પુરુષના અધ્યાત્મ ચરિત્રમા સુજ્ઞ જિજ્ઞાસુને પ્રાપ્ત થાય છે, ને તેની સાક્ષી તેમના વચનામૃતો જ પૂરે છે શ્રેણિક મહારાજ, જનકવિદેહી, શ્રીકૃષ્ણઆદિના દૃષ્ટાંત પણ સુપ્રસિદ્ધ છે આ અંગે એક સુભાષિત છે–"જગમની જુક્તિ તો સર્વે જાણિયે, સમીપ રહે પણ શરીરનો નહીં સંગ જો, એકાંતે વસવું રે એક જ આસને, ભૂલ પડે તો પડે ભજનમા ભંગ જો" તેનો પરમાર્થ એ સમજાય છે કે–જેણે પોતાની સમસ્ત ચિત્તવૃત્તિઓરૂપ ગોપીઓને પોતાના અનુપમ આત્મસ્વરૂપ–સૌંદર્યથી આકૃષ્ટ કરી અંતર્મુખ કરી હતી, એવા જ્ઞાની આત્મારૂપ 'કૃષ્ણ'ની આ યુક્તિ તો જુઓ! એમ હર્ષાવેશમા બોલતી ભક્તિપ્રધાન એવી ચિત્તવૃત્તિઓરૂપ ગોપીઓ કહે છે કે–અમે આ શરીરમા એકાંતે ને એકજ આસને વસીએ છીએ, છતા અમને શરીરનો સંગ નથી! અને એમા જો ભૂલ થઈ તો "પડે ભજનમા ભંગ જો"

શ્રી શય્યંભવસૂરિએ મનક મુનિ–જેના માટે પોતે ખાસ શ્રી દશવૈકાલિક સૂત્ર રચ્યું, તે વાત ગંભીરતાથી તેના મૃત્યુ પર્યંત કળાવા ન દીધી, એ પ્રસંગ પણ અમોહસ્વરૂપી એવા તે મહાત્મા શય્યંભવસ્વામીનું અસંગપણું–અનાસ

જ્ઞાપણુ જ પ્રકાશે છે તેમજ-"વર્ણોએ શબ્દ કર્યા, શબ્દોએ વાક્ય કર્યા, ને વાક્યોએ આ શાસ્ત્ર કર્યું, અમે કાંઈ કર્યું નથી," એમ શ્રીપુરુષાર્થસિદ્ધિઉપાય ગ્રથને અતે અનન્ય નિર્મમત્વ દાખવનારા મહાનિર્ગ્રથ મહર્ષિ શ્રીઅમૃતચદ્રાચાર્યજીની અસગતા પણ કેવી અદ્ભુત છે!

આમ અસગ મહાત્માઓ સર્વત્ર પરભાવવિભાવનો સગસ્પર્શથી રહિત એવું આત્માનુચરણરૂપ અસગ અનુષ્ઠાન આચરે છે શીઘ્ર મોક્ષપદ પ્રાપ્ત કરાવનારા અસંગ ચૈતન્યના પરમ શાત રસામૃતસાગરમા નિમજ્જન કરનારા આ અસગ યોગીઓની આત્મદશા પરમ અદ્ભુત હોય છે તેની જેટલી સ્તુતિ કરીએ તેટલી ઓછી છે 'જે મહાત્માઓ અસગ ચૈતન્યમા લીન થાય છે, થયા છે ને થશે તેને નમસ્કાર'

(દોહરા) અનાસક્ત જલકમલવત, જ્ઞાની સદા અસગ,
અસગાનુષ્ઠાને લહે, શીઘ્ર જ મોક્ષ અસગ



## शिक्षापाठ २२ सर्वोत्कृष्ट सिद्धि

આત્મસિદ્ધિ એ જ સર્વોત્કૃષ્ટ સિદ્ધિ છે સર્વ પરભાવ વિભાવના સ્પર્શલેશથી રહિત એવો અસગ શુદ્ધ આત્મા સિદ્ધ કરવો એ જ સર્વ સાધકનુ અતિમ સાધ્ય છે કારણકે 'સહજ સ્વરૂપે જીવની સ્થિતિ થવી તેને શ્રી વીતરાગ મોક્ષ કહે છે એ જ માટે સર્વ તીર્થંકરાદિ જ્ઞાનીઓએ અસગપણુ સર્વોત્કૃષ્ટ કહ્યુ છે, કે જેના અગે સર્વ આત્મસાધન રહ્યાં

છે ' આ પરમ શાંતપણારૂપ અસંગ અનુષ્ઠાનની એકનિષ્ઠ આરાધનાથી જ આત્માનું સહજ એવું શુદ્ધ આત્મસ્વરૂપ પ્રગટે છે, અને આ સર્વોત્કૃષ્ટ શુદ્ધિ એ જ સર્વોત્કૃષ્ટ સિદ્ધિ છે

આમ સાધ્ય સાધન ને સિદ્ધિનું સમ્યક્સ્વરૂપ જે સમજ્યો છે એવા સાધક મુમુક્ષુને, શુદ્ધ આત્મસાધનરૂપ અસંગ નિર્ગ્રંથપણાનું અપ્રમત્તપણે ઉત્કૃષ્ટ આરાધન કરતાં, આત્મવીર્યનો અપૂર્વ ઉલ્લાસ સ્ફુરે છે એટલે અપૂર્વકરણ વડે ધર્મસંન્યાસરૂપ અપૂર્વ સામર્થ્યયોગ પામી, તે ક્ષપકશ્રેણી પર આરૂઢ થઈ, યથાખ્યાત ચારિત્રરૂપ પરમ વીતરાગપણાને પામે છે અર્થાત્ જેવું આત્માનું શુદ્ધ નિષ્કષાય સ્વરૂપ જ્ઞાનીઓએ આખ્યાત કર્યું છે, તેવું આત્મસ્વભાવમાં પૂર્ણ પ્રવૃત્તિરૂપ 'યથાખ્યાત' વીતરાગ ચારિત્ર તેને પ્રગટે છે એટલે પછી આ અમોહસ્વરૂપ વીતરાગ યોગીશ્વર તત્ક્ષણજ 'મૂળ શુદ્ધ તે આત્મપદ'રૂપ 'સયોગી જિન સ્વરૂપ' પામી, 'નિજ કેવલજ્ઞાન નિધાન' પ્રગટાવે છે, અને પરમ જ્યોતિ સ્વરૂપ સહજાત્મસ્વરૂપે ઝગઝગે છે

આવા ક્ષીણદોષ, ગુણાવતાર શ્રીમદ્ સર્વજ્ઞ ભગવાન્ સર્વલબ્ધિફલના ભોગી હોય છે અનંત જ્ઞાન, અનંત દર્શન, અનંત સુખ, અનંત વીર્ય આદિ સર્વ લબ્ધિ આ કેવલી ભગવંતના ઘટમાં વસે છે અણિમા-મહિમા આદિ અષ્ટ મહાસિદ્ધિ એમની કિંકરી થઈને ફરે છે, પાતંજલ આદિ યોગશાસ્ત્રોમાં તથા જિનાગમોમાં વર્ણવેલ સર્વ વિભૂતિઓનું આ ભગવાન્ એક ધામ હોય છે છતાં તેના કિંચિત્ માત્ર પણ પૌદ્ગલિક સ્ફુરણાર્થે આ આ મનિમગ્ન પરમ પ્રભુ તેની

નિરંતર રમણ કરનારા હોય છે. એટલે જ આ 'ધ્રુવપદરામી' આત્મારામી કૃતકૃત્ય પ્રભુને કોઈ કામના નહિ હોવાથી તે નિષ્કામી જ હોય છે.

આવા સર્વલબ્ધિસિદ્ધિસંપન્ન આ સર્વજ્ઞ વીતરાગ દેવ પ્રારબ્ધોદય પ્રમાણે સદ્દેશનાદાન વડે પરમ પરોપકાર કરતા સતા, દેહ છતાં દેહાતીત એવી કાયોત્સર્ગ—જીવન્મુક્ત દશાએ વિચરે છે. નિષ્કારણ કરુણારસસાગર એવા આ પરમ કૃપાળુ દેવ પરમાર્થમેઘની વૃષ્ટિ કરી, સંસારતાપથી સંતપ્ત જગજ્જંતુઓને પરમ આત્મશાંતિરૂપ શીતલતા આપે છે. "ભવદુખવારણ શિવસુખકારણ" એવો શુદ્ધ ધર્મ પ્રરૂપી, આ ભગવાન્ ધર્મમૂર્ત્તિ વિશ્વબંધુ દુષ્ટ અસાધુજનોને દુષ્ટ માર્ગ છોડાવી તે શિષ્ટ સાધુજનોને ઈષ્ટ પરમાર્થ માર્ગે ચઢાવી સર્વ જગતજંતુનું પરમાર્થ હિત કરવારૂપ પરમ લોકાનુગ્રહ આચરે છે. અને પછી આ વિશ્વવત્સલ પરમાત્મા યોગના અંતરૂપ અયોગી એવી શૈલેશી અવસ્થાને પામી, શીઘ્ર જ ભવવ્યાધિનો ક્ષય કરી પરમ નિર્વાણરૂપ સર્વોત્કૃષ્ટ સિદ્ધિને પ્રાપ્ત થાય છે.

(દોહરા) શુદ્ધિ સર્વોત્કૃષ્ટ ત્યાં, સિદ્ધિ સર્વોત્કૃષ્ટ,
પરોપકાર કરી પરમ, પામે પદ પ્રકૃષ્ટ.

---

## શિક્ષાપાઠ ૨૩ : અનેકાન્તની પ્રમાણતા

સર્વોત્કૃષ્ટ સિદ્ધિ પામેલા શ્રી સર્વજ્ઞે પ્રત્યેક વસ્તુને અનેકાંત, અનેક અંતવાળી—ગુણધર્મવાળી દીઠી છે, એટલે

સામી દૃષ્ટિ પણ કરતા નથી, એવા તે પરમ નિસ્પૃહ નિરુત્સુક હોય છે જ્યા આત્માની અનત ઋદ્ધિ પ્રગટ થઇ છે, ત્યા અન્ય લબ્ધિ-સિદ્ધિ-વિભૂતિ કોણ માત્ર છે? કારણકે-'તે આત્મસ્વરૂપથી મહત્ એવુ કઈ નથી એનો આ સૃષ્ટિને વિષે કોઈ પ્રભાવજોગ ઉત્પન્ન થયો નથી, છે નહીં અને થવાનો નથી, કે જે પ્રભાવજોગ પૂર્ણ આત્મસ્વરૂપને પણ પ્રાપ્ત ન હોય' આત્મામા અહિસાની પરમ પ્રતિષ્ઠા-અત્યત સ્થિરતા થઇ હોવાથી, આ પરમ અહિસક વીતરાગ યોગીશ્વરની સનિધિમા સિહ-વ્યાઘ્ર આદિ જેવા હિસક ક્રૂર પ્રાણીઓ પણ પોતાના જાતિવૈર ભૂલી જઈ પરસ્પર પ્રેમથી વર્તે છે, ઇત્યાદિ સર્વ મહાપ્રભાવ અત્ર આ વીતરાગના ચરિત્રમા પ્રગટ ચરિતાર્થ થાય છે

કેવલ જ્ઞાનમય શુદ્ધ અતરાત્માની સિદ્ધિ એ જ આ વીતરાગની સર્વ ચમત્કારિક સિદ્ધિઓનુ મૂળ છે એટલે જ દાનાતરાયનો ક્ષય થયો હોવાથી આ ભગવાન્ શુદ્ધ સહજ આત્મસ્વરૂપનુ દાન આત્માને કરે છે, લાભાતરાયનો ક્ષય થયો હોવાથી મહાચિત એવો સહજ આત્મસ્વરૂપ લાભ નિરતર પામે છે, ભોગાતરાયનો ક્ષય થયો હોવાથી શુદ્ધ આત્મસ્વરૂપ સપત્તિનો અયત્ને ભોગ કરે છે, ઉપભોગાતરાયનો ક્ષય થયો હોવાથી શુદ્ધ સ્વગુણનો નિરતર ઉપભોગ લે છે, અને વીર્યાતરાયનો ક્ષય થયો હોવાથી સ્વરૂપરમણને વિષે અપ્રયાસવત સહજપણે અનત આત્મશક્તિ સ્ફુરાયમાન કરે છે અને આમ અનત દાનાદિ લબ્ધિથી સ્વરૂપને વિષે પર્યાપ્ત હોવાથી આ પરમ પ્રભુ ધ્રુવ એવા સહજાત્મસ્વરૂપ પદમા જ

નિરંતર રમણ કરનારા હોય છે એટલે જ આ 'ધ્રુવપદરામી' આત્મારામી કૃતકૃત્ય પ્રભુને કોઈ કામના નહિ હોવાથી તે નિષ્કામી જ હોય છે

આવા સર્વલબ્ધિસિદ્ધિસંપન્ન આ સર્વજ્ઞ વીતરાગ દેવ પ્રારબ્ધોદય પ્રમાણે સદ્દેશનાદાન વડે પરમ પરોપકાર કરતા સતા, દેહ છતાં દેહાતીત એવી કાર્યોત્સર્ગ–જીવન્મુક્ત દશાએ વિચરે છે નિષ્કારણ કરુણારસસાગર એવા આ પરમ કૃપાળુ દેવ પરમાર્થમેઘની વૃષ્ટિ કરી, સંસારતાપથી સંતપ્ત જગજ્જંતુઓને પરમ આત્મશાંતિરૂપ શીતલતા આપે છે "ભવદુઃખવારણ શિવસુખકારણ" એવો શુદ્ધ ધર્મ પ્રરૂપી, આ ભગવાન્ ધર્મમૂર્તિ વિશ્વબંધુ દુષ્ટ અસાધુજનોને દુષ્ટ માર્ગ છોડાવી ને શિષ્ટ સાધુજનોને ઈષ્ટ પરમાર્થ માર્ગે ચઢાવી, સર્વ જગત્જંતુનું પરમાર્થ હિત કરવારૂપ પરમ લોકાનુગ્રહ આચરે છે અને પછી આ વિશ્વવત્સલ પરમાત્મા યોગના અંતરૂપ અયોગી એવી શૈલેશી અવસ્થાને પામી, શીઘ્ર જ ભવવ્યાધિનો ક્ષય કરી પરમ નિર્વાણરૂપ સર્વોત્કૃષ્ટ સિદ્ધિને પ્રાપ્ત થાય છે

(દોહરા) શુદ્ધિ સર્વોત્કૃષ્ટ ત્યાં, સિદ્ધિ સર્વોત્કૃષ્ટ,
પરોપકાર કરી પરમ, પામે પદ પ્રકૃષ્ટ

---

## शिक्षापाठ २३ अनेकान्तनी प्रमाणता

સર્વોત્કૃષ્ટ સિદ્ધિ પામેલા શ્રી સર્વજ્ઞે પ્રત્યેક વસ્તુને અનેકાન્ત, અનેક અંતવાળી–ગણધર્મવાળી દીઠી છે. એટલે

અનેકાંત એ જ વસ્તુનું સ્વરૂપ છે, અને તેનું સમગ્રપણે સર્વદેશીય ગ્રહણ કરે એવું અનેકાન્ત જ્ઞાન જ પ્રમાણ છે તત્–અતત્, સત્–અસત્, એક–અનેક, ભેદ–અભેદ, નિત્ય–અનિત્ય એમ એક વસ્તુના પરસ્પર બે વિરુદ્ધ ધર્મનું સાપેક્ષપણે પ્રકાશન કરે તે અનેકાંત આ અનેકાંત તો "પરમાગમનો જીવ"–પ્રાણ છે, અને જન્માંધ પુરુષો હાથીના સ્વરૂપ વિષેનો ઝગડો કરે છે, તેની જેવા તત્ત્વસ્વરૂપ વિષેના સર્વ દર્શનોના ઝગડાને મિટાવનારો એનો સર્વગ્રાહી પરમ ઉદાર છે તત્ત્વના જીવનરૂપ આ અનેકાન્તના આવા પરમ અદ્ભુત ચમત્કારિક સર્વસમાધાનકારી સ્વરૂપથી મુગ્ધ થઈને પરમ તત્ત્વજ્ઞોએ ઉદારઘોષા ઉદ્ઘોષણા કરી છે કે–"અનેકાન્ત શિવાય તત્ત્વવ્યવસ્થા નથી," તે અત્યંત સત્ય છે આ અંગે શ્રી અમૃતચંદ્રાચાર્યજીનું સુભાષિત છે–"રવૈયાના નેતરાને એક અંતથી (છેડેથી) ખેંચતી અને બીજે અંતથી (છેડેથી) ઢીલું છોડતી ગોવાલણ જેમ માખણ મેળવે છે, તેમ એક અંતથી (ધર્મથી) વસ્તુનું તત્ત્વ આકર્ષતી અને બીજો શિથિલ (ગૌણ) કરતી એવી અનેકાન્ત નીતિ તત્ત્વ નવનીત વલોવી જયવંત વર્તે છે"

આ અનેકાન્ત, તત્ત્વનો અવિસંવાદી અસંદિગ્ધ વિનિશ્ચય દૃઢ કરાવનારી પરમ સુંદર યુક્તિ છે દાખલા તરીકે–તે તે આત્મા પર ઉતારીએ તો તે સ્વરૂપથી તત્ છે, પણ પરરૂપથી અતત્ છે, છે સ્વદ્રવ્ય–ક્ષેત્ર–કાલ–ભાવથી તે સત્–હોવારૂપ અસ્તિરૂપ છે, પણ પરદ્રવ્ય–ક્ષેત્ર–કાલ–ભાવથી અસત્–નહિં હોવારૂપ નાસ્તિરૂપ છે ધર્મી એવા દ્રવ્યની

અપેક્ષાએ તે એક અખંડ પિંડરૂપ અભેદ છે પણ ધર્મ–ગુણપર્યાયની અપેક્ષાએ અનેક ખંડ ખંડ ભેદરૂપ છે ધ્રુવ એવા દ્રવ્યની દૃષ્ટિએ તે નિત્ય છે, પણ પર્યાયની દૃષ્ટિએ અનિત્ય છે આમ પર દ્રવ્ય-ક્ષેત્ર-કાલ-ભાવથી આત્મા ભિન્ન છે, એવુ તત્ત્વનિશ્ચયરૂપ ભેદજ્ઞાન આથી વજ્રલેપ દૃઢ થાય છે, અને આમ અસ્તિનાસ્તિરૂપ એવી પ્રત્યેક વસ્તુ એકાનેક, નિત્યાનિત્ય ને ભેદાભેદરૂપ સુપ્રતીત થાય છે એક જ પુરુષ બાલ-યુવા-વૃદ્ધ એ ત્રણે અવસ્થાનો અનુભવ કરે છે, પણ પુરુષ તો તેનો તે જ છે સમુદ્રના મોજા પલટાય છે, પણ સમુદ્ર પલટાતો નથી, તેમ પૂર્વ પર્યાયનો નાશ થઈ, ઉત્તર પર્યાયની ઉત્પત્તિ થાય છે, પણ આત્મ દ્રવ્ય તો ધ્રુવ જ રહે છે ઘડાનો નાશ થઈ મુકુટ બનાવો, પણ સોનુ તો તેનુ તે જ છે આમ અનેકાન્ત એવી પ્રત્યેક વસ્તુનું ઉત્પાદ-વ્યય-ધ્રૌવ્ય યુક્ત એવુ 'સત્' સ્વરૂપ છે આવા એકાક્ષરી 'સત્' સ્વરૂપમા જ આખા વિશ્વનુ તત્ત્વજ્ઞાન સમાય છે આ ઉત્પાદ-વ્યય-ધ્રૌવ્ય એ જ ગણધરોને દ્વાદશાગીનુ રહસ્ય પમાડનારી સુપ્રસિદ્ધ 'ત્રિપદી' છે, અને એ જ અપેક્ષાવિશેષે રૂપકરૂપે ધ્યાનીએ તો બ્રહ્મા વિષ્ણુ ને મહેશ એ 'ત્રિમૂર્તિ' છે,

આમ અનેકાન્તદૃષ્ટિએ આત્મા નિત્યાનિત્ય અર્થાત્ પરિણામી નિત્ય છે, અને તેવા પરિણામી નિત્ય આત્મામા જ બંધ-મોક્ષઆદિ વ્યવસ્થા ઘટે છે પણ જો સર્વથા અપરિણામી—એકાન્ત ફૂટસ્થ નિત્ય જ આત્મા માનવામા આવે, તો તેમાં બંધમોક્ષાદિ વ્યવસ્થા નહિ ઘટે; કારણકે અવસ્થાન્તરના અભાવે કા તો ભવ ને કા તો

મોક્ષ એ બેમાંથી એક જ અવસ્થા રહેશે, અને યોગમાર્ગ પણ નિષ્ફળ થઈ પડી, કૃતનાશ-અકૃતાગમ વગેરે અનેક દૂષણ આવશે તેમજ એકાંત અનિત્ય જ આત્મા માનવામાં આવે, તો તેમાં પણ બંધમોક્ષ, સુખદુઃખ આદિ વ્યવસ્થા નહિ ઘટે. કારણકે અખંડ એક વસ્તુ વિના પરિણમન કોનું થશે ? અને તથારૂપ પરિણમન વિના આત્મગુણવિકાસરૂપ આ યોગમાર્ગ પણ કોને પ્રાપ્ત થશે ? આમ નિત્ય કે અનિત્ય કોઈપણ એકાન્તવાદમાં બંધ મોક્ષાદિ વ્યવસ્થા ઘટતી નથી વસ્તુસ્વભાવ ઘટતો નથી અને લોકવ્યવહાર પણ ઘટતો નથી, કેવલ અનેકાન્ત સિદ્ધાન્તમાં જ સર્વ વ્યવહાર ઘટે છે, સમસ્ત વસ્તુસ્વભાવ ઘટે છે અને અવિકલ એવી સકલ બંધમોક્ષ વ્યવસ્થા ઘટે છે, માટે અનેકાન્તની જ સર્વત્ર પ્રમાણતા છે કારણકે જ્ઞાનથી જ મોક્ષ છે, ક્રિયાથી જ કલ્યાણ છે, નિશ્ચય જ સાચો છે, વ્યવહાર જ કામનો છે, એમ બીજી અપેક્ષાઓનો અપલાપ કરી, આ આમ 'જ' છે, એવા 'જ'-કારરૂપ દુર્નયને અનેકાન્ત દૂર કરે છે, અને તનયો પ્રત્યે પિતાની જેમ સર્વ નયો પ્રત્યે સમદૃષ્ટિ ધરી, કોઈ પણ અપેક્ષાનો અપલાપ નહિ કરતા, આ આ અપેક્ષાએ આ આમ આમ છે, એમ મધ્યસ્થપણે વસ્તુતત્ત્વનું સુનયરૂપ સમ્યક્ પ્રતિપાદન કરે છે અને એજ અનેકાન્તવાદને સપ્રમાણ બનાવે છે

આ ઉપરથી એ તાત્પર્ય ફલિત થાય છે કે સર્વસમન્વયકારી અનેકાન્તવાદી તો સર્વથા સર્વત્ર નિરાગ્રહી જ હોય કારણકે પરમ ઉદાર અનેકાન્તદૃષ્ટિ જેના હૃદયમાં પરિણમી છે, એવા વિશાલદૃષ્ટિ સમ્યગ્દૃષ્ટિ મહાત્માઓ "દર્શન

સકલના નય ગ્રહે, આપ રહે નિજ ભાવે રે " એટલે નયો– અપેક્ષાવિશેષોની યથાયોગ્ય મર્યાદા સમજનારા તે સતજનો 'સ્યાત્' પદના ન્યાસ વડે એકાન્તવાદનુ આગ્રહરૂપ દૂષણ દૂર કરી તે તે દર્શનની મધ્યસ્થ પરીક્ષા કરે છે અને એમ સાપેક્ષપણે પરીક્ષા કરતા તે સ્યાદ્વાદી મહાજનોને ચોક્કસ ભાસે છે કે આ બધા દર્શનો એક જિનદર્શન અર્થાત્ શુદ્ધ આત્મદર્શનરૂપ પુરુષના અગરૂપ જ છે એટલે પોતાના અગરૂપ એ ષડ્દર્શનને આ જિનદર્શનના આરાધક પુરુષો સમ્યક્ સ્યાદ્વાદદષ્ટિથી આરાધે છે આવી પરમ વિશાલ અને કાન્તદષ્ટિને ઉપદેશના જિન ભગવાનના ઉપદેશની રચના ત્રણે કાળમા એવી પરમોત્તમ છે કે તેમા સર્વ મતદર્શન હળીમળીને પોતપોતાની સભાળ કરતા રહે છે 'રચના જિનઉપદેશકી, પરમોત્તમ તિનુ કાલ, ઇનમે સબ મત રહત હૈ, કરતે નિજ સભાલ '

(ઉપજાતિ) જ્યા નિત્ય નાના નય નૃત્યકારી,
સત્ સપ્તભગી વિલસે રસાલી,
પ્રમાણ તો વાદ્ય વીણા વગાડે,
વાગ્ રગભૂ વિસ્મય આ પમાડે

(દોહરા) તત્ત્વનુ સત્ત્વ સદા દીએ, અનેકાન્ત સિદ્ધાન્ત,
તેથી તે જ પ્રમાણ છે, બાકી મનની ભ્રાન્ત

## शिक्षापाठ २४ मनभ्रांति

અનેકાન્ત એવા આત્મતત્ત્વનો નિર્ણય થતો નથી, ત્યાલગી મનભ્રાંતિ છે, ને મનભ્રાંતિ છે ત્યાલગી આત્મશાંતિની આશા રાખવી તે આકાશકુસુમવત્ છે મોહરૂપ વિકલ્પચક્રના ચાકડે ચઢેલ મનની ભ્રાંતિ એ જ સંસારચક્રની ભ્રાંતિનુ મુખ્ય કારણ છે 'ઉપજે મોહવિકલ્પથી સમસ્ત આ સંસાર' જ્યાલગી મનનું ભ્રમણ છે, ત્યાલગી ગમે તેટલા જપ-તપ-સંયમાદિ સાધન પણ ભ્રમરૂપ થઈ પડી, ગગનમા ચિત્રામણની પેઠે, નિષ્ફળ ને વૃથા ખેદરૂપ થઈ પડે છે એટલા માટે જ્ઞાનીઓએ ચિત્તની સ્થિરતા પર ઘણો ભાર મૂક્યો છે પરમ તત્ત્વગભીર સુભાષિત છે કે 'બીજી સમજણ પછી કહીશ, જ્યારે ચિત્ત સ્થિર થઈશે' તેમજ "મન સાધ્યું તેણે સઘળુ સાધ્યુ" માટે ચિત્તને નિર્મલ કરી સ્થિર કરવું, ભ્રાન્તિ ટાળવી, એ જ આ મશાંતિનુ મુખ્ય સાધન છે

કારણકે ભ્રાંત મન એજ સર્વ કલેશનું ને શાંત મન એજ સર્વ આનંદનું મૂળ છે વિકલ્પાકુલ મન એ જ સર્વ દુખની ભૂમિ ને નિર્વિકલ્પ મન એ જ સર્વ સુખની ભૂમિ છે પ્રતિકૂળ મન એ જ પરમ શત્રુ ને અનુકૂળ મન એ જ પરમ મિત્ર છે દુષ્ટ અધ્યવસાયવાળુ મન એ જ નરક ને શિષ્ટ અધ્યવસાયવાળુ મન એ જ સ્વર્ગ છે રાગાદિ ક્લિષ્ટ વાસનાથી વાસિત મન એ જ સંસાર ને તેથી નિર્વાસિત મન એ જ મોક્ષ છે મન એ જ બંધનું ને મન એ જ મોક્ષનુ કારણ છે પ્રસન્નચંદ્ર રાજર્ષિને ક્ષણવારમા નરકગમનયોગ્યતા

કરનારૂ અને ક્ષણવારમા કેવલજ્ઞાન પમાડનારૂ આ મન જ હતુ મન એ જ કલ્પવૃક્ષ ને મન એ જ કટકવૃક્ષ છે મન એ જ કામધેનુ ને મન એ જ નિષ્કામધેનુ છે મન એ જ ચિંતામણિ ને મન એ જ દુશ્ચિતામણિ છે અસદ્ ઉપયોગથી અવશ મન એ જ વિષ વમનાર વિષધર ને સદ્ઉપયોગથી વશ મન એ જ અમૃત ઝમનાર અમૃતઝર છે આત્માની અમૂલ્ય શક્તિઓ મનોભ્રાંતિને લીધે વેરણછેરણ થઈ વેડફાઈ જાય છે તે ન વેડફાઈ જવા દેવા માટે વિચક્ષણ પુરુષે આ ઉત્તમ ચિત્તરત્નનું યત્નથી જતન–ગોપન કરવા યોગ્ય છે

પણ મન એ ઘણી ચચલ વસ્તુ છે, 'વાયુની જેમ તેનો નિગ્રહ કરવો દુષ્કર છે" મન એ કલ્પનાતરગની પાખે ઊડી ક્ષણમાત્રમા લાખો યોજનની મુસાફરી કરી આવનાર પવનવેગી તુરગ છે દિશાના કે કાળના બધન જેને નડતા નથી એવો તે અપ્રતિબદ્ધવિહારી છે "મનડુ કિમહી ન બાઝે" રાત હોય કે દિવસ હોય વસતિ હોય કે ઉજ્જડ હોય, ગમે યા ને ગમે ત્યા આ મન ઘડીમા આકાશમા ને ઘડીકમા પાતાલમા ગમન કરે છે મુક્તિના અભિલાષી એવા મહાતપસ્વીઓ જ્ઞાન–ધ્યાનનો અભ્યાસ કરે છે, ત્યા તો આ દુશ્મન જેવુ મન કઈક એવુ ચિતવે છે કે જેથી ન અવળે પાસે નાખી દે છે! મોટા 'આગમધર' કહેવાતા લોકોના હાથે પણ આ મનડુ મદોન્મત્ત હાથીની જેમ અકુશમા આણી શકાતુ નથી આ 'મનડુ' છે તો નપુસકલિગી, પણ તે "સકલ મરદને ઠેલે" છે,–ઠેબે ચડાવે છે બીજી વાતે તો પુરુષ સમર્થ છે;

પણ આ નપુંસક મનડાને કોઈ જેર કરી શકતું નથી! આમ મનડું કોઈ રીતે બાઝતું નથી,-એવો જાણે એનો ભ્રાંતિમય સ્વભાવ પડી ગયો છે!

આ ભ્રાંતિ શબ્દના બે અર્થ થાય છે ભ્રાંતિએટલે ભ્રમણ અથવા ભ્રમણા પરવસ્તુમાં આત્મભ્રાંતિરૂપ ભ્રમણા એ જ પરભાવ પ્રત્યે ભ્રમણરૂપ મનભ્રાંતિનું મૂળ ઉપાદાન કારણ છે એટલે જ ભ્રાંત સ્વભાવવાળો આ મન-ભ્રમર પરભાવરૂપ પુષ્પરસનો રસીયો થઈ, તેની પ્રાપ્તિ માટે ઝાવા નાખે છે, ને રાગદ્વેષરૂપ ગુંજારવ કરતો તે યત્રતત્ર ભ્રમણ કરતા ખેદ આદિ અષ્ટ ચિત્તદોષને પામી, ભ્રાંતિરૂપ મહાક્લેશમય મનરોગ અનુભવે છે તેના નિવારણનો ઉત્તમ ઉપાય આ મનમધુકરને શુદ્ધ સહજાત્મસ્વરૂપી પ્રભુના પદપંકજમાં લીન કરી દઈ, તેના ગુણ-મકરંદનું અમૃતપાન કરાવવું એ છે,-કે જેથી મુગ્ધ થયેલો આ મનમધુકર પરભાવની દુર્વાસના ત્યજી, પોતાના શુદ્ધ સ્વરૂપને ભજે અથવા આ ભ્રામક વૃત્તિવાળા મન મર્કટને વશ કરવા માટે એને ક્ષણ પણ નવરૂં ન પડવા દેતા, બાણરા ભૂતની જેમ કે કુલવધૂની જેમ, તેને તેના જોગા સતત કામમાં-સત્પ્રવૃત્તિમાં રોકી રાખવું અગત્યનું છે એમકે-જેણે તે મનનો જય કર્યો છે, એવા પરમાત્મા વીતરાગ પ્રભુના ચરણરૂપ થાંભલા સાથે આ મનને પ્રેમની સાંકળથી બાંધી દેવું અથવા તો એને શ્રુતસ્કંધમાં રમવા માટે છૂટું મૂકી દેવું, એટલે તેમાં તે ભલે આરોહણ-અવરોહણ કર્યા જ કરે! અને ભલે આત્માર્થરૂપ ફળ ધરાઈ ધરાઈને ખાવા હોય તેટલા ખાય!

અથવા આ ભ્રાંત સ્વભાવવાળા મનસારથિને સ્વચ્છંદે ન પ્રવર્ત્તવા દેતાં, મોહનિદ્રામાંથી જાગેલો આત્મા જો પોતાની આજ્ઞા પ્રમાણે ચાલવાની તાકીદ કરે તો પછી તે કુશલ સારથિ ઈંદ્રિય અશ્વોને બરાબર લગામમાં રાખી, આત્માના રથને સન્માર્ગે ચલાવી, મોક્ષરૂપ ઇષ્ટ સ્થાને પહોંચાડે આમ મન-સૂબાને સોંપેલી સત્તા પાછી ખેંચી લઈ, આત્મ-રાજા સ્વશાસન પોતાને હસ્તક રાખી પોતાનું સ્વામિત્વ દાખવે, ને સ્વચ્છંદી મનની આજ્ઞામાં નહિં વર્ત્તતાં તેને પોતાની આજ્ઞામાં પ્રવર્ત્તાવે, એ જ તેને વશ કરવાનો ઉત્તમ વિધિ છે ઈત્યાદિ પ્રકારે આ દુરારાધ્ય મનને જે 'ઠેકાણે' આણે છે, સ્થિર એવા આત્મસ્થાનમાં જોડે છે, તે આ મનને સાધે છે અને આમ આત્મા સ્વસ્વભાવના જાગ્રત ઉપયોગમાં વર્ત્તે એ જ ભ્રાંત મનોયોગને શાંત કરવાનો શ્રેષ્ઠ ને સુગમ ઉપાય છે

(દોહરા) ભ્રમણરૂપ ભ્રાંતિ ટળ્યે, ટળે ભ્રમણરૂપ ભ્રાંત,
સ્વરૂપમાં વિશ્રાંત થઈ, આત્મા હોય પ્રશાંત.



## શિક્ષાપાઠ ૨૫ તપ

મનોભ્રાંતિ ટાળી મનોનિગ્રહ અને ઈંદ્રિયવિજય કરવા માટે મુખ્ય ઉપાય ઈચ્છાનિરોધરૂપ તપ છે કર્મની નિર્જરાર્થે જે તપવામાં આવે તે તપ, અથવા જેના વડે કર્મને આત્મા સ્વરૂપમાં પ્રતપે, નિજ સ્વરૂપ તેજે ઝળહળે તે તપ એ તપનો મુખ્ય ઉદ્દેશ નિરંતર લક્ષમાં રાખી મુમુક્ષુએ આત્માર્થે જ યથાશક્તિ તપ તપવા યોગ્ય છે કારણકે તપ એ જીવને

કર્મમુક્ત કરવાનો સર્વશ્રેષ્ઠ ઉપાય છે, તપ એ કર્મઈન્ધન ભસ્મ કરનારો પ્રચંડ અગ્નિ છે આમ્ર આદિ ફળ જે તાપથી જલદી પાકે છે, તેમ કર્મ પણ તપ અગ્નિના તાપે શીઘ્ર પાકીને નિર્જરે છે અગ્નિતાપથી સુવર્ણની જે જ્ઞાનપૂર્વક તપથી આત્માનો અંદરનો મેલ ગળાનો જ આત્મા શુદ્ધ બને છે દેવેન્દ્રોથી વંદિત એવા શ્રી તીર્થં ભગવાન્ કે જે ચાર જ્ઞાનના સ્વામી હતા અને અવશ્ય સિ પામવાના હતા, તે પણ બલ-વીર્ય ગોપવ્યા વિના ત વિષે ઉદ્યમવંત હતા તો પછી અન્ય મુમુક્ષુઓએ તો તપ વિશેષે કરીને ઉદ્યમ કરવા યોગ્ય હોય એમા પૂછવુ જ શું આ તપના મુખ્ય બાર ભેદ છે—અનશનાદિ છ બાહ્ય અ પ્રાયશ્ચિત્તાદિ છ આભ્યંતર

અનશન-ચાર પ્રકારનો આહાર જેમા એક, બે વધારે દિવસ માટે ત્યાગ કરાય છે તે અનશન ઊણોદર પેટ ભરાય તે કરતા થોડા કોળીઆ ઊણુ રહેવુ તે રસત્યાગ ઘૃત આદિ વિકૃતિ કરનારા રસવાળા પદાર્થોનો ત્યાગ વૃ સંક્ષેપ-અમુક આટલી જ સંખ્યાવાળી વસ્તુ હું લઈશ એ વૃત્તિનો સંક્ષેપ કરવો તે કાયક્લેશ-કાયાને કષ્ટ આપી કસ તે સલીનતા-કૂર્મની જેમ અંગોપાંગ સલીન કરી સંકોચીને સૂવુ બેસવુ, ઇદ્રિયોનો વ્યાપાર રોધવો તે જેમ રૂપથી મોહિત થઈ દૃષ્ટિ તે પ્રત્યે જતી હોય તેને જવાં દેવી, છાનીમાની બેસાડી દેવી, અંદરમા સલીન કરવી અ છ પ્રકારે બાહ્ય તપ છે આ તપની તાલીમથી, સમજણપૂ શરીરને કસવાથી, રીઢુ કરવાથી સુવાળાપણું, સુખશીલિયા

ટળે છે, અને ક્વચિત્ દુઃખ કષ્ટ આવી પડયે તે સમભાવે સહવાની શક્તિ વધે છે,-જેથી આત્મસ્થિરતાને બાધ આવતો નથી

**પ્રાયશ્ચિત્ત**—પાપને છેદે તે પ્રાયશ્ચિત્ત અથવા પ્રાયે ચિત્તને શોધે તે પ્રાયશ્ચિત પોતાના થયેલા દોષ માટે તીવ્ર પશ્ચાત્તાપ કરી, તે પુન ન થાય એવી દૃઢ ભાવનાથી તેની શુદ્ધિ અર્થે સદ્ગુરુએ આપેલો અથવા પોતે પોતાના પર નાખેલો શિક્ષારૂપ દંડ પરમ ચિત્તપ્રસન્નતાથી માથે ચઢાવવો તે પ્રાયશ્ચિત્ત આલોચના, મિથ્યા દુષ્કૃત, પ્રતિક્રમણ આદિ એના અનેક પ્રકાર છે ખરા અંતઃકરણના પશ્ચાત્તાપરૂપ પાવકથી ઘણા નિબિડ પાપકર્મો પણ ભસ્મીભૂત થાય છે વિનય-દર્શનવિનય, જ્ઞાનવિનય, ચારિત્રવિનય અને ઉપચાર વિનય એમ વિનય ચાર પ્રકારનો છે **વૈયાવૃત્ય**-આચાર્ય, ઉપાધ્યાય, સાધુ, શૈક્ષ્ય, ગ્લાન (રોગાર્ત્ત), તપસ્વી, કુલ, સઘ આદિની વ્યાધિ આદિ આવી પડયે નિષ્કામભાવે વૈયાવચ્ચ-સેવાશુશ્રૂષા કરવી તે વૈયાવૃત્ય **સ્વાધ્યાય** અથવા સજ્ઝાય-દેહમા આત્મબુદ્ધિરૂપ દેહાધ્યાસ છોડી આત્મામા આત્મબુદ્ધિનો અભ્યાસ કરવો, આત્મભાવના ભાવવી તે સ્વાધ્યાય અથવા તેવી આત્મભાવનાને પુષ્ટ કરે એવા અધ્યાત્મ ગ્રંથો વાચવા વિચારવા, વૈરાગ્ય-ભક્તિવાહી પદો, ભજનો, સ્તવનો ગાવા, લલકારવા, તત્ત્વપૃચ્છા કરવી, નિરભિમાનપણે જાણે પોતાના આત્માને ઉંચેથી બોધ દેતા હોય એવી રીતે ધર્મકથા-વ્યાખ્યાન કરવુ,-એ વગેરે સ્વાધ્યાયના પ્રકાર છે

**ધ્યાન**—સતત્તત્ત્વચિંતનમા એકાગ્રપણે ચિત્તનો નિરોધ

કરવો તે ધ્યાન અથવા યોગ મુમુક્ષુએ આર્ત્ત-રૌદ્ર ધ્યાન છોડી ધર્મધ્યાન ને શુકલધ્યાન એ બે પ્રશસ્ત ધ્યાન જ ધ્યાવવા યોગ્ય છે જેમકે-સર્વજ્ઞની આજ્ઞાને પ્રમાણ કરી તેનું સમ્યક્ ચિંતન કરવું તે આજ્ઞાવિચય ધર્મધ્યાન જ્ઞાનીની આજ્ઞારૂપ માર્ગ છોડી ઉન્માર્ગે જતા જીવને પ્રાપ્ત થતા અપાયનું-આત્મહાનિનું ચિંતન કરવું તે અપાયવિચય ધર્મધ્યાન ચતુર્ગતિમાં ભ્રમણ કરતા જીવને ભોગવવા પડતા કર્મોના દારુણ વિપાકનું ચિંતન કરવું તે વિપાકવિચય ધર્મધ્યાન. પુરુષાકાર લોકનું સ્વરૂપ વિચારી તેના રહસ્યનું ચિંતન કરવું તે સંસ્થાનવિચય ધર્મધ્યાન આત્માથી અન્ય સર્વ દ્રવ્યોનું પૃથક્પણું-ભિન્નપણું ચિંતવવું, શુદ્ધ એક આત્માનું શુદ્ધપણું ધ્યાવતાં શુક્લ-શુદ્ધ આત્મધ્યાનની શ્રેણીએ ચઢવું, ઈત્યાદિ પ્રકારે શુકલધ્યાન કાયોત્સર્ગ-કાયનો ઉત્સર્ગ, ત્યાગ તે કાયોત્સર્ગ, હું આ દેહ નથી ને આ દેહ મ્હારો નથી એમ સમજી, તેના અહંત્વમમત્વનો ત્યાગ કરી દેહને વોસરાવી દેવો, 'अप्पाणं वोसिरामि' કરવું તે કાયોત્સર્ગ અથવા તેવી દેહ છતાં દેહાતીત કાયોત્સર્ગ દશાએ વર્ત્તતા અર્હંત ભગવંતોના ધ્યાન-અવલંબને તેવી શુદ્ધ આત્મઅનુભવ સ્થિતિનો અભ્યાસ કરવો તે પણ કાયોત્સર્ગ આ કાયોત્સર્ગ પરમોત્કૃષ્ટ આભ્યંતર તપ છે, સર્વ તપની કલગીરૂપ છે આમ છ પ્રકારે આભ્યંતર તપ છે, અને તે મુખ્ય છે

બાહ્ય તપ આ આભ્યંતર તપને ઉપકારી-સહાયકારી થાય છે, એટલે તે પણ યથાશક્તિ અવશ્ય કર્ત્તવ્ય છે જ, પણ-તન-મન-વચનની સ્ફૂર્તિ સર્વથા હણાઈ જાય એમ ગજા ઉપરવટ

થઈને કે ક્રિયાજડપણે તો નહિ જ આ ઉપવાસ વગેરેમા પણ જેમ બને તેમ વિષયકષાયનો ત્યાગ કરી, સ્વાધ્યાયાદિ આભ્યતર તપની વૃદ્ધિ ભણી નિરતર લક્ષ રાખવો જોઈએ, ને જેમ બને તેમ આત્માની ઉપ-પાસે વાસ કરવાનો પ્રયાસ કરવો જોઈએ, તો જ તે ખરેખરો 'ઉપવાસ' કહી શકાય, નહિ તો લાઘણ જ છે! કારણકે આત્મસ્વરૂપના લક્ષ વિનાનું કેવલ કાયક્લેશરૂપ તપ તે બાલતપ અથવા અજ્ઞાન તપ છે માટે તપ જ્ઞાનપૂર્વક હોય તો જ વાસ્તવિક કલ્યાણ છે એટલે જ શાસ્ત્રમા સ્પષ્ટ કહ્યુ છે કે-દેહથી ભિન્ન એવા આત્મસ્વરૂપને નથી જાણતો એવો અજ્ઞાની કોડો વર્ષ તપ કરતા પણ જે કર્મ ક્ષીણ કરી શકતો નથી, તે જ્ઞાની એક શ્વાસોચ્છવાસ માત્રમા ક્ષીણ કરે છે

(દોહરા) તપ કોડો વર્ષો કરે, તોય ન છૂટે બાલ,
ક્ષણમા કર્મો ક્ષીણ કરી, જ્ઞાની છૂટે તત્કાલ
તપથી કર્મો નિર્જરે, તપથી નિર્મલ થાય,
તપથી સ્વરૂપે પ્રતપતો, આત્મા ઝળહળ થાય



## शिक्षापाठ २६ ज्ञान-भाग २

જિન ભગવાને મુખ્યપણે જ્યા આત્મજ્ઞાન છે તેને જ જ્ઞાન કહ્યુ છે કારણકે 'સર્વ પદાર્થનું સ્વરૂપ જાણવાનો હેતુ માત્ર એક આત્મજ્ઞાન કરવુ એ છે ને આત્મજ્ઞાન ન થાય તો સર્વ પદાર્થના જ્ઞાનનુ નિષ્ફળપણુ છે' નવ પૂર્વ સુધી ભણ્યો હોય, પણ જો જીવને ન જાણ્યો તો તે સવને અજ્ઞાન કહ્યુ

છે 'આ જીવ ને આ દેહ એવો ભેદ જો ભાગ્યો નહિ,' તો 'પચખાણ કીધા ત્યાંસુધી મોક્ષાર્થ તે ભાખ્યા નહિ,'– આવો કેવળ નિર્મળ ઉપદેશ શ્રી ભગવતી સૂત્રમાં કહ્યો છે શ્રુતનું જ્ઞાન તે જ્ઞાન નથી, કવિચાતુર્ય તે જ્ઞાન નથી, મંત્ર-તંત્રો તે જ્ઞાન નથી, ભાષા તે જ્ઞાન નથી, તેમજ તેવા તેવા અન્ય પ્રકારે પણ જ્ઞાન નથી પણ જ્ઞાન તો જેને સ્વવેદનથી આત્મપરિણામી થયું છે એવા જ્ઞાનીમાં જ સાક્ષાત્ મૂર્તિમાન્ છે બાકી સત્-છતું એવું જ્ઞાનસ્વરૂપ પ્રગટ પ્રાપ્ત કર્યા વિના પોતાની કલ્પનાથી કોટિ શાસ્ત્રોનું સર્જન પણ 'માત્ર મનનો આમળો' જ છે, પણ જ્ઞાન નથી એક પણ વ્રત-પચ્ચખાણ ન્હોતું, છતાં શ્રી શ્રેણિક મહારાજ આવતી ચોવીશીમાં પ્રથમ તીર્થંકર થશે, તેનું કારણ એ તેમનું નિશ્ચય આત્મસંવેદનરૂપ આત્મજ્ઞાન જ

આ ઉપરથી પરમ પરમાર્થભૂત તાત્પર્ય એ નિકળે છે કે બોધબીજભૂત, મૂળભૂત આત્માનુભૂતિવાળું જઘન્ય જ્ઞાન પણ હોય, તો ત્યાં વેદ્યસંવેદ્યપદ અર્થાત્ આત્મજ્ઞાન છે પણ તે આત્મસંવેદનરૂપ બીજભૂત જ્ઞાન વિનાનું બીજું બધુંય ગમે તેટલું ઉત્કૃષ્ટ જ્ઞાન હોય તો ત્યાં વેદ્યસંવેદ્યપદ-નિશ્ચય આત્મજ્ઞાન નથી એટલા માટે જ સ્વપર ભેદવિજ્ઞાનરૂપ મૂળ બીજભૂત જ્ઞાન જેને હતું, પણ બીજું કાંઈપણ જ્ઞાન જેને ન્હોતું, એવા "તુષમાષ" જેવા અતિ મંદ ક્ષયોપશમી પણ તરી ગયા છે, અને આ બોધબીજભૂત સંવેદન જ્ઞાન જેને ન્હોતું, એવા નવપૂર્વધર જેવા અતિમહા ક્ષયોપશમી શાસ્ત્રપારગતો પણ રખડયા છે કારણકે 'શાસ્ત્રો (લખેલાના

પાના) ઉપાડવા ને જાણવા એમા કઈ અતર નથી,–જો તત્ત્વ ન મળ્યુ તો કારવુ બેયે બોજો જ ઉપાડચો,' "ભાર લહ્યા વિન ભાર કહ્યો શ્રુત, ખર દૃષ્ટાંત પ્રમાણ " સ્વપરને જુદા પાડનાર એવા પ્રયોજનભૂત ભેદજ્ઞાન અર્થાત્ આત્મજ્ઞાન વિનાનુ જ્ઞાન તે અજ્ઞાન છે એટલે જ મિથ્યાત્વયુક્ત એવા મતિ–શ્રુત–અવધિને મતિઅજ્ઞાન, શ્રુતઅજ્ઞાન અને અવધિ અજ્ઞાન (વિભગજ્ઞાન) કહ્યા છે શાસ્ત્ર એ જ્ઞાનપ્રાપ્તિના ઉત્તમ ઉપકારી નિમિત્ત સાધનરૂપ હોઈ ઉપચારથી તેને જ્ઞાન કહ્યુ છે પણ એકલા દ્રવ્યશ્રુતજ્ઞાનના શુકપાઠ જેવા શુષ્ક જ્ઞાનથી કાઈ જ્ઞાન થયુ કહેવાતુ નથી પરતુ જો તેનુ ઉત્તમ નિમિત્ત પામી આત્મા પોતે જ્ઞાનરૂપ પરિણમે, અર્થાત્ આત્મામા ભાવશ્રુતપણુ પ્રગટે, આત્મજ્ઞાન ઉપજે, તો જ વાસ્તવિક જ્ઞાન થયુ કહેવાય છે નહિ તો શ્રીહરિભદ્રસૂરિજીએ કહ્યુ છે તેમ સ્ત્રી–પુત્રાદિ જેમ મોહમૂઢ જનોનો સસાર છે, તેમ શાસ્ત્ર એ વિદ્વાનોનો સસાર છે! સર્વ શાસ્ત્રનુ જ્ઞાન પણ જો એક્કો આત્મા હાથમા ન આવ્યો તો એકડા વિનાના મીડા જેવુ છે માટે જ સુભાષિત કહ્યુ છે કે–'જબ જાન્યો નિજ રૂપકો તબ જાન્યો સબ લોક, નહિ જાન્યો નિજ રૂપકો, સબ જાન્યો સો ફોક '

આ આત્મઅનુભવરૂપ સ્વરૂપ પદ કાઈ બ્હારમા નથી, અતરમા જ વર્તે છે, મેરુ સમો મહામહિમાવાન આ "પરમ નિધાન પ્રગટ મુખ આગળે' જ પડચો છે, છતા આ અજ્ઞાની જગત અધની જેમ તેને ઉલ્લઘીને ચાલ્યુ જાય છે! કારણકે આખા બ્રહ્માડ ગળધી અનત કલ્પનારૂપ સ્વચ્છદ વિચાર

કરવામાં આ જીવે કાંઈ બાકી રાખી નથી, પણ હું પોતે કોણ છું? મ્હારૂં ખરું સ્વરૂપ શું છે? એ એક મૂળભૂત કેન્દ્રસ્થ વસ્તુનો જીવે શાંતભાવે વિવેકપૂર્વક ભાગ્યે જ વિચાર કર્યો છે એટલે એ આખા લોકને જાણવાની ચેષ્ટા કરે છે, પણ દેહદેવળમાં બિરાજમાન આત્મદેવના સ્વરૂપને જાણવાની તમા કરતો નથી! આ લોક પુરુષાકારે છે એનું વર્ણન વિસ્તારવાની ચતુરાઈ તે દાખવે છે, પણ જ્ઞાનીઓએ કહેલા આ પુરુષાકાર લોકનો ભેદ શું છે? અને એમ કહેવાનું કારણ શું છે? તેનો વિચાર કરવાની તકલીફ તે લેતો નથી!

પણ "પિંડે સો બ્રહ્માંડે"—આ શરીર પરથી આ લોકપુરુષનો ઉપદેશ જ્ઞાનદર્શનના ઉદ્દેશે જ્ઞાનીઓએ કર્યો છે, એ રહસ્ય લક્ષમાં લઈ, એ બ્રહ્માંડની લઘુ આવૃત્તિ સમા આ પિંડને ખોજે-ખોળે, તો તેને આત્મસ્વરૂપનો પત્તો લાગે, 'ખોજ પિંડ બ્રહ્માંડકા, પત્તા તો લગ જાય,' અને અલોકમાં રહેલા લોકને અવલોકે, 'લોકરૂપ અલોકે દેખ' અર્થાત્ નહિ અવલોકનારા એવા અલોકમાં-અચેતન એવા જડ દેહમાં સ્થિતિ કરતા લોકને એટલે કે અવલોકનારા આત્માને દેખે અને એમ સ્પષ્ટ ભેદરૂપ જીવ-અજીવની સ્થિતિ દેખે, એટલે એનો 'ઓરતો' ને શંકા ખોવાઈ જાય 'ટળ્યો ઓરતો શંકા ખોઈ' આમ એકત્ર છતાં જૂદા ને જૂદા એવા જીવ-અજીવની સ્થિતિનું આશ્ચર્ય જે જાણે છે, તે જ જાણુ-જ્ઞાની છે, અને જ્યારે જ્ઞાન-ભાણ પ્રગટે છે ત્યારે જ આ જાણે છે અને આમ પર એવા અજીવમાં આત્મભ્રાંતિથી આ જીવ બંધાય છે, ને આત્મભ્રાંતિ મૂકવાથી મૂકાય છે, એવું બંધ

મોક્ષનું સ્વરૂપ તે સમજે છે 'સમજે બ વ-મુક્તિ યુક્ત જીવ, નિરખી ટાળે શોક સદીવ' એટલે પછી તે જ્ઞાની પુરુષ દેહાધ્યાસ છોડી, પરભાવવિભાવનો કર્ત્તા મટી, સાક્ષીપણે દષ્ટાભાવે નિરખતો રહી સદાને માટેનો શોક ટાળે છે આમ જ્ઞાનભાનુનો પ્રકાશ થતા તત્ક્ષણ જ અજ્ઞાન અ ધકાર નાશે છે 'કોટિ વર્ષનુ સ્વપ્ન પણ, જાગ્રત થતા શમાય, તેમ વિભાવ અનાદિનો જ્ઞાન થતા દૂર થાય'

(દોહરા) મતિ શ્રુત અવધિ ને મન,-પર્યવ કેવળ જ્ઞાન,
પચ જ્ઞાન વ્યાપિ નમુ, આત્મ જ્ઞાનનિધાન

---

## શિક્ષાપાઠ ૨૭ જ્ઞાન-ભાગ ૩

(ચનો ગગ

જ્ઞાનને ઉપાસીએ, જ્ઞાનને ઉપાસીએ,
ચાલો ઉ લાસથી જ્ઞાનને ઉપાસીએ !

જ્ઞાનભાનુ તણા કિરણો પ્રસારીને,
તેજોના અ બાર ભરીએ
અનાદિના ગાઢ અ તરે ભગાવવા,
મોહના તિમિરો ભેદીએ ચાલો !૦ ૧

જ્ઞાનની ચા ચાદનીમા ન્હાઈને,
ચિત્ત ચકોર રીઝાવીએ,
જ્ઞાન પીયૂષનુ પાન કરી પ્રેમથી,
પરમામૃત પદ પામીએ ચાલો !૦ ૨

આવો અગાધ અને આવો વિશાલ જે,
જ્ઞાનનો દરિયો ડ્હોળીએ,

ભુજાબળે તેનો પાર કેમ પામીએ ?
સદ્ગુરુ નાવ જો ન સેવીએ ચાલો૦ ૩

જ્ઞાન વિના ક્રિયા આંધળી–ક્રિયા વિના,
જ્ઞાન તો પાંગળું લેખીએ,
ધર્મરથ કેમ એક ચક્રે ચલાવીએ ?
એક પાંખે કેમ ઊડીએ ? ચાલો૦ ૪

જ્ઞાનીજનો દાન એકઠો કરાયેલો,
જ્ઞાન ખજાનો લૂંટીએ,
ફાલ્યા ફૂલેલા જ્ઞાન કેરા બાગના,
પુષ્પો સુગંધી ચૂંટીએ ચાલો૦ ૫

દેતા ખૂટે નહિ લેતા ખૂટે નહિ,
જ્ઞાન અક્ષયનિધિ માનીએ,
ચોર્યું ચોરાય નહિ લૂંટ્યું લુંટાય નહિ,
જ્ઞાન નિર્ભય ધન જાણીએ ચાલો૦ ૬

લોકને પ્રકાશતી અંતરે ઉલ્લાસતી,
જાગની જ્યોત જગાવીએ,
જ્ઞાનને ઉપાસતા જ્ઞાનમય રૂપને,
ભગવાન કહે પ્રગટાવીએ ચાલો૦ ૭

---

## शिक्षापाठ २८ क्रिया

જ્ઞાનથી જેવું આત્મસ્વરૂપ જાણ્યું, તેવું આચરણમાં વર્તનમાં મૂકવાની પ્રક્રિયા તે ક્રિયા આ જ્ઞાન-ક્રિયાના સમન્વયથી જ મોક્ષ છે ज्ञानक्रियाभ्यां मोक्षः । 'જ્ઞાની

માર્ગનુ, જ્ઞાન-ક્રિયાનુ સમન્વિતપણુ સ્થાપિત કરવુ તે જ નિર્જરાનો સુદર માર્ગ છે ' જ્ઞાન અને ક્રિયા એ બન્ને એક રથના બે ચક્ર જેવા છે જ્ઞાન વિનાની ક્રિયા આધળી છે ને ક્રિયા વિનાનુ જ્ઞાન પાગળુ છે દાવાનલ લાગ્યો હોય ત્યા આધળો ને પાગળો સહકાર સાધે તો બન્ને બચી જાય તેમ ભવ-દાવાનલથી બચવા માટે સાધકે જ્ઞાન અને તદનુસારી ક્રિયા એ બન્નેનો યથાયોગ્ય સમન્વય સાધવો જોઈએ અત્રે "पढम नाण तओ दया"—જ્ઞાનનુ સ્થાન પ્રથમ અને ક્રિયાનુ સ્થાન પછી મૂક્યુ, તે એમ સૂચવે છે કે ક્રિયા જ્ઞાનને અનુકૃત-અનુસરતી તાત્ત્વિક સમજણવાળી હોવી જોઈએ એટલા માટે જ ક્રિયાનું "અનુષ્ઠાન" એવુ નામ પ્રસિદ્ધ છે અર્થાત્ દેહાદિ પરવસ્તુથી આત્મા ભિન્ન છે એવુ જે જ્ઞાન થયુ, તેને અનુરૂપપણે-છાજે એમ રાગાદિનો ત્યાગ કરી શુદ્ધ આત્માની સિદ્ધિ કરવા પ્રવર્ત્તવુ તે અનુષ્ઠાન છે એટલે કર્મ આશ્રવનો નિરોધ થઈ સવર-નિર્જરા થાય, એમ સર્વ આત્મસાધનનુ સેવન કરવુ, એ જ ષડ્આવશ્યકાદિ સર્વ અનુષ્ઠાનનું અને અષ્ટાગ યોગાદિ સર્વ ક્રિયાનુ એક માત્ર પ્રયોજન છે અને તે અર્થે જ 'શુભેન્છાથી માડીને શૈલેશી કરણ પર્યંતની સર્વ ક્રિયા જ્ઞાનીને સમત છે '

પણ, એક જ અનુષ્ઠાન-ક્રિયામા કર્ત્તાના ભાવભેદ-આશયભેદ પ્રમાણે ફલભેદ હોય છે માટે વિષ, ગર, અનનુષ્ઠાન, તદ્ધેતુ અને અમૃત એ પાચ અનુષ્ઠાન પ્રકારનુ સ્વરૂપ સમજી, મુમુક્ષુએ નત્ અનુષ્ઠાન જ સેવવા યોગ્ય છે આ લોક સબધી ધન-કીર્ત્તિ-પૂજાસત્કાર આદિ ફલકામનાથી જે

આવે તે **વિષ અનુષ્ઠાન** છે, કારણકે સત ચિત્તને નાશી નાખતુ હોવાથી અને તુચ્છ સ્પૃહા વડે કરીને મહત એવા સત અનુષ્ઠાનની આશાતનારૂપ થતુ હોવાથી, તે આત્માને વિષરૂપે પરિણમી ખરેખર વિષઅનુષ્ઠાન થઈ પડે છે પરલોક સબધી ફલકામનાથી કરવામા આવતુ અનુષ્ઠાન પણ તજ કારણથી આત્માને ગરરૂપે ( Slow poison ) પરિણમી, કાલાતરે હણી **ગર અનુષ્ઠાન** થઈ પડે છે સમૂર્છનજ ક્રિયા જેમ તત્ત્વસમજણ વગર કરવામા આવતુ અનુષ્ઠાન કર્યું ન કર્યા બરાબર હોઈ **અનનુષ્ઠાન** થઈ પડે છે સદનુષ્ઠાન પ્રત્યેના રાગથી-બહુમાનથી કરવામા આવતુ અનુષ્ઠાન, શુભ ભાવના અશને લીધે સદનુષ્ઠાનનો હેતુ-**તદ્ધેતુ** થઈ પડે છે આ જિન ભગવાને કહ્યુ છે એમ જાણી, ભાવસા પણે સવેગરગથી કરવામા આવતુ અનુષ્ઠાન, આત્માને અમૃતરૂપે પરિણમતુ હોવાથી **અમૃત અનુષ્ઠાન** થઇ પડે છે માટે આમા વિષ અને ગર એ બન્ને પ્રકારના વિક્રિયારૂપ અનુષ્ઠાનને હાલાહલ વિષ જેવા આત્મઘાતક જાણી દૂરથી ત્યજી દઈ, ત્રીજા અનનુષ્ઠાનને કર્યું ન કર્યા બરાબર એવુ અક્રિયારૂપ જાણી, આત્માર્થી મુમુક્ષુએ તો આત્માને અમૃતરૂપે પરિણમતુ એવુ સતક્રિયારૂપ અમૃત અનુષ્ઠાન કે તેના હેતુરૂપ તદ્ધેતુ અનુષ્ઠાન એકાત શુદ્ધ આત્માર્થે જ આદરવા યોગ્ય છે

કારણકે સાધ્ય એવા શુદ્ધ આત્મસ્વરૂપનો નિરતર લક્ષ્ય રાખી શુદ્ધ આત્મસાધન સેવે તો શુદ્ધ આત્મસિદ્ધિ થાય લક્ષ્ય નિશાન બરાબર તાકી, બાણ સાધે તો લક્ષ્ય વિધાય તે એમ નિશાનથી આડુ અવળુ-વાકુ ચુકુ, ઉપર નીચે બાણ

જાય તો નિશાન વિંધાય નહિ, ચૂકી જઈ વંચક થાય, અફળ જાય, અથવા આડાઅવળા અલક્ષ્ય વિંધવારૂપ અનેક ફળ થાય, તેમ પરમાર્થમાં પણ એક સ્વરૂપલક્ષ્યના અનુસંધાનવાળી જે યોગ-ક્રિયા એક મોક્ષ ફળ પ્રત્યે લઈ જાય, તેજ અવંચક-નહિ ચૂકનારી હોવાથી સફળ છે બાકી તે એક લક્ષ્યને ચૂકીને કરવામાં આવતી યોગ-ક્રિયા એક મોક્ષરૂપ સત્ફળથી ચૂકાવનાર-વંચક હોઈ અફળ છે, અથવા ચાર ગતિમાં રખડવારૂપ અનેક ફળ આપનાર છે આવા વંચક યોગ, વંચક ક્રિયા ને વંચક ફલરૂપ અનંત સાધન સેવવામાં આ જીવે મણા રાખી નથી પણ મૂર્તિમાન્ સત્સ્વરૂપ સત્પુરુષના યોગ વિના, 'સંત ચરણ આશ્રય વિના,' સ્વરૂપનો લક્ષ્ય નહિ થયો હોવાથી, તે સર્વ સાધનો લક્ષ્ય વિનાના બાણની પેઠે, પરમાર્થે નિષ્ફળ ગયા છે, ઠગની જેમ જીવને ઠગનારા-વંચનારા 'વંચક' બન્યા છે તે તે સાધન સ્વરૂપે સાચા છતાં, જીવની ઊંધી સમજણને લીધે, અથવા મમત્વને લીધે, અથવા દુષ્ટ અભિમાનને લીધે જીવને બંધન થઈ પડયા છે! 'સૌ સાધન બંધન થયા!' પણ સાચા સદ્ગુરુની સ્વરૂપઓળખાણરૂપ અવંચક યોગથી સ્વરૂપનો લક્ષ્ય પામી, તે સ્વરૂપની સાધક એવી સત્ અવંચક યોગ-ક્રિયા કરે, યોગાવંચક-ક્રિયાવંચક કરે, તો શુદ્ધ આત્મસિદ્ધિરૂપ સત્ અવંચક ફલની-ફલાવંચકની પ્રાપ્તિ થાય, સ્વરૂપ ઓળખી, સ્વરૂપ સાધે, તો સ્વરૂપ પામે આ ઉપરથી આ પરમાર્થ ફલિત થાય છે કે આત્મસાધન કરવા ઇચ્છતા આત્માર્થી સાધકે એટલું અવશ્ય ગવેષવા યોગ્ય છે કે આપણે જે આ સાધન સેવીએ છીએ તે ખરેખર મોક્ષહેતુરૂપ થઈ પડે

કે કેમ ? દૃષ્ટિ આત્મસિદ્ધિરૂપ સાધ્ય મધ્યબિન્દુ પ્રત્યે લઈ જાય છે કે કેમ ? સાધ્ય લક્ષ્યબિન્દુ ચૂકી જઈ, લક્ષ્ય વિનાના બાણની પેઠે, આ મ્હારા યોગ-ક્રિયા-ફલ વંચક તો નથી થઈ પડતા ને ? અવંચક જ રહે છે ને ?

તાત્પર્ય કે-જેમ રાધાવેધ સાધનાર બાણાવળીનો લક્ષ રાધાની (પૂતળીની) કીકી પર જ હોય, તેમ આરાધક પુરુ[ષ] સતત આત્મસિદ્ધિનો જ લક્ષ રાખી સર્વ આરાધના કરે, સર્વ આત્મસાધન સેવે જ્ઞાનની ખાલી પોકળ વાતો કરવારૂપ શુષ્કજ્ઞાનીપણું નહિ કરતા, શમસંવેગાદિ તથા સમિતિ-ગુપ્તિ આદિ સત્ 'પરમાર્થહેતુ મૂળ વ્યવહાર' આચરે, તેમજ અંતર્ભેદ રહિતપણે-અનુપયોગપણે યંત્રવત્ કરાતી બાહ્ય ક્રિયામાં રાચવારૂપ ક્રિયાજડપણું નહિ કરતા, તે તે અવશ્ય કરવા યોગ્ય ષડ્આવશ્યકાદિ ક્રિયામાં આત્મોપયોગપણે ઊંડા ઉતરી તેનો અધ્યાત્મરસ ચાખે જેમકે-સામાયિકની પ્રતિજ્ઞા લેતા તે સમભાવમાં સ્થિતિ કરે, પ્રત્યાખ્યાન કરતા પરભાવ પચ્ચખે, સ્વાધ્યાય કરતા આત્મભાવમાં વર્તે ચતુ[ર્]-વિંશતિસ્તવ કરતા પ્રભુનો સહજાત્મસ્વરૂપ ભાવ ચિંતવે સદ્ગુરુવંદન કરતા તેમનું આત્મારામીપણું ભાવે પ્રતિક્રમણ કરતા સ્વરૂપાતિક્રમ દોષની ક્ષમા યાચી, સ્વરૂપસ્થાનમા[ં] પ્રતિ-પાછું ક્રમણ-ગમન કરે અને કાયોત્સર્ગ કરતા દેહાતીત દશાનો અનુભવ અભ્યાસ કરે આમ સર્વ ક્રિયા તે આરાધ[ક] પુરુષ અધ્યાત્મપરિણતિરૂપ ભાવક્રિયાના અનુસંધાનપૂર્વક કરે અને ચડતા પરિણામ રાખી ઉત્તરોત્તર ક્રિયાશુદ્ધિથી પ્રીતિ અનુષ્ઠાન આદિ ચાર પ્રકારની અનુષ્ઠાન કક્ષાઓને સ્પર્શે

અર્થાત્ પ્રસ્તુત ક્રિયા પ્રત્યેના પરમ પ્રેમથી **પ્રીતિઅનુષ્ઠાન** આદરે; પરમ પ્રીતિયુક્ત પૂજ્યભાવથી **ભક્તિ અનુષ્ઠાન** આદરે; શાસ્ત્રવચન અનુસાર યથાભૂત આદર્શ આચરણરૂપ **વચન અનુષ્ઠાન** આદરે; અને પછી અભ્યાસજન્ય દૃઢ સંસ્કારથી વચનના સંગ-અવલંબન વિના આપોઆપ પ્રવર્તતું, એવું સર્વ પરભાવવિભાવના સંગસ્પર્શ વિનાનું **અસંગ અનુષ્ઠાન** આદરે; અને આમ અમૃતક્રિયાના અનુષ્ઠાનથી આત્માને અમૃત કરે.

(દોહરા) વિષ ગર ક્રિયા વિક્રિયા, અક્રિયા અનનુષ્ઠાન;
તદ્ધેતુ અમૃત સતક્રિયા, પરમાર્થ અનુષ્ઠાન.
સ્વરૂપના લક્ષ્યે કરી, યોગ અવંચક હોય,
તો ક્રિયા અવંચક અને ફલ અવંચક જોય.

---

## शिक्षापाठ ७९ सिद्धसेन दिवाकर अने समंतभद्राचार्य

જ્ઞાન-ક્રિયા, નિશ્ચય-વ્યવહાર આદિનું સમન્વયપૂર્વક પરસ્પર સાપેક્ષપણે સમ્યક્ પ્રતિપાદન કરનાર અનેકાન્તની પ્રતિષ્ઠામાં શ્રી **સિદ્ધસેન દિવાકરનો** અને શ્રી **સમંતભદ્રાચાર્યનો** ફાળો અનન્ય છે. દાર્શનિક પદ્ધતિએ જિનદર્શનના ન્યાયનો પાયો નાખનારા આ બન્ને મહા જ્યોતિર્ધરોએ જિનદર્શનની અપૂર્વ પ્રભાવના કરી છે. આ બન્ને મહા પ્રભાવકોમાં શબ્દગત, શૈલીગત ને વસ્તુગત ઘણું સામ્ય દૃશ્ય થાય છે. મહા તાર્કિક તરીકે પ્રસિદ્ધ આ બન્ને મહાકવિઓએ

દર્શન-ન્યાય જેવા કઠિન વિષયમાં પણ કવિતા સુંદરીને વાઙ્મય રંગભૂમિ પર યથેચ્છ નૃત્ય કરાવ્યું છે, એ જ એમનું આ વિષયનું અપૂર્વ પ્રભુત્વ દાખવે છે બન્નેની મહાસ્તુતિકાર તરીકેની ખ્યાતિ અપ્રતિમ છે બૃહત્સ્વયંભૂ સ્તોત્ર આદિમાં સમન્તભદ્રજીએ તથા બત્રીશ બત્રીશી-કલ્યાણમંદિર આદિમાં દિવાકરજીએ,—એમ આ બન્ને ભક્તશિરોમણિ મહાત્માઓએ પરીક્ષાપ્રધાનીપણે તાત્ત્વિક ભક્તિનો અનુપમ રસપ્રવાહ વહાવ્યો છે કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચંદ્રાચાર્યજી જેવા પણ શ્રી સિદ્ધસેન દિવાકરને અંજલિ અર્પતા વદે છે કે મહાર્થવાળી સિદ્ધસેનની સ્તુતિઓ ક્યાં? ને આ અશિક્ષિતની આલાપકલા જેવી મ્હારી સ્તુતિ ક્યાં? "क्व सिद्धसेनस्तुतयो महार्था अशिक्षितालापकला क्व चैषा।" અને જ્ઞાનાર્ણવ જેવા મહા યોગશાસ્ત્રના કર્ત્તા મહર્ષિ શ્રી શુભચંદ્રાચાર્યજી જેવાએ પણ કવીન્દ્ર સમન્તભદ્રને ભાસ્કરની ઉપમા આપી તેની જ ભવ્ય અંજલિ અર્પી છે 'समन्तभद्रादिकवीन्द्रभास्वतां स्फुरन्ति यत्रामलसूक्तिरश्मयः।'[४]

આવા આ બંને મહા પ્રતિભાસંપન્ન કવીશ્વરો સમર્થ પરીક્ષાપ્રધાની હોઈ તેઓએ મત-દર્શનના આગ્રહ વિના અત્યંત મધ્યસ્થતાથી, પ્રામાણિક ન્યાયમૂર્ત્તિની જેમ ન્યાયતુલા બરાબર જાળવીને, યુક્તિની કસોટીએ ચઢાવી તે તે દર્શનોના શાસ્ત્રતત્ત્વની નિષ્પક્ષપાત વિચક્ષણ પરીક્ષા કરી છે, અને શુદ્ધ સુવર્ણની જેમ કષ-છેદ-તાપની અગ્નિપરીક્ષામાંથી

*સુવર્ણની જેમ શાસ્ત્રની કષ-છેદ-તાપ પરીક્ષા આ પ્રકારે
(૧) કાષ એ શાસ્ત્રના વિધિ નિષેધ એક અધિકારવાળા (જેમ મોક્ષના

સમુત્તીર્ણ થનારા શાસ્ત્ર–સુવર્ણનુ પ્રમાણભૂતપણુ સુપ્રતિષ્ઠાપિત કર્યું છે દાર્શનિક મીમાસા કરતી દિવાકરજીની બત્રીશીઓ અને સમતભદ્રજીની બૃહત્સ્વયભૂસ્તોત્ર–આપ્તમીમાસા આદિ કૃતિઓ આ વસ્તુની સાક્ષી પૂરે છે

એટલે આવા આ પરીક્ષાપ્રધાની પુરુષોની અસાધારણ બુદ્ધિપ્રતિભાના ચમત્કારો સ્થળે સ્થળે દૃષ્ટિગોચર થાય એમા આશ્ચર્ય નથી દા ત સન્મતિતર્કમા કેવલજ્ઞાન–કેવલદર્શનની અભેદ એકતા વિષયમા મહર્ષિ દિવાકરજીએ ઉપસ્થિત કરેલી નવીન ને મૌલિક ચર્ચા તે મહામતિની સૂક્ષ્મ તર્કશક્તિનો ઉત્તમ પરિચય કરાવે છે તેમજ–' પુરાતનોએ જે વ્યવસ્થિતિ નિયત કરી છે, તે તેમજ છે, એમ ચિંતન કર્યાથી શુ સિદ્ધ થવાનુ હતુ ? એવા પ્રકારે મૃતજનોના રૂઢ ગૌરવ થકી 'તહત્તિ'–તેમજ છે એમ કહેવાને હુ જન્મેલો નથી, એવુ મ્હારા પ્રતિપક્ષીઓ ભલે જગતમા જાહેર કરો !"–એમ જૂનુ એટલુ સોનુ માનનારા પુરાતનવાદને સિદ્ધસેન દિવાકરજીએ કહેલો નીડર પડકાર તેમનુ અપૂર્વ પરીક્ષાપ્રધાનીપણુ દાખવે છે

અને બુદ્ધિનિધાન શ્રી સમતભદ્રાચાર્યજીએ પણ અદ્ભુત

ગોચર) કે કે નહિ તેની પરીક્ષા તે કષ પરીક્ષા (૨) એમાં જે વિધિનિષેધ બતાવ્યા છે તેનો યોગક્ષેમ કરે એવી ક્રિયા એની અંદર છે કે કેમ ?–આ છેદ પરીક્ષા (૩) અગ્નિતાપથી સોનુ ગાળવામા આવે, તો તેની અશુદ્ધિની ખબર પડે તેમ સર્વ નયનુ અવલબન કરતા વિચાર પ્રમાણ અગ્નિવડે શાસ્ત્રનો તાવણી કરવી, જેથી તેમા તાત્પર્યની અશુદ્ધિ કે મેલાશ છે કે નહિ તેની ચકાસણી થાય–આ તાપપરીક્ષા

બુદ્ધિવૈભવ દાખવનારૂ તથુ જ ઉત્તમ પરીક્ષાપ્રધાનીપણ દાખવ્યુ છે તેની પ્રતીતિ આપણને આપ્તમીમાંસાના તેમના મ ગલાચરણ પરથી જ થાય છે ત્યા ગુફામાથી બહાર નીકળતો સિહ ત્રાડ પાડે તેમ તેમણે સિહગર્જના કરી છે કે-હે ભગવન્! દેવતાઓનુ આગમન, આકાશગમન, ચામર આદિ વિભૂતિઓ તને છે, તેથી કાંઈ તુ અમારા મનને મહાન્ નથી કારણકે તેવી વિભૂતિઓ તો માયાવી ઇંદ્રજાલીઓ પણ કરી દેખાડે એટલે તે જ ત્હારૂ મહત્વ અમે માનતા નથી ત્હારૂ ખરૂ મહત્વ તો ત્હારૂ વીતરાગપણુ છે અને એ જ ત્હારૂ આપ્તપણુ છે કારણકે જેના રાગ-દ્વેષ-મોહાદિ દોષ અને જ્ઞાન-દર્શન આવરણ ટળ્યા છે, તે જ પુરુષ આપ્ત હોવા યોગ્ય છે એમ ત્યા મહર્ષિ સમ તભદ્રસૂરિજીએ સર્વજ્ઞ વીતરાગનુ આપ્તપણુ પરીક્ષાપ્રધાનીપણે સુયુક્તિથી સુપ્રતિષ્ઠાપિત કર્યું છે

(દોહરા) સન્મતિતર્કકરા નમુ, સિદ્ધસેન સૂરીંદ્ર,
આપ્તમીમાસાક નમુ, સમતભદ્ર મુનીંદ્ર

## શિક્ષાપાઠ ૩૦ આરભ પરિગ્રહની નિવૃત્તિ પર જ્ઞાનીઓએ આપેલો ઘણો ભાર

આત્માને સ્વરૂપમા સ્થિર કરવારૂપ સવર ક્રિયામા મુખ્ય અતરાય આરભપરિગ્રહ છે, એટલા માટે જ જ્ઞાનીઓએ આરભપરિગ્રહની નિવૃત્તિ પર ઘણો ભાર આપ્યો છે શ્રી ઠાણાગ સૂત્રમા 'દ્વિભગી' કહી છે કે-જ્યાલગી આરભપરિગ્રહની નિવૃત્તિ થતી નથી, ત્યાલગી જીવને મતિજ્ઞાનાવરણીયથી માંડીને કેવલજ્ઞાનાવરણીય આદિ પ્રકા

નિવૃત્ત થના નથી 'એમ સત્તર વાર તે ને તે વાત જણાવી' ત્યા કહ્યુ છે કે જીવને મતિજ્ઞાનથી માંડી યાવત્ કેવલજ્ઞાનાદિ ક્યારે ઉપજે ? આરંભ પરિગ્રહથી નિવર્ત્યે કારણકે 'આરંભ પરિગ્રહ તે અવૈરાગ્ય અને અનુપશમના મૂળ છે, વૈરાગ્ય ઉપશમના કાળ છે'

આરંભ પરિગ્રહ એ પ્રગટ આકુલતાનુ કારણ અને નિરારંભ નિષ્પરિગ્રહ એ નિરાકુલતાનુ કારણ છે જેટલી આરંભ ઉપાધિ તેટલી આકુલતા ને દુ ખ, જેટલી નિરારંભ નિરુપાધિ તેટલી નિરાકુલતા ને સુખ, એ પ્રત્યક્ષસિદ્ધ એવી નિર્વિવાદ વાત છે છતા વિપર્યાસ બુદ્ધિવાળો જીવ એથી ઉંધુ જ કલ્પી ઉંધુ જ પ્રવર્ત્તન કરે છે। તે તો એમ જ સમજે છે કે આરંભ-સમારંભથી મને ભોગસુખ મળશે એટલે તે ભોગસાધનરૂપ ધન મેળવવા માટે નાના પ્રકારના હિંસાપ્રધાન આરંભો અર્થાત્ કર્માદાની ધંધા આદિથી [illegible] પાપોપાર્જન કરે છે કારણકે ભોગની અને પાપની એવી [illegible] મૈત્રી છે કે જ્યા જ્યા ભોગવૃત્તિ છે, ત્યા ત્યા તેનો [illegible] દોસ્ત પાપ અવશ્ય હાજર હોય જ છે ભોગની [illegible] પ્રાપ્તિમા અને ઉપભોગમા સર્વત્ર પાપ પાપ ને [illegible] આમ સર્વ પ્રકારના વિષયસાધનની ઉત્પત્તિ [illegible] અર્થાત્ જીવોના ઉપઘાત-હિંસા વિના થઈ [illegible] તે પાપમય ભોગસાધન અર્થે જીવ આરંભ [illegible]

અને જેમ જેમ આરંભ વધે છે, તેમ [illegible] મિત્ર પરિગ્રહ પણ સાથોસાથ વૃદ્ધિ પામે છે [illegible] પરિગ્રહ પણ પોતાના નામ પ્રમાણે, [illegible] ચોતરફથી ગ્રહે છે, પકડી લે છે, [illegible]

ગ્રાહ (ભૂત અથવા દુષ્ટ ગ્રહ અથવા મગર) જેવા પરિગ્રહની જીવ પર પકડ એવી તો મજબૂત હોય છે, કે તેના ભીડામાંથી છૂટવા ધારે તોપણ છૂટવું જીવને ભારે પડે છે તે પરિગ્રહ બલા વળગી તે વળગી, કાઢવી મુશ્કેલ પડે છે મોટા વ્યવસાયો આરંભના। અથવા મોટી મોટી ગજ્યાદિ ઉપાધિ ધારણ કરનારા જનોનો આ રોજનો જાતિઅનુભવ છે પરિગ્રહની જંજાળમાં ફસેલા ગજાદિનું આતુરજીવન તપાસીએ, તો તે ભોગવિલાસાદિમાં કે રાજ્યચિંતાદિમાં એટલા બધા વ્યગ્ર થઈ ગયેલા દેખાય છે, એટલા બધા પ્રમાદમાં પડી ગયેલા જણાય છે કે તેઓને ધર્મકાર્ય માટે ફુરસદ મળતી નથી! અથવા તો શ્રીમંત ધનાઢ્ય જનોની જીવનચર્યા નિરખીએ તો તે પણ એવી જ પ્રમાદાચરણથી ભરેલી હોય છે કારણકે ઋદ્ધિગારવ, રસગારવ ને શાતાગારવના ગારામાં ખૂંચીને તેઓ એટલા બધા ગરકાવ થઈ ગયેલા હોય છે કે ધર્મ જેવી કોઈ ચીજ જગતમાં અસ્તિત્વ ધરાવે છે કે કેમ તેનું પણ તેમને ભાન રહેતું નથી! અથવા તો આ શ્રીમંતજનો પોતે પાથરેલી પરિગ્રહની જાલમાં એટલા બધા ગૂંથાઈ ગયા હોય છે, મીલ-કારખાના વગેરે પાપોપાદાનરૂપ કર્માદાની ધંધાઓની ધાંધલમાં ને પરોજણમાં એટલા બધા પરોવાઈ ગયા હોય છે, કે બાપડા શાંતિથી ભોજન પણ લેતા નથી! ચિંતામગ્ન થઈ રાતે નિરાંતે ઉંઘતા પણ નથી! તેમજ બીજાઓને પણ પોતપોતાના પ્રમાણમાં આરંભપરિગ્રહ આકુલતામય દુઃખનું ને અશાંતિનું કારણ થઈ પડે છે આવા અનુપશમના નિવાસધામરૂપ આરંભપરિગ્રહ મધ્યે 'વૈરાગ્ય અને ઉપશમ હોય તો તે પણ ચાલ્યા જવા સંભવ છે'

આમ દુ:ખના મૂળરૂપ આરંભપરિગ્રહ આડે જીવને ધર્મ સૂઝતો નથી અને તે આત્મલાભને ઘાતક થઈ પડે છે એટલું જ નહિ પણ અનિચ્છાએ તેનો ઉદયપ્રસંગ હોય તોપણ તે 'આત્મભાવના ઉત્કૃષ્ટપણાને બાધ કરનાર તથા આત્મસ્થિરતાને અંતરાય કરનાર પ્રાયે થાય છે' એટલા માટે જ જ્ઞાનીઓએ આરંભપરિગ્રહના ત્યાગનો પુનઃ પુનઃ ઉપદેશ કર્યો છે,—જે મુમુક્ષુએ ફરી ફરી મનન કરી જેમ બને તેમ આદરથી અનુસરવા યોગ્ય છે

(દોહ ૧) આરંભપરિગ્રહ જાણ એ, વૈરાગ્ય ઉપશમ હાણ,
પાપમિત્રની જોડી એ, બાળ બાળ ત મ્હાણ

---

# शिक्षापाठ ३१ दान

જેમ જેમ આરંભપરિગ્રહની નિવૃત્તિ થાય, તેમ તેમ આત્મા પોતાના જ્ઞાનસંપત્તિમય સ્વરૂપનું દાન પોતાને કરે છે, અને પરભાવને વિષે અહંત્વ-મમત્વ ઘટવાથી તેની ત્યાગવૃત્તિ ઉદય પામે છે,—જેથી દ્રવ્યથી પણ તેની દાનપ્રવૃત્તિ ઉદય પામે પ્રવર્તે છે આ દાન ધનથી જ થઈ શકે વા ધનવાન જ કરી શકે એ માન્યતા ભૂલભરેલી છે દાન તનથી, મનથી, વચનથી, ધનથી વિવિધ પ્રકારે થઈ શકે, અને તે ધનનો મહાપુ દેશ કાળાનુસાર યોગ્ય સ્થળોમાં વાપરે જોઈએ. દાન કરનાર, કરાવનાર અને અનુમોદનાર એ સમાન ફળભાગી થાય છે સુપાત્ર સત્પુરુષને યોગ્ય કાળે ભક્તિથી કરેલું અલ્પદાનરૂપ યોગબીજ પણ, વડબીજની જેમ ફળીભૂત મહા યોગવૃક્ષમ

પરિણમી મોક્ષફળ આપે છે જે સત્પાત્ર સુખેને દાન આપે છે, તે મોક્ષમાર્ગને ધારી રાખે છે, એમ મહાનિર્ગ્રંથ મુનીશ્વર શ્રી પદ્મનંદિજીએ કહ્યુ છે દાન એ વ્યવહારધર્મનુ પ્રથમ અગ છે તેનું ઉત્તમ ઉદાહરણ ભગવાને પોતે પણ પ્રવ્રજ્યા પૂર્વ સવત્સર દાન દઈ પૂરૂ પાડયુ છે આ દાનના અભયદાનાદિ પાચ મુખ્ય ભેદ છે

પહેલુ **અભયદાન**–આ દાનનો સર્વોત્કૃષ્ટ પ્રકાર છે દ્રવ્ય અને ભાવ એમ તેના બે ભેદ છે કોઈપણ જીવને મરણભયથી બચાવી અભય આપવુ એ દ્રવ્ય અભયદાન નિષ્કારણ કરુણાથી જીવને સન્માર્ગ બોધી અનત જન્મમરણથી બચાવવો એ ભાવ અભયદાન,–તે પરમોત્કૃષ્ટ અભયદાન છે અભયદાનથી પરમ નિર્જરા અને અનત પુણ્યની રાશિ વધે છે બીજુ **સુપાત્રદાન**–પાત્રના ત્રણ ભેદ પડે છે અપાત્ર, કુપાત્ર અને સુપાત્ર સુપાત્રદાનમા યોગ્યાયોગ્યનો વિચાર અવશ્ય કર્તવ્ય છે સુપાત્ર કોણ? આત્મધ્યાનમા નિમગ્ન ને દેહમા પ નિર્મમ, એવા એકાત આત્માર્થને જ સાધનારા સાચા સાધુ પુરુષ એ જ સુપાત્ર. "આ સુપાત્રપણુ ગુણને લઈને છે, વેષ લઈને નથી" એવા સાચા સાધુગુણસપન્ન સુપાત્ર મળવા સ કાળમા દુર્લભ છે એવા સુપાત્ર સત્પુરુષને યથાશક્તિ વિધિપૂર્વ યોગ્ય દાન દેવુ તે સુપાત્રદાન, આત્મામા તેવા પ્રકાર યોગ્યતાનુ રોપણ કરી 'યોગબીજ'રૂપ થઈ પડે છે સુપાત્રદાનના પ્રભાવે ઘણા જીવો સસારસાગર તરી ગયા એમ તેનો અત્યત મહિમા વર્ણવનારા પુષ્કળ દૃષ્ટાતો શાસ્ત્ર કહ્યા છે ઉત્તમ પાત્ર ભગવાન્ ઋષભદેવજી અને ઉત્તમ દા શ્રેયાસકુમારનુ દૃષ્ટાત સુપ્રસિદ્ધ છે

તો પૈસા ભેગો કરે અને પછી આવા ધર્મકાર્યમાં વાપરીશ, તો તે મૂર્ખના સ્વર્ગમાં જ (Fools paradise) વસે છે! "વાઘરી ખાતર ભેંસ માગવા" જેવું કરે છે! 'મોગા વ ઘોડા ચઢાવે ને નાણાં ખર્ચે',-એમ જાણીને કે મારું કલ્યાણ થશે. આમ સમજી હજારો રૂપીઆ ખર્ચી નાખે એમ પૈસો ખોટું ખોટી ભેગો કરે છે ને સામગ્ર હજારો રૂપીઆ ખર્ચી નાખે છે! જુઓ જીવનું કેટલું બધું અજ્ઞાન! કંઈ વિચાર જ ન આવે! માટે ન્યાયોપાર્જિત ધન એ જ અત્ર વિધિ છે તેમજ-

આ દાનધર્મમાં ઉચિતપણું જાળવવાની પણ બહુ બહુ જરૂર છે દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ વગેરે બરાબર જોઈ વિચારીને જેમ ઘટે તેમ દાન કરવા યોગ્ય છે દાન આપવું તે પણ લે! શાક લેનો જા! એવા તુચ્છભાવથી અથવા "ઉપર હાથ નાખવા"ના ભાવથી આપવું તે ઉચિત નહિ, પણ અનુચિત છે યથાયોગ્ય પાત્રને યોગ્ય કાળે યોગ્ય દાન યોગ્ય રીતે આદરથી આપવું, તે પાત્રને પોતાનું દીન-યાચકપણું કે ઓશીયાળાપણું ન લાગે, એમ જમણો હાથ આપે ને ડાબો હાથ ન જાણે એવી ગતે વિધિથી આપવું તે ઉચિતપણું છે માટે "હાથે તે સાથે" એમ વિચારી મુમુક્ષુએ નિષ્કામપણે અનિદાનબુદ્ધિથી જ દાન દેવા યોગ્ય છે આ પ્રસંગે એક સુંદર ઉત્પ્રેક્ષા સ્મરણમાં નાખવા યોગ્ય છે કે ઉદાર દાનેશ્વરીઓના ભવનમાં રમી ગમી અને તેમના હાથે જનોમાં ભમી ભમીને થાકી ગયેલી લક્ષ્મી કૃપણોના ઘરમાં જઈ ઊંઘી જાય છે!

(દોહા) અભયદાન દ્યે સર્વને, દીજે સુપાત્રે દાન,
અનુકંપાવત્ નત રે, સ્વને સ્વરૂપનું દાન.

---

# शिक्षापाठ ३२ नियमितपणु

પરિગ્રહને નિયમમા આણી, તેની મૂર્છા ટાળવા મુમુક્ષુ પુરુષ દાનાદિ નિયમ સેવે છે, તેનો અંતિમ ઉદ્દેશ સ્વરૂપમા નિયતપણારૂપ આત્માનુ નિયમિતપણુ પામવાનો છે અને એ પ્રયોજનની સિદ્ધિ અર્થે નિયમિતપણુ એ એક ઉત્તમ આવશ્યક સદ્ગુણ છે 'નિયમથી કરેલુ કામ ત્વરાથી થાય છે, ધારેલી સિદ્ધિ આપે છે ને આનંદના કારણરૂપ થઈ પડે છે' જ્ઞાનીના આ વચનો અત્યત સાચા છે અને જીવનના પ્રત્યેક ક્ષેત્રમા મનનાગવા યોગ્ય છે

કુદરતનુ આખુ તત્ર જોઈએ તો નિયમિતપણે ચાલે છે સમસ્ત વિશ્વને પ્રકાશનારો સૂર્ય પ્રતિદિન નિયત સમયે ઉદય પામી, નિયત સમયે અસ્ત પામે છે નેત્રને આહ્લાદ આપનારો ચદ્ર અનુક્રમે કૃષ્ણ-શુક્લ પક્ષમા નિયમિતપણે હાનિ-વૃદ્ધિ પામ્યા કરે છે સમસ્ત ગ્રહચક્ર પોતાના નાયક સૂર્યમડળની આસપાસ નિયમિત ગતિએ પ્રદક્ષિણા ક્યા કરે છે પોતાની નિયત મર્યાદાને કદી પણ નહિ ઉલ્લઘનારો એવો સમુદ્ર પણ નિયમિતપણે ભરતી-ઓટના ક્રમને અનુસરે છે 'એક અભેદ નિયમ એ આ જગત્નો પ્રવર્ત્તક છે' નિસર્ગમા સર્વત્ર નિયમિતપણાનુ એકછત્ર સામ્રાજ્ય વ્યાપી રહ્યુ છે વનસ્પતિવિજ્ઞાન કે પ્રાણીવિદ્યા લ્યો, રસાયનશાસ્ત્ર લ્યો કે ભૌતિકશાસ્ત્ર લ્યો, ખગોળ લ્યો, કે ભૂગોળ લ્યો શરીરયત્રની રચના લ્યો કે ઇંદ્રિયવિજ્ઞાન લ્યો, જ્યા જુઓ ત્યા સર્વ સ્થળે પ્રતિનિયત નિયમોને અનુસરી પ્રવૃત્તિ થયા કરે છે આવી લોકવ્યવસ્થા ન હોત તો સર્વત્ર અનવસ્થા ને અધાધુધી

પ્રવર્ત્તી રહેલ આમ આખી કુદરત ડગલે ને પગલે નિયમિતપણાનો બોધ કરે છે પ્રકૃતિ જાણે પ્રતિક્ષણે પોકારીને કહે છે—અહો સુજ્ઞ મનુષ્યો! નિયમિતતા એ મ્હારૂ જીવન છે તમે વિજ્ઞાનદ્રષ્ટાઓ તે ખોળી કાઢો છો, તો તે નિયમિતપણાને તમે કાં અનુસરતા નથી?

મુમુક્ષુવાસીઓનો નિયમિતતા ગુણ પ્રશંસવા તથા અનુકરણ કરવા યોગ્ય છે 'કામ ટાણે કામ ને આરામ ટાણે આરામ'—આ તેઓના જીવનનું મુખ્ય સૂત્ર છે તેઓ પોતાનો નિત્યક્રમ નિયમિતપણે ગોઠવે છે અને ઘડિયાળના ચક્ર જેવી ચોકસાઈથી તેને અનુસરે છે જેથી તેમના બાહ્ય જીવનમાં એક પ્રકારનો ઉલ્લાસ, સ્ફૂર્ત્તિ ને આનંદ દૃષ્ટિગોચર થાય છે ભારતવાસીઓમાં પ્રાયઃ અનિયમિતપણાને લીધે એથી ઉલટી જ સ્થિતિ દેખાય છે

આ બધુ ગમે તેમ હો પણ જેમ વ્યવહાર જીવનમાં તેમ પરમાર્થ જીવનમાં પણ નિયમિતતાની આવશ્યકતા નિર્વિવાદ છે વિચક્ષણ મુમુક્ષુ પુરુષ તો પ્રતિક્ષણે એમ વિચારે છે કે—આ અમૂલ્ય મનુષ્ય દેહ ચિન્તામણિરત્નથી પણ અધિક છે, એની ક્ષણ પણ મ્હારે પ્રમાદમાં નિરર્થક જવા દેવી યોગ્ય નથી માટે મ્હારે મ્હારો જીવનક્રમ આ માર્થનું સાધન થાય એમ એવો નિયમિતપણે યોજવો જોઈએ કે એની એક પળ પણ એળે ન જાય એમ વિચારીને તે પોતપોતાના સંજોગ અનુસાર પોતાની દિનચર્યા આદિનો ક્રમ નિયમિતપણે ગોઠવે છે અને તેને અનુસરવાની ટેવ પાડે છે જેમકે—તે પ્રભાતે બ્રાહ્મ મુહૂર્ત્તમાં જ વ્હેલો ઊઠે છે પરમ કૃપાળુ પરમાત્માને

પ્રણામ કરી, પ્રાતઃસ્મરણીય પુણ્યશ્લોક મહાત્માઓના નામ શુભ ને પવિત્ર ચરિત્રનું સ્મરણ કરી, તેમની નિષ્કામ ભક્તિમાં ચિત્તનું અનુસંધાન કરે છે 'હું કોણ છું? ક્યાંથી થયો? શું સ્વરૂપ છે મ્હારૂં ખરૂં?' એના વિચાર વિવેકપૂર્વક શાંત ભાવે કરે છે પછી દેહચિંતાદિ પ્રાતઃવિધિ આટોપી, શાંત ચિત્તે યથાવકાશ સ્વાધ્યાય-પ્રભુભક્તિ આદિ આવશ્યક ધર્મ કર્ત્તવ્યમાં લીન થાય છે પછી સંસાર આદિ પ્રયોજન અંગે જે કંઇ કર્ત્તવ્ય હોય તે નિરાસક્ત ભાવે કરે છે ભોજનાદિ વિધિથી નિવૃત્ત થઈ, પોતપોતાના વ્યવસાયમાં નીતિપરાયણ રહી પ્રમાદરહિતપણે પ્રવર્તે છે વચ્ચમાં અવકાશ પ્રમાણે ધર્મ ધ્યાન, જ્ઞાનારાધન, ભક્તિ આદિ આ મહિતકર સત્ક્રિયાનો બને તેનો લાભ લેવા ચૂકતો નથી ખાસ કરીને સંધ્યાસમયે તે નિવૃત્તિને વિશેષપણે ભજે છે પૂર્વે અભ્યાસેલ વિષયોનું પરાવર્ત્તન, સદ્ભક્તિ, ક્ષમાપના આદિનો નિત્યક્રમ યથાયોગ્યપણે સાચવી સમાધિભાવે શયન કરે છે આમ આ માર્થસાધક ધર્મકર્ત્તવ્ય માટે નિયત સમય રાખી તે ચોક્કસ પુરુષાર્થ કરે છે, પણ પ્રમાદી આળસુઓની જેમ તે ધર્મકાર્ય માટે ફુરસદ નથી એવા ખોટા બ્હાના કાઢતો નથી કે મિથ્યા આલંબનો પકડતો નથી

આમ આત્માર્થી મુમુક્ષુ તો પોતાના મન-વચન-કાયની સમસ્ત પ્રવૃત્તિને સર્વથા શુદ્ધ કરી નિયમિત કરી નાખે છે કારણકે પરભાવથી મુક્ત થઇ આત્મા સ્વરૂપમર્યાદામાં આવવા રૂપ પારમાર્થિક નિયમિતપણું પામે એ જ આ આત્માર્થીનો આદર્શ હોય છે અને એ જ એક ધ્યેયની સિદ્ધિમાં

પ્રાજ્ઞજનનુ પરમાર્થમય જીવનચક્ર ઘડીયાળના કાંટાની જેમ, નિયમિતપણે ચા ચા કરે છે

(ત્રોટક) નિયમિતપણે ગ્રહચક્ર ફ્રે , નિયમિત બધુ જગચક્ર ઠરે,
નિયમિતપણે ઘટિચક્ર ૫રે, જન પ્રાજ્ઞનુ જીવનચક્ર અરે!



## શિક્ષપાઠ ૩૩ જિનાગમસ્તુતિ

(સ્ત્રગ્ધરા) જય જિનવાણી ! જય ગુણખાણી !
અમૃત સમાણી વિબુધપ્રમાણી !
સકલ જીવોને અભયપ્રદાની !
આત્મકહાની અવિકલ વાણી !
આપ્ત પ્રણીતા ! જિનવર ગીતા !
ભવભયભીરુ ભૂત સુહિતા !
કર્મ વિજેતા ! ધર્મ જનેતા !
શુદ્ધ વિમુક્તિ માર્ગ પ્રણેતા !

(માલિની) જિનવદન હિમાદ્રિ ઉદ્ભવ સ્થાન જેનુ,
ગણધર હર શીર્ષે ઊર્ધ્વ ઉત્થાન જેનુ,
સુરસ સલિલ પૂર્ણા નિત્ય સુરો નરોને,
ભગવતી શ્રુતગંગા રક્ષજો તે અમોને !

પ્રશમરસ ઝરતી આત્મભ્રાંતિ હરતી,
જગત હિત કરતી પથ્ય સૌને ઠરતી,
ભવજલતરણી જે શ્રેષ્ઠ નૌકા સમાણી,
શિવસુખજનની તે વંદુ જિનેંદ્ર વાણી

જિન વચન સુધાંશુ શાંતિ સુધા સ્રવે છે,
વિમલ વિમલ જ્યોત્સ્ના જ્ઞાનની વિસ્તરે છે,
સુમન મન ચકોરો તત્ર આનંદ પામે,
ભવિજન કુમુદોનો પૂર્ણ ઉદ્બોધ જામે ૪

(મંદાક્રાન્તા) સૂત્રો જેમાં અમલ જલ છે અર્થગંભીર મીઠાં,
સિદ્ધાંતોના પ્રબલ ઉછળે જ્યાં તરંગો ગરીઠાં;
દેખીને જ્યાં ગુણગણમણિ ચિત્ત થાયે પ્રસક્ત,
ચારૂ એવો શ્રુત જલનિધિ વર્ણવા કોણ શક્ત ? ૫

(શિખરિણી) નિશા દોષો ગાળી જગતજનને જાગ્રત કરી,
કરી જ્ઞાનોદ્યોત પ્રખર તમ મોહાત્મક હરી,
પ્રકાશે છે લોકે જિન વચનરૂપી દિનપતિ,
સ્ફુરે તો સત્ તેજે કુમતિ ઉડને દુઃસહ અતિ ૬

(દોધક) ગિરિ મેરુ સમા જિન આગમમાં,
ભગવાન મહાગમ નંદનમાં,
સુરવૃક્ષ સુભાષિત રમ્ય દીસે,
પ્રસરે તસ સૌરભ સર્વ દિશે ૭



## શિક્ષાપાઠ ૩૪ નવ તત્ત્વનું સામાન્ય સંક્ષેપ સ્વરૂપ-ભાગ ૧

સકલ જિનાગમ એ નવતત્ત્વના વિવરણરૂપ છે જીવ, અજીવ, પુણ્ય, પાપ, આસ્રવ, બંધ, સંવર, નિર્જરા, મોક્ષ એ નવ તત્ત્વમાં સમસ્ત વિશ્વનું સમગ્ર તત્ત્વજ્ઞાન સમાઈ

જાય છે એ નવે તત્ત્વનો જીવ-અજીવ એ બે તત્ત્વમા સમાવેશ
થાય છે, પણ 'તે વસ્તુ વિચાર વિશેષ જિન પ્રબોધ્યા મહાન
મુનિરાય' આ નવ તત્ત્વનુ સંક્ષેપ સ્વરૂપ અત્રે કહીશુ

જીવતત્ત્વ—જે જ્ઞાન-દર્શન પ્રાણથી ત્રણે કાળને વિષે જીવે
છે એવી ચૈતન્યમય વસ્તુ તે જીવ ચૈતન્યમય ઉપયોગ એ જ
જીવનુ લક્ષણ છે,—જેથી તે જડ એવા અજીવથી પ્રગટ જુદો
જણાય છે આ ઉપયોગ બે પ્રકારનો છે વસ્તુના વિશેષ સ્વભાવને
ગ્રહે તે સાકાર એવો જ્ઞાનોપયોગ અને સામાન્ય સ્વભાવને
ગ્રહે તે નિરાકાર એવો દર્શનોપયોગ. ઔપશમિક, ક્ષાયિ
ક્ષાયોપશમિક, ઔદયિક અને પારિણામિક એ પાચ ભાવે
જીવનુ 'સ્વતત્ત્વ' અર્થાત પોતાનુ ખાસ અસાધારણ તત્ત્વ
જીવના બે ભેદ છે-કર્મમુક્ત ને સસારી ને કર્મમુક્ત તે મુક્ત

અજીવ તત્ત્વ—અચેતન જડ વસ્તુ તે અજીવ ધર્મ, અધર્મ
આકાશ, કાળ અને પુદ્ગલ એ પાચ અજીવ છે એ પાચ
તથા છઠ્ઠુ જીવ મળીને ષડ્દ્રવ્ય કહેવાય છે અને તેમા કા
વિનાના શેષ પાચ દ્રવ્યો પ્રદેશોના બહુત્વને લીધે પચાસ્તિક
કહેવાય છે ઉક્ત છ દ્રવ્યમા,-શબ્દ-રસ-રૂપ-ગધ-સ્પ
જેમા છે એવુ પુદ્ગલ દ્રવ્ય જ રૂપી છે ત શબ્દાદિ જેમ
નથી એવા બાકીના પાચ દ્રવ્ય અરૂપી છે ધર્મ, અધર્મ
આકાશ દ્રવ્ય એક છે, કાળ, પુદ્ગલ ને જીવ અનેક છે ધર્મ
અધર્મ, આકાશ ને કાળ એ ચાર નિષ્ક્રિય છે, જીવ અ
પુદ્ગલ એ બે સક્રિય છે એક જીવ દ્રવ્યના, ધર્મના
અધર્મના પ્રદેશ અસખ્ય છે, પુદ્ગલના સખ્યેય, અસખ્યે
વા અનત પ્રદેશ છે, આકાશના અનત પ્રદેશ છે, કાળ એ

પ્રદેશાત્મક હોઈ અપ્રદેશ છે આ દ્રવ્યે દ્રવ્યનો અવગાહ લોકાકાશમા છે, નહિ કે બ્હાર એટલા માટે આકાશના લોકાકાશ ને અલોકાકાશ એમ બે વિભાગ કહ્યા છે ધર્મ–અધર્મ, તલમા તેલની જેમ, સમસ્ત લોકાકાશને અવગાહે છે અસખ્યા તપ્રદેશી એક જીવ, પ્રદીપની જેમ, પ્રદેશોના સકોચ–વિકાસથી તે લોકાકાશના અસખ્યેય ભાગ આદિને અવગાહે છે અને પુદ્ગલો તેના એક પ્રદેશાદિને અવગાહે છે, એમા ભજના છે દા ત અનત પ્રદેશી પુદ્ગલ આકાશના એકથી માડી અનત પ્રદેશને અવગાહે છે આમ સર્વ દ્રવ્યોને પોતામા અવગાહ–અવકાશ આપવો તે આકાશનો ઉપકાર છે ગતિપરિણત દ્રવ્યને સહાય કરવી તે ધર્માસ્તિકાયનો ઉપકાર છે સ્થિતિપરિણત દ્રવ્યને સહાય કરવી તે અધર્માસ્તિકાયનો ઉપકાર છે શરીર, વાણી, પ્રાણાપાન, મન, સુખદુ ખ, જીવિત–મરણ એ પુદ્ગલોનો ઉપકાર છે હિતાહિતોપદેશ વડે કરીને જીવોનો પરસ્પર ઉપકાર છે સર્વ દ્રવ્યોનુ પરિવર્ત્તન કરવારૂપ વર્ત્તના, પરિણામ, ક્રિયા, પરત્વાપરત્વ એ કાળનો ઉપકાર છે

આસ્રવ તત્ત્વ—કાય, વાક્, મનનુ કર્મ તે યોગ છે અને તે જ આસ્રવ છે જળનાળામાથી જલની જેમ, યોગપ્રણાલિકામાથી કર્મનો આસ્રવ થાય છે, માટે યોગને આસ્રવ કહ્યો છે યોગથી આસ્રવેલુ કર્મ સકષાયને, ભીના ચામડા પર રજની જેમ, ચોટે છે, પણ અકષાયને, સુક્કી ભીંત પર ફેંકેલા ઢેકાની જેમ, ચોટતુ નથી ચાર કષાયથી, પાચ ઇંદ્રિયથી, પચ અવ્રતથી અને પચીશ ક્રિયાઓથી કષાયજન્ય–સાંપરાયિક કર્મ આસ્રવે છે, અને તીવ્ર–મદ ભાવથી ને જ્ઞાત–અજ્ઞાત,

ભાવથી, તેમજ વીર્યવિશેષથી ને અધિકરણવિશેષથી ત
સાંપરાયિક કર્મોનો વિશેષ હોય છે

પુણ્ય-પાપ તત્ત્વ—શુભ યોગ તે પુણ્યનો આસ્રવ ને
અશુભ યોગ તે પાપનો આસ્રવ છે અહિંસાદિ શુભ ભાવથી
પુણ્ય આસ્રવે છે ને હિંસાદિ અશુભ ભાવથી પાપ આસ્રવે
છે પુણ્યનું ફળ શાતા, શુભ આયુષ્ય, શુભ નામ, અને ઉચ્ચ
ગોત્ર છે, પાપનું ફળ તેથી વિપરીત છે પણ બન્નેનું ફળ
સંસાર જ છે, એટલે એ રીતે એ બેમાં તફાવત નથી કારણકે
પુણ્ય સોનાની બેડી, તો પાપ લોઢાની બેડી, એમ બન્ને
બંધનરૂપ જ છે

બંધ તત્ત્વ—જીવ, સકષાયપણાને લીધે, કર્મને યોગ્ય
પુદ્ગલો યોગ થકી ગ્રહે તે બંધ જીવના રાગાદિ
પરિણામ તે ભાવબંધ અને તેથી કર્મપરમાણુનો સંબંધ તે
દ્રવ્યબંધ પ્રકૃતિ, સ્થિતિ, અનુભાગ અને પ્રદેશ એમ બંધ
ચાર પ્રકારનો છે પ્રકૃતિ ને પ્રદેશ યોગથી અને સ્થિતિ ને
અનુભાગ કષાયથી બંધાય છે કર્મનો અમુક ફળ આપવાનો
સ્વભાવ તે પ્રકૃતિબંધ, કાળમર્યાદા તે સ્થિતિબંધ, શુભ-અશુભ
વા ઘાતી-અઘાતી રસ, વિપાક, અનુભવ તે અનુભાગ બંધ
કર્મપુદ્ગલોનું અલ્પ બહુ સંખ્યામાં ગ્રહણ તે પ્રદેશ બંધ
આ ચાર પ્રકારના બંધ પર વે મોદકનું દૃષ્ટાંત પ્રસિદ્ધ છે
જ્ઞાનાવરણીયાદિ આઠ કર્મની મૂળ પ્રકૃતિ છે, તેની ઉત્તર
પ્રકૃતિ ૧૫૮ છે મિથ્યાત્વ, અવિરતિ, પ્રમાદ, કષાય અને યોગ
એ પાંચ બંધહેતુ છે

સંવર તત્ત્વ—આસ્રવહેતુઓનો નિરોધ તે સંવર 'આસ્રવ

રોકી શકે એવો ચૈતન્યસ્વભાવ તે ભાવસંવર અને તેથી દ્રવ્યાસ્રવને રોકે તે દ્રવ્ય સંવર ' વ્રત, સમિતિ, ગુપ્તિ, ધર્મ, અનુપ્રેક્ષા, પરીષહજય, ચારિત્ર તે ભાવસંવરના વિશેષ છે,– જેથી કરીને કર્મઆસ્રવના દરવાજા સંવૃત (બંધ) કરી, આત્મા સ્વરૂપને વિષે સંવૃત (ગુપ્ત) થાય છે આ સંવરની પરાકાષ્ઠા અયોગીસ્વરૂપ એવા યથાખ્યાત ચારિત્રમાં પ્રાપ્ત થાય છે,–જ્યાં આત્માનું જેવું શુદ્ધ સ્વરૂપ જિન ભગવંતોએ આખ્યાત કર્યું છે તેવું નિષ્કષાય વીતરાગ સ્વરૂપ પ્રગટે છે

નિર્જરા તત્ત્વ—આત્માને લાગેલા કર્મનું નિર્જરવું –ખરી જવું તે નિર્જરા કર્મપુદ્ગલોનો રસ ભોગવાઈ જાય તે ભાવ નિર્જરા ને તે આત્મપ્રદેશથી ખરી પડે તે દ્રવ્ય નિર્જરા તે નિર્જરા બે પ્રકારે-વિપાકજા અથવા અકામ નિર્જરા, અવિપાકજા અથવા સકામ નિર્જરા બાંધેલું કર્મ સ્વયં ઉદયમાં આવી, વિપાક-ફળ આપી ક્ષીણ થાય તે વિપાકજા અને ઉદયમાં નહિં આવેલા કર્મ ઉદીરી તપશક્તિ વડે ઉદયાવલીમાં પ્રવેશાવીને, આમ્ર-ફણસ વગેરે ફળની જેમ વિપાકકાળ પૂર્વે પરિપાક પમાડી નિર્જરાય તે અવિપાકજા વિપાકજા અથવા અકામ (ઇચ્છા વગરની) નિર્જરા તો ચારે ગતિમાં સર્વને હોય જ છે, પણ ઈચ્છાપૂર્વકની એવી સકામ અથવા અવિપાકજા નિર્જરા તો તપસ્વીઓને હોય છે

મોક્ષ તત્ત્વ—બંધહેતુઓનો અભાવ તથા બંધની નિર્જરા હોતાં સર્વ કર્મબંધનથી સર્વથા છૂટવું તે જ મોક્ષ સર્વ કર્મ ક્ષય થયે આત્માની સ્વાત્મસંપ્રાપ્તિ અર્થાત્ સહજ સ્વરૂપ-સ્થિતિ એ જ ભાવમોક્ષ, અને કર્મવર્ગણાથી આત્માનું જૂદું થવું તે દ્રવ્ય મોક્ષ બીજ સર્વથા બળી ગયે જેમ અંકુર

ફૂટતો નથી, તેમ કર્મબીજ બળી ગયે મુક્તને ભવાંકુર ઊગતો નથી એવું અપુનર્બંધક ને અપ્રતિપાતી એવું મોક્ષપદ પામેલો આ બંધનમુક્ત આત્મા, પૂર્વપ્રયોગ આદિ કારણના યોગે કરીને લોકના અગ્રભાગ પર્યંત ઊર્ધ્વગમન કરે છે અને ત્યાં નાના દીપપ્રકાશની જેમ જ્યોતમાં જ્યોત મળી, લોકાગ્રે 'સુસ્થિત' એવા આ સિદ્ધ ભગવાન્ અનુપમ અનુત્તમ ને અવ્યાબાધ એવું મોક્ષસુખ અનુભવતા, સાદિ અનંતો કાળ શાશ્વત સ્થિતિ કરે છે

(દોહરો) જીવ અજીવ મૂળ તત્ત્વમાં, નવેય તત્ત્વ સમાય,
ભેદ જીવાજીવનો લહ્યે, મોક્ષ સ્વભાવ પમાય

---

## શિક્ષાપાઠ ૩૫ નવ તત્ત્વનું સામાન્ય સંક્ષેપ સ્વરૂપ-ભાગ ૨

આ દિગ્દર્શન પરથી બંધમોક્ષની તાત્વિક વ્યવસ્થાને અત્રે કંઇક વિચાર કરી, ઉક્ત નવ તત્ત્વની અવિકલ સંકલના તેનો હેયોપાદેય વિવેક બતાવશું આગલા શિક્ષાપાઠમાં કહ્યું તેમ બંધ બે પ્રકારે છે-આત્માના રાગાદિ પરિણામરૂપ ભાવક[illegible] તે ભાવબંધ અને દ્રવ્યકર્મ તે દ્રવ્યબંધ પરભાવમાં આત્[illegible] ભ્રાંતિને લીધે ઉપજતી આસક્તિરૂપ ભાવકર્મ એ જ દ્રવ્યકર્મ[illegible] બંધનું મૂળ કારણ છે કારણકે પરવસ્તુમાં મોહ પામવા[illegible] દર્શનમોહ ઉપજ્યો, એટલે ચારિત્રમોહ ઉપજ્યો અને તે[illegible] અવલંબને અન્ય સર્વ કર્મનો બંધ થવા લાગ્યો દર્શનમોહ[illegible] મિથ્યાદર્શન (મિથ્યાત્વ) તેનાવાયકે પ્રવેશ કરતા તેની આ[illegible]

ગામિની સમસ્ત કર્મસેનાએ આ મા પર આક્રમણ કર્યું, અને પોતાના પુદ્ગલપ્રદેશમા અતિક્રમણ (Trespass) કરવાના અપરાધ બદલ તેને બંદિવાન બનાવી સંસારની હેડમા પૂર્યો !

અથવા પ્રકારાન્તરે વિચારીએ તો જગતની મોહમાયા જાલમા લપટાવનાર આ નામચીન મોહનીયના બે ભેદ છે : દર્શનમોહ અને ચારિત્રમોહ તેમા (૧) દેહાદિ પરવસ્તુમા આત્મભ્રાન્તિરૂપ દર્શનમોહને લીધે જીવને મિથ્યાદર્શન અથવા મિથ્યાત્વ હોય છે, અને તેથી ચારિત્રમોહ પણ ઉપજે કે (૨) એટલે જીવ પરભાવથી વિરામ પામતો નથી ને અવિરતિ રહે છે (૩) તેથી તે સ્વરૂપભ્રષ્ટતારૂપ પ્રમાદને પામે છે (૪) અને તે પરભાવની પ્રાપ્તિ-અપ્રાપ્તિના નિમિત્તે તે ક્રોધાદિ કષાય કરી રાગદ્વેષાદિ વિભાવભાવને ભજે છે (૫) અને ાથી ક્ષોભ પામેલા તેના મન-વચન-કાયાના યોગની પ્રવૃત્તિ પાણ ત પરભાવની પ્રાપ્તિ અર્થે તદનુકૂલપણે મુખ્યપણે પ્રવર્તે છે આમ મૂળ અવિદ્યારૂપ આત્મભ્રાન્તિને લીધે જ મિથ્યાત્વ, અવિ તિ, પ્રમાદ, કષાય અને યોગ એ પાચ ગધહેતુરૂપ આસ્રવદ્વાર-કર્મઆગમનના ગરનાળા ખુલા રહે છે એટલે કર્મની બેડીથી બધાયેલો આત્મા ભવભ્રમણ દુ ખ પામે છે

આથી ઉલટું (૧) પરભાવમા આ મબુદ્ધિરૂપ જે આ મ ભ્રાન્તિ છે, તે છોડી દઈ જીવ જો આત્મામા જ આ મબુદ્ધિ કરે, તો મિથ્યાત્વ ટળે, દર્શનમોહ નષ્ટ થાય અને સમ્યગ્દર્શન પ્રગટે (૨) એટલે પછી અવિરતિ દોષ ટળે ને સર્વ પરભાવથી વિરામ પામી ભાવવિ તિ થાય (૩) એટલે તેનો આત્મસ્વરૂપથી ભ્રષ્ટતારૂપ પ્રમાદદોષ ટળે અને સ્વરૂપને વિષે અપ્રમાદ-અપ્રમત્ત સ્થિતિ હોય (૪) એટલે પ ભાવ નિમિત્તે કષાય કર નહિ

રાગાદિ વિભાવથી રંગાય નહિં અને નિષ્કષાય-પૂર્ણ વીત
થાય (૫) અને કષાયજન્ય સંક્ષોભ નષ્ટ થવાથી મન-વચ
-કાયાના યોગ પણ આત્મસ્થિરતાને અનુકૂળપણે વર્તે, અ
છેવટે અયોગ દશા પ્રાપ્ત થાય. આમ કર્મને આવવાના આશ્ર
દરવાજા બંધ થવારૂપ સંવર થાય છે. દર્શનમોહ નષ્ટ થ
અનુક્રમે ચારિત્રમોહ પણ નષ્ટ થાય છે. દર્શનમોહને હણવા
અચૂક ઉપાય બોધ છે ને ચારિત્રમોહને હણવા
અચૂક ઉપાય વીતરાગતા છે. આવી આ કર્મોના અગ્ર
દર્શનમોહ-ચારિત્રમોહ એમ દ્વિવિધ મોહનીય કર્મની અ
તેના ઉપભેદરૂપ મિથ્યાત્વાદિ પાંચ બંધહેતુઓની વ્યવસ્થા પ
ચૌદ ગુણસ્થાનકની સમગ્ર વ્યવસ્થા પણ શીઘ્ર સમજાઈ જ
છે. કારણકે મોહની માત્રા જેમ જેમ ઘટતી જાય ને આત્મ
નિષ્કષાય વીતરાગ પરિણતિ જેમ જેમ વધતી જાય, તેમ તે
આત્માનું ગુણસ્થાન ચઢતું જઈ, સાચી સાધુતા-સાધ
પ્રગટતી જાય છે.

આમ કર્મબંધની અને તેના બંધહેતુઓની સંક્ષે
પરથી સ્પષ્ટ સમજાય છે કે દેહમાં આત્મભ્રાંતિરૂપ દર્શનમો
એ જ આ ભવભ્રમણદુઃખનું મૂળ છે. આ ભવભ્ર
ક્યારે ટળે? તેના મૂળ કારણરૂપ આ આત્મભ્રાંતિ ટળે
કારણકે ભાવકર્મથી દ્રવ્યકર્મ અને દ્રવ્યકર્મથી ભાવકર્મ
સંકલના થયા કરે છે અને બંધનું દુષ્ટ ચક્ર (Vicious circ
ચાલ્યા કરી ભવચક્ર ભમ્યા કરે છે. આવી આ કર્મબં
સાંકળ ક્યારે તૂટે? આ દુષ્ટ ચક્રનો અંત ક્યારે આવે
આત્મભ્રાંતિરૂપ ભાવકર્મ તૂટે તો આ સાંકળ તૂટે ને
[illegible] બંધ પડે. અર્થાત્ જીવ જો દેહાદિ અને રાગાદિ પરભ

પ્રત્યે આત્મભાવ ધરવાની 'ના' પાડે, 'પ્રત્યાખ્યાન' કરે, રાગ-દ્વેષ-મોહરૂપ વિપરીત ભાવે પરિણમવારૂપ વિભાવ છોડી દીએ તો ભાવકર્મ ન બધાય એટલે તેના નિમિત્ત અભાવે દ્રવ્યકર્મ પણ ન બધાય અને આ કર્મબધની સાકળ તૂટે આમ આ બધમકલના ત્રોડવાની લગામ આત્માના હાથમા છે, વિભાવરૂપ ભાવકર્મ પરિણામે નહિ પરિણમવાની બ્રેઈક (Brake) દબાવવારૂપ પુરુષાર્થની રહસ્યચાવી (Master-key) પુરુષના (આત્માના) ગજવામા જ છે તાત્પર્ય કે જીવ પરભાવ નિમિત્તે રાગ-દ્વેષ-મોહ ન કરે, વિભાવભાવે ન પરિણમે તો મોક્ષ હથેળીમા જ છે આમ કર્મનિબદ્ધ આત્માના પુરુષાર્થનો માર્ગ સદાય સાવ ખુલ્લો પડયો છે ભવસ્થિતિ આદિ ખોટા બ્હાના છોડી દઈ જીવ સત્ય પુરુષાર્થ કરે એટલી જ વાર છે 'જબ જાગેગે આતમા, તબ લાગેગે રગ'

આ બધ-મોક્ષની વ્યવસ્થા પરથી નવતત્ત્વની અવિકલ સકલના અને તેનો હેયોપાદેય વિવેક પણ સ્પષ્ટ સમજાઈ જાય છે આ સમજવા માટે ચિકિત્સાશાસ્ત્રપ્રસિદ્ધ ચાર વાના જાણવા જોઈએ રોગ, રોગહેતુ, ઔષધ અને આરોગ્ય તેમા અત્રે કર્મ તે રોગ છે, માટે હેય છે આશ્રવ-બધ તે કર્મરોગના હેતુ છે, માટે તે પણ હેય છે સવર-નિર્જરા તે કર્મરોગને મટાડવાના અમોઘ ઔષધ છે, માટે આદેય છે અને મોક્ષ તે કર્મરોગનું મટી જવુ અર્થાત્ આત્માનું આરોગ્ય છે, માટે પરમ આદેય છે આવા પ્રકારે જીવના આ કર્મરોગની અમોઘ ચિકિત્સા ભવવ્યાધિના ભિષગ્વર ભગવાન્ તીર્થંકરોએ દાખવી છે

(દોહરા) આત્મબુદ્ધિ પરભાવમા, બધનું મૂળ નિદાન,
આત્મબુદ્ધિ નિજ આત્મમા, મોક્ષનું મૂળ નિદાન
આસ્રવ બધ ભવરોગના, હેતુ ત્યજવા યોગ્ય,
સવર નિર્જરા ઔષધિ, મોક્ષ આત્મઆરોગ્ય

---

## शिक्षापाठ ३६ सार्वजनिक श्रेय

તત્ત્વવિજ્ઞાનથી જીવાજીવનો ભેદ કરી જેણે સર્વ આત્માનું સમાનપણું જાણ્યુ છે, એવો આત્માર્થી જીવ સર્વ જીવને સમાનધર્મી સાધર્મિક આત્મબધુઓ માની, તે પ્રત્યે વત્સ પ્રત્યે ગાય જેવુ વાત્સલ્ય ધરે છે, અને પરસ્પર ઉપકાર એ જીવનો ધર્મ છે એમ જાણી સાવજનિક શ્રેય અર્થે યથાશક્તિ પ્રવૃત્તિ કરે છે કારણકે સત્પુરુષોની વિભૂતિઓ પરોપકારાર્થે હોય છે परोपकाराय सता विभूतय । એટલે આત્માર્થી પુરુષ પરોપકારનો વ્યસની બની, જનકલ્યાણના યજ્ઞની વેદી પર પોતાના સર્વ અગ હોમી દે છે, મન-વચન-કાયાની સમસ્ત શક્તિ સમર્પણ કરે છે, પોતાને જે આત્માર્થનો-પરમાર્થનો લાભ થયો તે અન્ય જીવોને પણ થાય, એવા નિ સ્વાર્થ પરમાર્થપ્રેમથી તે પરમાર્થપ્રવૃત્તિ શુદ્ધ સેવાભાવથી જ કરે છે

વ્યક્તિના શ્રેયમા સમાજનું શ્રેય છે ને સમાજના શ્રેયમા વ્યક્તિનું શ્રેય છે એમ બ નેનો પરસ્પર ગાઢ સબધ સમજી પ્રત્યેક વ્યક્તિએ આખા સમાજના ઉત્કર્ષમા પોતાનો બનતો ફાળો આપવો ઉચિત છે,-કે જેથી આદર્શ સમાજ

જુલમી ભાવ કહેવો, નિર્દોષને અલ્પ માયાથી પણ છેતરવો, ન્યૂનાધિક તોળી આપવું, એકને બદલે બીજું અથવા મિશ્ર કરીને આપવું, કર્માદાની ધંધો, લાંચ કે અદત્તાદાન,-એ વાટેથી કંઈ પણ રળવું નહીં' ઇત્યાદિ પ્રકારે વ્યવહારશુદ્ધિ સાચવવી એમાં જનતાનું આ લોક-પરલોક બન્નેનું કલ્યાણ છે

અને આવી વ્યવહારશુદ્ધિથી પ્રમાણિકપણે ઉપાર્જન કરેલા ધનનું સાર્વજનિક ઉપયોગ માટે દાનાદિ કરવું તેનો પણ અત્ર સાર્વજનિક શ્રેયમાં સમાવેશ થાય છે જેમકે-દીન દુ:ખી જનતા માટે વિવેકપૂર્વક પોતાના ન્યાયોપાર્જિત દ્રવ્યનો યથાશક્તિ સદ્વ્યય કરવો આત્મસમર્પણ બુદ્ધિવાળી ત્યાગભાવનાથી અન્નદાન-ઔષધદાન આદિ દેવા, દેશકાળને અનુસરી દવાખાના-હૉસ્પિતાલ વગેરે કરાવવા તેમજ રોગચાળો ફાટી નીકળે ત્યારે, અથવા દુષ્કાળ-અતિવૃષ્ટિ-અનાવૃષ્ટિ આદિ કુદરતી કોપ આવી પડે ત્યારે, સંકટ સમયે પોતાના તન-મન-ધનની સર્વ શક્તિ ખર્ચીને, જાતિધર્મના ભેદભાવ વિના, જનતાની-દરિદ્રનારાયણની જેટલી બને તેટલી નિઃસ્વાર્થ નિર્દંભ સેવા કરવી આ સાર્વજનિક લોકકલ્યાણના સુકૃત્યમાં પણ દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવનું ઔચિત્ય જાળવવું ઉચિત છે આ બધુંય પ્રશસ્ત હોઈ પરંપરાએ યોગબીજનું કારણ થાય છે, કારણ કે પુષ્ટ આલંબનને આશ્રીને કરવામાં આવેલા તે દાનાદિ સેવાધર્મને લીધે પ્રવચનની ઉન્નતિ થાય છે,-જેથી કરીને લોકોને બીજાધાન આદિ ભાવની પ્રાપ્તિ થઈ, પોતાને ને પરને કલ્યાણ કારણ થઈ પડે છે

આમ લોકોના ઐહલૌકિક કલ્યાણ માટેના સાધનો યોજવા યોગ્ય છે, એટલું જ નહિ પણ પારલૌકિક સાધનોના

તો વિશેષે કરીને પ્રગટ કરવા યોગ્ય છે,–કે જેથી [illegible]
વિનય, વિવેક, વિચાર ને વિજ્ઞાનની વૃદ્ધિ થઈ અને [illegible]
સમ્યક્ તત્ત્વદૃષ્ટિ ખૂલી સત્ય ધર્મનો સમુદ્ર [illegible]
ઠામઠામ વિદ્યામંદિરો ઉઘાડી સદ્વિદ્યાની વૃદ્ધિ [illegible]
પરબ જેવા ગ્રંથાલયો કરી જ્ઞાનની પિપાસા [illegible]
સંસ્કારના ધામ જેવી જ્ઞાનસંસ્થાઓ સ્થાને [illegible]
વિદ્યાભ્યાસથી વિદ્વાનોને ઉત્તેજન–બહુમાન [illegible]
પુરુષો ને સર્વ સ્ત્રીઓ જ્યાં સુશિક્ષિત સદ્વૃત્ત ને [illegible]
બનાયણ છે એવો આદર્શ સુસંસ્કારી સમાજ [illegible]

અને આ સાર્વજનિક શ્રેયના પ્રયોજનની સિદ્ધિ [illegible]
આ સમ્યક્ જ્ઞાનપ્રચારના શુભ કાર્યમાં પ્રત્યે [illegible]
ધીમંત આત્માર્થીઓ છૂટે હાથે પોતાનો [illegible],
અને પરમ ઉપકારી જ્ઞાનીઓ આપણા [illegible]
મૂકી ગયા છે, તે અદ્ભુત જ્ઞાનનિધાનનો [illegible]
સદુપયોગ કરી, જગતમાં ઉદારપણે તે [illegible]
કરવી જોઈએ આવા પુણ્ય કાર્યમાં જ્યારે શ્રી [illegible]
ઉત્તમ સહકાર જામશે, જ્યારે ધીમંતોની [illegible] શ્રીમં-
તોની ધનયમુના સાથે ભળી સરસ્વતીનો [illegible]
ત્યારે તે ત્રિવેણી સંગમમાં નિમજ્જન [illegible] પાવશે,
બનશે, ત્યારે સાર્વજનિક શ્રેય કરનારી [illegible] વાણીનો
જગતમાં જયજયકાર થશે, અને આમ [illegible]જનિક શ્રેય
હાંસલ કરવાથી યોગબીજનો પરમ [illegible] આ પુણ્ય
વંત આત્માઓનો પણ જયજયકાર [illegible]

(દોહરા) સાર્વજનિક શ્રેયમાં, યથાશક્તિ [illegible] યત્ન,
આત્માર્થી મુમુક્ષુ લહે, [illegible]

# शिक्षापाठ ३७ भगवान् ऋषभदेवजी

આ અવસર્પિણીના ત્રીજા આરાના અંતભાગમાં જ્યારે કલ્પવૃક્ષોનો પ્રભાવ મંદ થઈ ગયો હતો, ત્યારે પરમ લોક કલ્યાણકારી જંગમ કલ્પદ્રુમ સમા ભગવાન ઋષભદેવજીનો પ્રાદુર્ભાવ થયો. નાભિ કુલકર અને મરુદેવી માતાના આ કુલદીપક આદિ નરેશ્વર, આદિ મુનીશ્વર ને આદિ જિનેશ્વરે લોકોનું દ્રવ્ય-ભાવ સંકટ ટાળી અનુપમ સાર્વજનિક શ્રેય કર્યું.

એ પરમર્ષિના જન્મથી પાવન થયેલા તે સુવર્ણ યુગમાં દશ પ્રકારના કલ્પવૃક્ષો યુગલીયા લોકોના સર્વ મનોરથો પૂરતા હતા. પણ કાળક્રમે તે કલ્પવૃક્ષોનો પ્રભાવ પણ ક્ષીણતા પામ્યો ત્યારે શું કરવું એમ કિંકર્તવ્યમૂઢ થયેલી પ્રજાએ વિનીતાપતિ રાજા ઋષભદેવજીને સવિનય વિનવ્યું-હે નાથ! હવે અમારે જીવન કેમ નિર્વાહવું ? એનો ઉપાય આપ કૃપા કરીને દર્શાવો. એટલે પરમ કરુણાળુ શ્રી ઋષભદેવજીએ વ્યવહારથી અનભિજ્ઞ તે ભોળી અને ભલી પ્રજાના કલ્યાણાર્થે સકલ લોક વ્યવહાર પ્રવર્તાવ્યો, સકલ કલાઓ અને વિદ્યાઓ શીખડાવી, અને 'નહિ મુઝાતા, હવે આ કર્મભૂમિમાં સત્ કર્મરૂપ પુરુષાર્થ કરી, સાચા કર્મયોગી બનો !'-એવો બોધ કર્યો, સર્વનો સર્વોદય કરે એવી પરમ ઉદાર ને ન્યાયી રાજનીતિ પ્રવર્તાવી. આમ જેના શાસનકાળમાં સર્વ લોકો સર્વ પ્રકારે સુખી હતા, એવા આ પરમ લોકપ્રિય રાજા ઋષભદેવજીએ ઘણા લાંબા કાળ સુધી પ્રજાનું પુત્રવત્ પાલન કર્યું.

પછી જન્મથી જ જે ત્રણ જ્ઞાનના ધારક અને જન્મ વૈરાગી હતા, એવા આ ભગવાને ભરતાદિ પુત્રોને પૃથ્વી વ્હેંચી આપી, વર્ષ પર્યંત પરમ ઉદાર દાનની ધારા વર્ષાવી, અને શમસામ્રાજ્યના ગ્રહણાર્થે આ સાગરાન્ત પૃથ્વીના સામ્રાજ્યનો તૃણવત્ ત્યાગ કરી, દીક્ષા લઈ દ્રવ્ય-ભાવ નિર્ગ્રંથ થઈને ચાલી નીકળ્યા વિખરાયેલી જટાથી જેનો સ્કંધપ્રદેશ શોભી રહ્યો હતો, એવા આ અવધૂત પ્રભુ એકાકી મૌનપણે વિચરવા લાગ્યા જ્યાં જ્યાં પ્રભુ જતા ત્યાં લોકો તેમને પોતાના ભૂતપૂર્વ રાજા જાણી, તેમની પાસે ભક્તિથી મુક્તાફલ, રત્ન, વસ્ત્રાદિ ધરતા,—જેનો આ સ્વદેહમાં પણ નિઃસ્પૃહ મુનીશ્વરને કંઈપણ ખપ ન હતો મુનિપણાના આચારથી અનભિજ્ઞ હોવાથી તે મુગ્ધ લોકોને પ્રભુને નિર્દોષ આહાર અર્પવાનું સૂઝ્યું નહિ એટલે આમ પૂર્વ કર્મના દોષથી ભગવાનને આહારલાભનો એક વર્ષ પર્યંત અંતરાય પડ્યો પછી જેને જાતિસ્મરણ જ્ઞાન ઉપજ્યું હતું એવા શ્રી શ્રેયાંસકુમારે અક્ષય તૃતીયાના પુણ્ય દિને ભગવાનને ઇક્ષુરસથી પ્રતિલાભિત કર્યાં, અને આ પરમ તપસ્વીને વર્ષીતપનું પ્રથમ પારણું કરાવવાનું અનુપમ સૌભાગ્ય પ્રાપ્ત કરી પરમ શ્રેય સાધ્ય કર્યું આમ ક્ષુધા તૃષા આદિ પરીષહ-ઉપસર્ગને સમભાવે સહન કરતા, આત્મધ્યાનનિમગ્ન યોગીશ્વર ઋષભદેવજીએ અલ્પ સમયમાં કેવલજ્ઞાન પ્રાપ્ત કર્યું

તેજ સમયે તેમના જ્યેષ્ઠ પુત્ર ભરતની આયુધશાળામાં ચક્રરત્નની ઉત્પત્તિ થઈ ત્યારે કોનું પૂજન પ્રથમ કેવલ્યજ્ઞાની પ્રભુનું કે ચક્રનું! તેની વિમાસણ

થઈ પડી "તાત ચક્ર ધુર પૂજ્ય, ચિંતા એહ હુઈરી" પણ કયા જડ એવું પામર ચક્રરત્ન? ને કયા શુદ્ધ ચૈતન્ય મૂર્ત્તિ એવા પરમ ભાવરત્ન પ્રભુ? એમ ચિંતવતા તેમણે પ્રભુપૂજન જ પ્રથમ કરવું ઉચિત જાણ્યું "રીઝવવો એક સાંઈ, લોક તો વાત કરેરી" અને પ્રભુદર્શનાર્થે જતા ભરતરાજ, મરુદેવા માતાજીને પણ સાથે લઈ જવા માટે આવ્યા ઋષભદેવજી જ્યારથી સર્વસંગપરિત્યાગી થઈને ચાલી નીકળ્યા હતા, ત્યારથી તેમના દર્શનને ઝંખતા મરુદેવાજીને ઝૂરી ઝૂરીને રુદન કરતા આંસુએ પડળ આવી ગયા હતા આવા મરુદેવાજી પાસે આવીને ભરતરાજે કહ્યુ—માજી! પિતાજી અત્રે પધાર્યા છે ને તેમને અનુપમ કેવલજ્ઞાન પ્રાપ્ત થયુ છે માટે ચાલો દર્શનાર્થે!

પછી મરુદેવા માતાજીને હાથીની અંબાડીએ બેસાડી ભરત ચક્રી પ્રભુ સન્મુખ ચાલ્યા માર્ગે જતા મરુદેવાજી પોતાના ચિત્તનું સમાધાન કરતા ભાવવા લાગ્યા—હે ઋષભ! અમારા જેવા રાગી તે પ્રીતિ કરે પણ તું તો વીતરાગ છો એટલે અરાગી સાથેની પ્રીતિ તો લોકોત્તર વીતરાગ માર્ગે જ થઈ શકે અનાદિની પ્રીતિ તો મોહવિષ ભરેલી છે, તે રીતે પ્રીતિ કરવાનો મ્હારો ભાવ છે, પણ ત્હારા જેવા નીરાગી સાથે તો મોહ વિષ રહિત નિર્વિષ પ્રીતિ જ થઈ શકે તો પછી તું અમોહસ્વરૂપ સાથે મોહરૂપ પ્રીતિ કરવાનો અઘટિત મનાવ કેવી રીતે બને? પર વસ્તુ સાથેની અનંતી પ્રીતિ જે ત્રોડે, તે જ ત્હારી સાથે પ્રીતિ જોડે "પ્રીતિ અનંતી પર થકી, જે તોડે તે જોડે એહ" આમ જ્યાં મરુદેવાજી ભાવી રહ્યા

છે, ત્યાં તો પ્રભુના સમવસરણના દર્શન થતા ભરત આશ્ચર્યથી બોલી ઊઠયા-માજી! જુઓ ! આ ભગવાનનુ સમવસરણ ! જુઓ ! આ આપના પુત્રની અતિશય અદ્ભુત ઋદ્ધિ ! એટલે હર્ષના અશ્રુ ઉભરાતા માતાજીના આંખના પડળ ખૂલી ગયા ને પ્રભુની અદ્ભુત ઋદ્ધિ દેખતા, તેમના અંતરના મોહપડળ પણ ખૂલી ગયા, ને તેઓ તત્ક્ષણ કેવળજ્ઞાન પામ્યા ! પછી પ્રભુને વંદન કરી, સદ્બોધ શ્રવણ કરી ભરતરાજ સ્વસ્થાને આવ્યા અને ચક્રરત્નને પૂજી ચક્રવર્તી દિગ્વિજય કર્યો

ભરતે પોતાના અઠ્ઠાણુ નાના ભાઈઓને પોતાની આજ્ઞા માનવાનુ કહેવરાવ્યુ એટલે તેઓ ફરીયાદ કરતા ભગવાન્ ઋષભદેવજી પાસે ગયા ભગવાને "सम्बुज्झह किं न बुज्झह" ઈત્યાદિ બોધથી તેમનો ઐહિક મોહ દૂર કરાવી, તેમને પ્રતિબોધ પમાડયા આમ ભવ્ય જનોને પ્રતિબોધ પમાડતા ભગવાન્ ઋષભદેવજી, પરમાર્થમેઘની વૃષ્ટિ વર્ષાવતા ભારત અવનિને પાવન કરવા લાગ્યા, અને આમ લાખો વર્ષ શુદ્ધ સનાતન આત્મધર્મનો ઉપદેશ આપી, આ પરમ પરોપકારી પુરાણ પુરુષ અષ્ટાપદ પર્વત પર પાદપોપગમન અનશન કરી, પરમ નિર્વાણપદને પામ્યા

(દોહરા) ધર્મામૃતના મેઘ તે, પરમ પુરુષ પુરાણ,
લોકકલ્યાણકર નમુ, ઋષભદેવ ભગવાન

—

## शिक्षापाठ ३८ सद्‌गुण

સર્વ શ્રેયની પ્રાપ્તિ સત્‌ધર્મથી થાય છે, પરંતુ સદ્‌ગુણની પ્રાપ્તિ વિના સત્‌ધર્મશ્રવણની યોગ્યતા પણ પ્રાપ્ત થતી નથી, માટે શ્રેયાર્થીએ કેટલાક પ્રાથમિક સદ્‌ગુણ અંગમાં અવશ્ય પ્રગટાવવા યોગ્ય છે

ન્યાયોપાર્જિત ધન એ તો સન્માર્ગને અનુસરનારા માર્ગાનુસારીના પાંત્રીસ ગુણ મધ્યેનું પ્રાથમિકમાં પ્રાથમિક લક્ષણ છે, પ્રથમ પગથિયું છે, ધર્મના કક્કાનો પહેલો અક્ષર છે ન્યાયોપાત્ત વિત્તથી આ લોક-પરલોક બન્નેમાં હિત થાય છે, એથી અન્યથી અહિત જ થાય છે 'એ નીતિ મૂકતાં પ્રાણ જાય એવી દશા આવ્યે ત્યાગ, વૈરાગ્ય ખરા સ્વરૂપમાં પ્રગટે છે અને તે જ જીવને સત્પુરુષના વચનનું તથા આજ્ઞાધર્મનું અદ્‌ભુત સામર્થ્ય, મહાત્મ્ય અને રહસ્ય સમજાય છે ' એમ વિચારી માર્ગાનુસારી જીવ પરધનને પત્થર તુલ્ય ને પરસ્ત્રીને મા-બ્હેન તુલ્ય ગણી, દૃઢ નીતિને અનુસરે છે એવી સન્નીતિને જે અનુસરે તે જ ખરેખરો સદ્‌ગૃહસ્થ (Gentelman) ગણાય અને આવા સદ્‌ગૃહસ્થમાં સપ્તવ્યસન ત્યાગનો સદ્‌ગુણ અવશ્ય હોય જ

જેમ નિર્વ્યસનપણું તેમ સજ્જનપણું પણ સદ્‌ગૃહસ્થનો આવશ્યક ગુણ છે સજ્જન હોય તે કદી પણ કોઈના પણ અવર્ણવાદ ન વદે, તેમજ આત્મપ્રશંસા ન કરે, પોતાના દોષ પ્રત્યે ને પરના ગુણ પ્રત્યે જ દૃષ્ટિ રાખી, આત્મનિંદા ને પરગુણપ્રશંસા જ કરે સજ્જન હોય તે કદી પણ આપ-

ત્તિમા અદીનતા ને સપત્તિમા નમ્રતા ન છોડે, કોઈએ કરેલા કઇપણ ઉપકાર પ્રત્યેની કૃતજ્ઞતા ન ભૂલે અને સદા પર ઉપકારમા તત્પર રહી સાચી સભ્યતા-દાક્ષિણ્યતા દાખવ સજ્જન હોય તે આય પ્રમાણે વ્યયનો સિદ્ધાત લક્ષમા રાખી, અસદ્વ્યય છોડી યોગ્ય સ્થાને સદા સદ્વ્યય કરે, અને માતાપિતાદિ પૂજ્ય ગુરુવર્ગની, દેવ-અતિથિ આદિની યથાયોગ્ય સેવાભક્તિ કરે સજ્જન હોય તે ઔદાર્ય, ગાભીર્ય, સ્થૈર્ય ને ધૈર્ય ધારે, લઘુતા, દીનતા, વિનીતતા, નિરભિમાનિતા, સત્યવાદિતા, સરલતા આદિ ગુણો અગમા આણે, સર્વત્ર ઔચિત્ય જાળવી સદા સદાચાર પાળે, અને કઠે પ્રાણ આવે તોપણ કદી ગર્હિત નિદ્ય અધર્મ્ય આચરણ ન જ કરે સજ્જન હોય તે અદ્વેપ જિજ્ઞાસા, શુશ્રૂષા, શ્રવણ, બોધ, મીમાસા પ્રતિપત્તિ અને પ્રવૃત્તિ એ આઠ બુદ્ધિગુણનો વિકાસ કરતો રહી, સદા સન્માર્ગે જ ગમન કર

તેમજ-દયા, શાતિ, સમતા, ક્ષમા, સત્ય, ત્યાગ, વૈરાગ્ય એ સપ્ત ગુણ, આકાશમા સપ્તર્ષિમડલની જેમ, મુમુક્ષુના ઘટમા સદાય સુજાગૃત હોય (૧) દયા-એ તો મુમુક્ષુનો આત્મસ્વભાવભૂત ગુણ થઈ પડે કઠોર કિલષ્ટ પરિણામથી રહિત તેની ચિત્તભૂમિ એવી કોમળ પોચી ને દયાથી આર્દ્ર હોય કે ત પરદુ ખના તાપથી શીઘ્ર ઓગળી જાય દ્રવી જાય (૨) શાતિ-શાતસ્વભાવી મુમુક્ષુને સદાય વિષયકષાયનું ઉપશાતપણુ, મદપણુ, મોળાપણુ જ વર્તે (૩) સમતા-હર્ષમા કે શોકમા, સુખમા કે દુ ખમા સર્વત્ર મુમુક્ષુને સમભાવ, રાગદ્વેષ રહિત મધ્યસ્થ પરિણામ જ વર્ત્તે

સર્વ આત્મા પ્રત્યે આત્મસમાન સાધર્મિક બંધુપણાની બુદ્ધિ હોવાથી, તેને કદી પણ કોઈ પણ જીવ પ્રત્યે દ્વેષ ઉપજવાની વાત તો દૂર રહો, પણ સર્વ જીવ પ્રત્યે શુદ્ધ પ્રેમભાવ જ, મૈત્રીભાવ જ વર્તે (૪) ક્ષમા-બીજાએ કરેલા અપરાધને મુમુક્ષુ જીવ ક્રોધના ઉદયને શમાવી સમભાવે ખમી લે, એવો તે સર્વસહા ક્ષમા (પૃથ્વી) સમો ક્ષમાશીલ હોય (૫) સત્ય-જેવું મનમાં, જેવું વચનમાં, તેવું નિર્દંભ નિષ્કપટ સત્ય આચરણ કરી, મન-વચન-કાયાની એકતા દાખવવી, એ તો તન-મન-વચને સાચા સત્યપરાયણ મુમુક્ષુનું ખાસ વિશિષ્ટ લક્ષણ હોય (૬) ત્યાગ-દેહાદિમાં અહત્વ મમત્વ વિસર્જનરૂપ ત્યાગ જેણે કર્યો છે, એવો મુમુક્ષુ ધનાદિ પરભાવના દાનાદિ સદુપયોગમાં અપૂર્વ ત્યાગબુદ્ધિ દાખવ્યા વિના રહે નહિ (૭) વૈરાગ્ય-સાચા અંતરંગ વૈરાગ્યનો રંગ જ્યાંલગી ચિત્તમાં ન લાગ્યો હોય, ત્યાંલગી જીવમાં જ્ઞાન પામવાની યોગ્યતા પણ આવતી નથી, જ્યાંલગી ચિત્તભૂમિ કઠણ હોય ત્યાંલગી સિદ્ધાન્તજ્ઞાન તેમાં પ્રવેશી શકતું નથી, ઉપરછલું વહીને ચાલ્યું જાય છે, પણ જ્યારે વૈરાગ્યજલના સિંચનવડે તે ચિત્તભૂમિ આર્દ્ર થઈ પોચી બને છે ત્યારે જ તેમાં સમ્યગ્જ્ઞાનબીજનો પ્રક્ષેપ થઈ શકે છે,-એમ જે જાણે છે તે સંવેગરંગી મુમુક્ષુનું ચિત્ત તો સદાય વૈરાગ્યતરંગિણીમાં ઝીલ્યા જ કરે છે આમ દયા શાંતિ સમતા ક્ષમા, સત્ય ત્યાગ વૈરાગ્ય, હોય મુમુક્ષુ ઘટ વિષે, એહ સદાય સુજાગ્ય' આ સદ્ગુણો જેનામાં હોય, તે જ ધર્મરત્નને યોગ્ય એવો ખરેખરો ધનવાન છે બાકી બીજા તો દરિદ્રી ને દીન છે કારણકે દરિદ્રો જેમ ઉદરભરણની ચિંતાથી ઉંચા

ન આવે તો પછી રત્નના ક્રયવિક્રયની ચિંતા તો ક્યાથી કરે ? તેમ આ સદ્દગુણધનથી હીન છે, તે દીન ધર્મરત્નનો મનોરથ પણ કેમ કરી શકે ?

(દોહરા) ન્યાયવૃત્તિ સૌજન્યતા, દયા આદિ ગુણપાત્ર,
સદ્દગુણ ધન સપન તે, ધર્મરત્નના પાત્ર



## શિક્ષાપાઠ ૩૯ દેશધર્મ વિષે વિચાર

સદ્દગુણથી જ્યારે ચિત્તની પાટી ચોકખી થઈ જીવ પાત્ર બને છે, ત્યારે જ તેમા તત્ત્વશ્રવણરૂપ અક્ષર લખાય છે અને તે સતપાત્રમા વિધિથી વાવવામા આવેલા સદ્ધર્મબીજ, સતક્ષેત્રમા બીજની જેમ, સારી પેઠે ઊગી નિકળે છે પરતુ તથારૂપ ગુણહીન અપાત્રમા તો, ઉખર ભૂમિમા બીજની જેમ, સદ્ધર્મબીજ નાશ પામે છે અથવા નિષ્ફળ જાય છે કારણકે પ્રાથમિક ગુણયોગ્યતા પામવા જેટલુ સ્વલ્પ કાર્ય પણ જે સમ્યક્પણે નથી સાધતો, તે મહત્ કાર્ય કેમ સાધવાનો હતો ? સર્ષવ માત્ર ધારણમા જે અસમર્થ છે, તે મેરુ ગિરિ ધારણનું સમર્થપણુ કેમ દાખવવાનો હતો ? માટે સદ્દગુણ સપન્ન સદ્દગૃહસ્થ જ સદ્દગુરુસમીપે સદ્ધર્મશ્રવણનો યોગ્ય અધિકારી છે કારણકે અપૂર્વ શુશ્રૂષારસથી શ્રવણ કરનાર આ સાચા 'શ્રાવક'ને જ ધર્મ સમ્યક્પણે પરિણમે છે એટલે આત્મસ્વભાવમા વર્ત્તવારૂપ ધર્મ જ ઉપાદેય છે એ તત્ત્વ જેણે જાણ્યુ છે, એવો આ મહાસત્ત્વ મુમુક્ષુ સર્વથા ન બની શકે તો દેશથી–અશથી તે ધર્મ આચરવા ઇચ્છે છે

અને પછી તેવા ઉલ્લાસભાવની સ્ફુરણાથી દૃઢપણે સ્વશક્તિનો વિચાર કરી તે દેશધર્મના ગ્રહણમાં સમ્યક્ પ્રકારે પ્રવર્તે છે

આ દેશવિરતિ ધર્મનું ગ્રહણ સમ્યગ્દર્શન હોય તો જ ન્યાય્ય છે, નહિ તો નહિ, કારણકે ઉખર ક્ષેત્રમાં નાખેલા ધાન્યની જેમ, મિથ્યા વવાસિત જીવમાં વ્રતો કદી પણ ઊગી નિકળતા નથી માટે દેશધર્મમાં સમ્યગ્દર્શન સૌથી પ્રથમ હોવું જોઈએ પ્રશમાદિ ચિહ્નથી વ્યક્ત થતુ રત્નદીપક સમુ સમ્યગ્દર્શન જેના અતરમા પ્રગટ્યું છે, તે સમ્યગ્દષ્ટિ પુરુષ જ દ્રવ્યથી ને ભાવથી આ દેશવિરતિ ધર્મ અગીકાર કરવાનો યોગ્ય અધિકારી છે આમ જેના મૂલ આધારભૂત સમ્યક્ત્વ છે, એવા સમ્યક્ત્વમૂલ બાર વ્રત એ જ દેશધર્મ છે, અર્થાત્ દેશથી—અશથી પણ પરભાવ-વિભાવથી વિરામ પામી આત્માને સ્વસ્વભાવરૂપ ધર્મમા આણવાનો અભ્યાસ છે અહિંસાદિ પાચ અણુવ્રત, દિગ્વ્રત આદિ ત્રણ ગુણવ્રત, અને સામાયિકાદિ ચાર શિક્ષાવ્રત, એમ સમ્યક્ત્વમૂલ દ્વાદશ વ્રતનું વ્યવહારથી અને નિશ્ચયથી સક્ષેપ સ્વરૂપ આ પ્રકારે –

પહેલું સ્થૂલ પ્રાણાતિપાત વિરમણ વ્રત સ્થૂલ પ્રાણાતિપાતથી—હિંસાથી વિરમવુ તે વ્યવહારથી સ્થૂલ પ્રા વિ જેમ બને તેમ રાગાદિવડે થતી આત્મહિંસાથી વિરમવુ તે નિશ્ચયથી પ્રા વિ ગૃહસ્થ ત્રસ જીવની હિંસાનો તો અવશ્ય ત્યાગ કરે, અને અનિવાર્ય એવી સ્થાવરની હિંસા પણ યતના રાખી જેમ બને તેમ ઓછી થાય એવો લક્ષ રાખે, અને તેમા પણ સકલ્પજન્ય તથા નિષ્પ્રયોજન હિંસાનો

જરૂર ત્યાગ કરે બીજુ સ્થૂલ મૃષાવાદ વિરમણ વ્રત કન્યાલીક, ગવાલીક, ભૂમ્યલીક, થાપણ ઓળવવી, ખોટી સાક્ષી એ વગેરે સ્થૂલ મૃષાવાદથી વિરમવુ તે વ્યવહારથી સ્થૂલ મૃ વિ નિશ્ચયથી તો પુદ્‌ગલાદિ પરવસ્તુને પોતાની કહેવી, સિદ્ધાન્તના ખોટા અર્થ કહેવા તે ભાવમૃષાવાદથી વિરમવુ ત્રીજુ સ્થૂલ અદત્તાદાન વિરમણ વ્રત સ્થૂલ પરદ્રવ્યહરણથી—ચોરીથી વિરમવુ તે વ્યવહારથી સ્થૂલ અ વિ નિશ્ચયથી તો પર વસ્તુનું આદાન—ગ્રહણ ન કરવુ તથા તેની ઈચ્છાથી વિરમવુ ત અ વિ ચોથુ પરસ્ત્રીગમનવિરમણ અથવા સ્વદારા સતોષ વ્રત પરસ્ત્રી પ્રત્યે ગમનથી વિરમવુ ત વ્યવહારથી, અને પરભાવ પ્રત્યે વ્યભિચારથી—વિષયાભિલાષથી વિરમવુ તે નિશ્ચયથી ચતુર્થ વ્રત પાચમુ પરિગ્રહ પરિમાણ વ્રત ધન—ધાન્ય, દાસદાસી આદિ સચિત્ત—અચિત્ત એમ બે પ્રકારના બાહ્ય પરિગ્રહનું ચોક્કસ પરિમાણ નિયત કરવુ ને તે પણ જેમ બને તેમ ઘટાડતા જવુ તે વ્યવહારથી પરિ પ મિથ્યાત્વ, વેદ, કષાય, હાસ્યાદિ નોકષાય એમ ચૌદ પ્રકારના અભ્યતર પરિગ્રહથી જેટલુ બને તેટલુ નિવૃત્ત થતા જવુ તે નિશ્ચયથી પરિ પ આમ પાચ **અણુવ્રત**

છઠ્ઠુ દિગ્વ્રત સર્વ દિશામા અમુક નિયત મર્યાદાથી બ્હાર ગમનથી વિરમવુ તે વ્યવહારથી દિગ્વ્રત એક સિદ્ધ ગતિ જ ઈચ્છી, ચતુર્ગતિમા ભ્રમણેચ્છાથી વિરમવુ તે નિશ્ચયથી દિગ્વ્રત સાતમુ ભોગોપભોગમાન વ્રત અભક્ષ્ય—અનતકાયાદિ વર્જી, ભોગઉપભોગ પદાર્થનુ પરિમાણ નિયત કરવુ તે વ્યવહારથી ભો ઉ માન વ્રત, નિશ્ચયથી તો જેમ બને તેમ—

પરભાવનુ ભોક્તાપણુ ત્યજી, આત્મભાવનુ ભોક્તાપણુ ભજવુ તે ભો ઉ માન વ્રત આઠમુ અનર્થદ ડ વિરમણ વ્રત અર્થ-પ્રયોજન વિનાના જે હિ સા-કષાયાદિવર્ધક અનર્થરૂપ કાર્યથી આત્માને અનર્થ-નિષ્પ્રયોજન દ ડ, લેવા દેવા વિનાની નાહકની શિક્ષા પ્રાપ્ત થાય છે, તે અનર્થદ ડથી વિરમવુ, તે વ્યવહારથી અ દ વિ જેમકે-પાપઋદ્ધિ, યુદ્ધ, પરદારા ગમન આદિ ચિ તવવારૂપ અપધ્યાન અનર્થદ ડથી વિરમવુ કૃષિ વાણિજ્ય આદિ અ ગે પાપનો ઉપદેશ આપવારૂપ પાપોપદેશ અનર્થદ ડથી વિરમવુ નિષ્કારણ ભૂમિ ખોદવી, હરિયાળી ચગદવી, ફલ-ફૂલ ચૂટવા આદિ પાપચર્યારૂપ અનર્થદ ડથી વિરમવુ તલવાર, છરી, વિષ, બ દૂક, બૉમ્બ આદિ હિ સાસાધનો દેવારૂપ હિ સપ્રદાન અનર્થદ ડથી વિરમવુ રાગાદિનુ વર્દ્ધન કરનારી વિકથાઓના શ્રવણ-શ્રાવણાદિરૂપ દુ શ્રુતિ અનર્થદ ડથી વિરમવુ ઈત્યાદિ પ્રકારે વ્યવહારથી અ દ વિ શુભાશુભ કર્મ તેને જીવ પોતાના કરી જાણે છે તેથી વિરમવુ તે નિશ્ચયથી અ દ વિ આમ આ ત્રણ વ્રત, અણુવ્રતોને ગુણ કરતા હોવાથી ગુણવ્રત

નવમુ સામાયિક વ્રત સાવદ્ય યોગથી નિવર્ત્તી બે ઘડી (કે વધારે) સ્થિર થઈ સ્વાધ્યાયાદિ કરવા તે વ્યવહારથી સામાયિક સર્વ જીવ પ્રત્યે રાગદ્વેષરહિત સમતાપરિણામ તે નિશ્ચયથી સામાયિક આત્મસમાધિ ભાવે સમતાપરિણામે આ સામાયિક કરે તેટલો વખત શ્રાવક શ્રમણ સમાન હોય દશમુ દેશાવકાશિક વ્રત દિગ્વ્રતથી જે મર્યાદા નિયત કરી, તેની અ ર પણ અમુક દેશનો જ અવકાશ રાખવો અથવા

એક દેશે બેસી ધર્મધ્યાન કરવુ તે વ્યવહારથી દેશા વ્રત અન્ય દ્રવ્યથી ભિન્ન જ્ઞાયક સ્વભાવ જ આ માનો સ્વદેશ જાણી, તેમા જ અવકાશ પામવાનો અભ્યાસ કરવો તે નિશ્ચયથી દેશા અગીયારમુ પૌષધોપવાસ વ્રત ચાર પ્રહર કે આઠ પ્રહર સુધી સમતાભાવી સામાયિક પરિણામે સર્વ સાવદ્ય યોગ છોડી સ્વાધ્યાય-ધ્યાનમા પ્રવર્ત્તવુ તે વ્યવહારથી પૌ નિશ્ચયથી તો જ્ઞાનધ્યાનથી આત્મધર્મની પુષ્ટિ કરવી તે પૌષધ બારમુ અતિથિસ વિભાગ વ્રત ધર્મપાલન માટે જેને સર્વ તિથિ સમાન છે એવા અતિથિરૂપ સત્સાધુને કે સદ્ગૃહસ્થને પોતાને નિમિત્તે કરેલા આહારાદિમાથી સ વિ ભાગ આપવો તે વ્યવહારથી અ સ અને બીજા જિજ્ઞાસુને જ્ઞાનદાન દઈ, પોતાના જ્ઞાનના ભાગીદાર બનાવવા તે નિશ્ચયથી અ. સ આ ચાર વ્રત યતિધર્મના અભ્યાસની વાનકીરૂપ શિક્ષા આપનારા હોવાથી **શિક્ષાવ્રત** છે આમ બાર વ્રત ધારણ ઉપરાત, સદ્ધર્મનિષ્ઠ સદ્ગૃહસ્થ મરણ સમય નિકટ જાણી સ લેખના કરે, અર્થાત ધીરે ધીરે શરીરની કૃશતા કરવા સાથે કષાયની કૃશતા કરે.

આ પ્રત્યેક વ્રતના તેમજ સમ્યગ્દર્શનના પાચ પાચ અતિચાર છે તેનો "વિહિત અનુષ્ઠાનમા વીર્યસ્ફુરણાથી" (ધર્મબિન્દુ) સમ્યગ્દૃષ્ટિ દેશવિરતિ પુરુષ જય કરે છે, અને આમ પરભાવ-વિભાવથી યથાશક્તિ વિરામ પામતો જઇ, તે આત્મસ્વભાવ ધર્મની આશિક સાધના કરતો-પદે પદે કરીને પણ ચારિત્રધર્મ પર્વત પર આરોહણ કરતો જાય છે કારણકે અલ્પ ગુણોને પણ જે સમ્યક્પણે આરાધે છે, તે પછી ઘણા

ગુણોની આરાધનાને પણ યોગ્ય થાય છે, અને અનુક્રમે ચારિત્રમોહનો ક્ષય કરી, તે સર્વવિરતિ ધર્મરૂપ મૌન-મુનિપણુ અગીકાર કરવાને પણ યોગ્ય બને છે

(દોહરા) સમ્યગ્દર્શન મૂલ આ, દેશધર્મ સાધત,
ચારિત્રધર્મ પર્વતે, પદે પદે ય ચઢત

---

## शिक्षापाठ ४० मौन

મૌન શબ્દના અનેક અર્થ થાય છે મૌન એટલે ન બોલવુ, સાવદ્ય વચન ન ઉચ્ચારવુ મૌન એટલે મુનિપણુ મૌન એટલે મન-વચન-કાયાનુ સયમન મૌનનો આ પ્રત્યેક અર્થ સમર્થ છે ને તે પરસ્પર સબદ્ધ હોઈ એક બીજાનો પૂરક અને સમર્થક છે આમ વાણીનુ મૌન એ જ માત્ર મૌન નથી, પણ મન-કાયાનુ મૌન પણ મૌન છે સાવદ્ય વચન ન ઉચ્ચરતા ચૂપચૂપ રહેવુ તે વાણીનુ મૌન જ્યા ત્યા વિક્ષેપ ન પામતા મનમા વિકલ્પનુ ન ઊઠવુ તે મનનુ મૌન વિષયોમા ન પ્રવર્તતા ઈંદ્રિયોનુ છાનુમાનુ બેસી રહેવુ તે કાયાનુ મૌન અને સકલ પરભાવ-વિભાવ પ્રત્યે મૂગા થઈ જઈ આત્માનુ સ્વભાવમા ગુપ્ત રહેવુ તે સર્વોત્કૃષ્ટ એવુ આત્માનુ મૌન

આત્માની ઘણી શક્તિ નિષ્પ્રયોજન વાણી દ્વારા વેરણ-છેરણ થઈ વેડફાઈ જાય છે પાણીની ચકલી જેમ અનિયત્રિતપણે વાણી ખૂલી મૂકવાથી આત્માનુ 'પાણી' નકામુ વહી જાય છે છદ્મસ્થ અવસ્થામા જાણ્યે-અજાણ્યે

હિંસામય, અસત્યમય સાવદ્યમય, પાપમય કે એકાંતમય વચન રખેને ઉચ્ચારાઈ જાય, એટલા માટે ઉપયોગ રાખી, વિચારવાન્ જીવ જેમ બને તેમ અલ્પભાષી થઈ ભાષાસમિતિ સાચવે છે અત્રે ભગવાન્ મહાવીરનું સાડા બાર વર્ષ જેવા દીર્ઘકાળ સુધીનું અનન્ય મૌન ઉત્તમ દૃષ્ટાંતરૂપ છે શ્રીમહાવીરને પગલે વર્તમાનમા શ્રીમદ્ રાજચદ્રજીનું 'પરમાર્થ મૌન' પણ સુપ્રસિદ્ધ છે,—જેમનુ આ અ ગે ટ કો કીર્ણ મનનીય વચનામૃત છે કે-'નિષ્ફળપણે સિદ્ધ પદ સુધીના ઉપદેશ જીવ અન તવાર કરી ચૂકયો છે વિચારીને, યથાર્થ વિચાર કરીને કરી ચૂકયો નથી કોઈપણ મહાપુરુષને જોગે જીવ ઓસરીને તથા તેવા મિથ્યા ઉપદેશના પ્રવર્ત્તનથી પોતાનુ બોધબળ આવરણને પામ્યુ છે, એમ જાણી તેને વિષે સાવધાન થઈ નિરાવરણ થવાનો વિચાર કરશે ત્યાર તેવો ઉપદેશ કરતા, બીજાને પ્રેરતા, આગ્રહે કહેતા અટકશે વધારે શું કહીએ ? એક અક્ષર બોલતા અતિશય અતિશય એવી પ્રેરણાએ પણ વાણી મૌનપણાને પ્રાપ્ત થશે, અને તે મૌનપણુ પ્રાપ્ત થયા પહેલા જીવને એક અક્ષર સત્ય બોલાય એમ બનવુ અશકય છે '

મુનિપણારૂપ જે મૌન છે તે પરથી પણ આ જ પરમાર્થ ફલિત થાય છે કારણકે જે સમ્યકત્વ છે તે મૌન (મુનિપણું) છે ને મૌન છે તે સમ્યક્ત્વ છે ' जं समति पासह त माणति पासह, जं माणति पासह त स्समंति पासह ।" એ શ્રી આચારાંગનું પ્રસિદ્ધ સૂત્ર છે "આત્મજ્ઞાની શ્રમણ કહાવે" આમ આત્માનુભવરૂપ આ મજ્ઞાનનો ને મુનિપણારૂપ મૌનનો ગાઢ-પ્રગાઢ સબધ છે અને વસ્તુગતે વસ્તુરૂપ જે આત્માનુભવ છે તે તો અવાચ્ય છે,—ત્યાથી વાણી મૌન થઈ

પાછી વળે છે, ' यतो वाचो निवर्तंत ।" એટલે સમ્યક્ બોધિ પામેલા જે આત્મજ્ઞાની મુનિ છે, તે પ્રાપ્ત બોધિલાભનો નિજ અભ્યાસ સ્થિર કરવા માટે અને આત્મસમાધિ દશા પામવા માટે પ્રથમ તો દ્રવ્યથી ને ભાવથી મૌન ભજે છે, અને વચનોચ્ચારરૂપ બહિર્વાચા ને વિકલ્પોત્થાનરૂપ અંતર્ વાચાને વિસર્જન કરવા તે પરમાર્થ મૌનની ભાવના ભાવે છે જેમકે—

બહિર્વાચાનો ત્યાગ કરતાં તે ભાવે છે કે—" જે રૂપ મ્હારાથી દેખાય છે તે બીલકુલ જાણતું નથી અને જે રૂપ જાણે છે તે દેખાતું નથી, તો હું બોલું કોની સાથે? જે હું બીજાઓથી સમજાવાઉં ને હું બીજાઓને સમજાવું, તે આ તો મ્હારૂં ઉન્મત્ત ચેષ્ટિત છે કારણકે હું તો નિર્વિકલ્પ છું અગ્રાહ્ય એવા પરસ્વરૂપને જે ગ્રહતો નથી, ને ગૃહીત એવા સ્વસ્વરૂપને જે મૂકતો નથી અને સર્વથા સર્વ જે જાણે છે, તે સ્વસંવેદ્ય એવો હું છું વળી જે હું બોધવાને ઈચ્છું છું તે હું નથી, અને જે હું છું તે અન્યને ગ્રાહ્ય નથી, તો હું અન્યને બોધું શું ?" (સમાધિશતક) આમ જેણે બહિર્વાચાનો ત્યાગ કર્યો છે એવો મુનિ, હું સુખી, હું દુખી, હું રાગી, હું દ્વેષી, એમ અંતરમાં બોલાતી વિકલ્પઉત્થાનરૂપ અંતર્ વાચાનો પણ ત્યાગ કરવા પ્રવૃત્ત થાય છે, અને સકલ પરભાવ—વિભાવ પ્રત્યે મૂગાપણારૂપ પરમાર્થમૌનનો આશ્રય કરતા, રાગાદિ વિકલ્પના વિસર્જનાર્થે આત્મભાવના ભાવે છે કે—"બોધાત્મા એવા મને તત્ત્વથી પ્રગટપણે દેખતા મ્હારા રાગાદિ અત્ર જ ક્ષીણ થાય છે અને નહિ પેખતો આ લોક

મ્હારો શત્રુ નથી કે મિત્ર નથી, મને પ્રગટ પેખતો આ લોક મ્હારો શત્રુ નથી કે મિત્ર નથી" માટે રાગદ્વેષાદિ વિકલ્પકલ્લોલથી મ્હારા નિર્મલ મનોજલને હું શા માટે ડોળું ? કવચિત્ આ જગતનું શું ? એવો વિકલ્પ ઊઠે તો તે ચિંતવે છે કે—"આ જગત છે, તે દેહમાં આત્મબુદ્ધિવાળાને વિશ્વાસરૂપ ને રમ્ય લાગે, પણ આત્મામાં જ આત્મદૃષ્ટિવંતને તો તેમાં વિશ્વાસ કયાં ? ને રતિ કયાં ?" માટે આ જગતની મને ચિંતા શી ?

આમ અંતર્જલ્પરૂપ સમસ્ત કલ્પનાજાલને ફગાવી દઈ જે પરમાર્થમૌનને ભજે છે, તે નિર્વિકલ્પ મુનિ જ આત્મામાં સમાઈ જવારૂપ પરમ આ મસમાધિને પામે છે અને આમ આત્મભાવનાના દૃઢ અભ્યાસથી બોધ-સમાધિમાં સ્થિર થયેલો જે 'સ્થવિર' ભાવિતાત્મા જ્ઞાની વીતરાગ મુનીશ્વર હોય છે, તે જ પછી નિષ્કારણ કરુણાથી જગજ્જીવોના કલ્યાણાર્થે પ્રગટ સન્માર્ગનો યથાર્થ ઉપદેશ આપવા સમર્થ હોય છે સકલ પરભાવ-વિભાવ પ્રત્યે મૌનપાઠ બોધતી અપૂર્વ વાણી પ્રકાશતા આવા ગીતાર્થ જ્ઞાનીની આ અનુભવવાણી પણ પરમાર્થથી મૌનરૂપ જ છે

(દોહરો) મન-વચ-કાયા સંયમે, વિકલ્પ-જલ્પ જ ત્યાજ
પરભાવ વિભાવે મુગા, મૌન જ્ઞાની મુનિરાજ

---

## શિક્ષાપાઠ ૯૭ શરીર

દેશધર્મ કે મુનિધર્મનું પાલન કરવું એ જ આ નિમાર શરીરનો સાર છે આ ધર્મનો રંગ જ સાચો રંગ છે બાકી બીજો બધો રંગ પતંગ છે દેહ ભલે જીર્ણ થાય પણ ધર્મરંગ કદી જીર્ણ થતા નથી ઘાટ-ઘડામણ ભલે જાય, પણ સોનું વિણસતું નથી માટે આ દેહરૂપ વૃક્ષ નીચે જીવ મુસાફર ક્ષણિક વિસામો લેવા બેઠો છે, એમ જાણી ધર્મ-સાધન વડે જેટલું બને તેટલું આ સાર્થનું કામ કાઢી લઈ, પાકા વાણીઆની પેઠે આ શરીરનો કસ કાઢવો એ જ વિચક્ષણ મુમુક્ષુનું કર્તવ્ય છે કારણકે 'અનંતવાર દેહને અર્થે આત્મા ગાળ્યો છે જે દેહ આત્માને અર્થે ગળાશે તે દેહે આત્મવિચાર પામવા યોગ્ય જાણી, સર્વ દેહાર્થની કલ્પના છોડી દઈ, એક આત્માર્થમાં જ તેનો ઉપયોગ કરવો એવો મુમુક્ષુ જીવને અવશ્ય નિશ્ચય જોઈએ ' એટલે મનુષ્યપણારૂપ ધર્મબીજની સત્કર્મ ખેતી વડે આત્માર્થ સાધી તે અમૂલ્ય માનવદેહનું સાર્થક્ય કરે જ છે

પણ મંદબુદ્ધિ ભવાભિનંદી જીવો આ ધર્મબીજરૂપ મનુષ્યપણાનું તેવું સાર્થક્ય કરવાને બદલે તે બીજને વેડફી નાખી, અમૂલ્ય આત્માર્થ હારી જાય છે, અને યોગસાધનને બદલે શરીરનો ભોગસાધનરૂપ હીન ઉપયોગ કરી, કાગડાને ઉડાડવા માટે ચિંતામણિરત્ન ફેંકી દે છે ! કારણકે "આ ભવ મીઠા પર કોણ દીઠા" એમ માત્ર વર્તમાનદર્શી આ લોકો, મુખેથી ધર્મનું નામ લેતા છતાં, આચરણમાં તો ખાવું પીવું ને ખેલવું, Eat drink & be merry એ

ચાર્વાક સિદ્ધાન્તને જ અમલમા મૂકે છે એટલે તે વિષયોના કીડા વિષયોનો કેડો મૂકતા નથી ને વિષ્ટાના ભ્રમરની પેઠે તેની પાછળ પાછળ ભમ્યા કરે છે! અને જે જડ દેહના લાભની ખાતર આ બિચારા આટલી બધી વેઠ ઉઠાવે છે, તે દેહનો સબધ તો ઉલટો તેને બધરૂપ બની ભવભ્રમણ દુ ખ આપે છે છતા આશ્ચર્યની વાત તો એ છે કે—જે દેહ પોતે નથી તે દેહની ખાતર જીવ ચોવીસે કલાક આટલી બધી વેઠ ઉઠાવે છે! અને જે આત્મા પોતે છે તેની ખાતર કઈ પણ કરવાની આ બાપડાને એક મીનીટની ફુરસદ મળતી નથી!! વાસ્તવિક રીતે તો દેહાર્થે અર્થે જેટલી કાળજી, જેટલી જહેમત, જેટલો પરિશ્રમ અને જેટલો ઉત્સાહ આ જીવ દાખવે છે, તેના કરતા અનતગણી કાળજી, અનતગણી જહેમત, અનતગણો પરિશ્રમ અને અનતગણો ઉત્સાહ તેણે આત્માર્થે અર્થે દાખવવો જોઈએ, દેહને અર્થે આત્મા નહિ ગાળતા આત્માને અર્થે દેહ ગાળવો જોઈએ અને ત્યારે જ કલ્યાણ છે

માટે દેહાર્થની મૂર્છા ગાળવા માટે આ આત્માર્થીએ આ શરીરનુ સ્વરૂપ ભાવવા યોગ્ય છે "શીર્યતે ઇતિ શરીર," શીર્ણ થાય, જીર્ણ થાય, તે શરીર એવો તેનો વ્યુત્પત્ત્યર્થ જ તેનુ પૂરણ-ગલનરૂપ પુદ્ગલ સ્વરૂપ દાખવે છે જ્ઞાનીઓએ આ શરીરને ભિદુર, વિધ્વસનધર્મી, અધ્રુવ, અનિત્ય, અશાશ્વત, ચયાપચયિક અને વિપરિણામી કહેલ છે તે અત્યત સત્ય છે કારણકે 'પૂર્ણ યુવાવસ્થામા અને સપૂર્ણ આરોગ્યાવસ્થામા વર્ત્તતો' હૃષ્ટપુષ્ટ દેહ પણ, કાચની બરણી જેમ ક્ષણવારમા ભેદ પામી તૂટી પડે એવો ભિદુર ક્ષણભગુર છે આ

કાયા મળમૂત્રાદિ અશુચિની ખાણ છે, રોગ-જરાનું નિવાસનું ધામ છે એમાં મોહ પામવા જેવું છે શું ? આ અશુચિમય કાયાનો બ્હારનો ભાગ અંદરમાં ને અંદરનો બ્હારમાં હોત, તો એના ચીતરી ચડે એવા સ્વરૂપ સામું પણ કોઈ ન જોત, અથવા શ્વાનાદિકથી તેનું રક્ષણ કરવું મુશ્કેલ થઈ પડત મરણ આગળ સર્વ દેહધારી જીવો અશરણ છે શ્રી ઋષભ દેવાદિ જેવા પરમ યોગીશ્વરો પણ આ દેહને રાખી શક્યા નથી માટે આવા અનિત્ય, અશુચિ, અશરણ અને અશાશ્વત શરીરદ્વારા નિત્ય, શુચિ, શરણ અને શાશ્વત આત્માનું કલ્યાણ સાધવાનું પ્રયોજન જ આત્માર્થી પુરુષ કરે છે, અને ધર્મસાધનરૂપ શરીરનૌકા વડે સંસારસમુદ્ર તરી જવાનો અપૂર્વ પુરુષાર્થ આદરે છે કારણકે પંચવિધ શરીરમાં ઔદારિક એવા માનવદેહથી જ મોક્ષ મળે છે

આ પંચવિધ શરીરનું સ્વરૂપ સમજવા યોગ્ય છે ઔદારિક, વૈક્રિય, આહારક, તૈજસ્ અને કાર્મણ એમ પાંચ શરીરો છે તેમાં આગળ આગળનું શરીર છે તે ઉત્તરોત્તર સૂક્ષ્મ છે સ્થૂલ-ઉદાર પુદ્ગલોવાળું એવું ઔદારિક શરીર તે ગર્ભજ કે સંમૂર્છનજ હોય, ને તે તિર્યંચ તથા મનુષ્યને હોય છે વિક્રિયા પામનારૂં એવું વૈક્રિય શરીર જન્મપ્રત્યયી દેવ-નારકીને હોય છે, અને ક્વચિત્ લબ્ધિ પ્રત્યયી વૈક્રિય લબ્ધિવાળા મનુષ્યને હોય છે આહારક શરીર ચૌ૦ પૂર્વધરને જ હોય ને ક્યાય પણ વ્યાઘાત પામતું નથી તેમજ તૈજસ્ અને કાર્મણ એ છેલ્લા બન્ને શરીરો અપ્રતિઘાત છે, અર્થાત્ લોકાંત સિવાય ક્યાય પ્રતિઘાત પામતા નથી

એવા સૂક્ષ્મ છે, અને જીવને અનાદિ સબધવાળા હોઈ સર્વ સસારી જીવને હોય છે આ તૈજસ્ અને કાર્મણ બન્ને સૂક્ષ્મ શરીર, જીવની જેમ, આખા સ્થૂલ શરીરમા વ્યાપીને રહ્યા છે તૈજસથી શરીરની ઉષ્ણતા ને પાચનક્રિયાદિ થાય છે, કાર્મણથી ક્રોધાદિ-વેદનાદિ થાય છે આ પાચ પ્રકારના શરીરમા કાર્મણ શિવાયના ચારે શરીર ઉપભોગ છે, અર્થાત્ તે દ્વારા સુખદુ ખ ઉપભોગવાય છે, કર્મ બધાય છે, વેદાય છે અને નિર્જરાય છે, પરતુ માત્ર કાર્મણ શરીર જ નિરુપભોગ છે, અર્થાત્ તેના વડે કરીને સુખદુ ખ ઉપભોગવાતા નથી, કર્મ બધાતું નથી વદાતુ નથી અને નિર્જરાતુ પણ નથી સકર્મ સ્થિતિમા સર્વ જીવને કાર્મણ, તૈજસ્ અને ઔદારિક કે વૈક્રિય એમ ત્રણ શરીર હોય છે, પણ એક દેહ છોડી બીજો દેહ ધારણ કરવા ગમન કરતી વેળાએ તો માત્ર તૈજસ્ અને કાર્મણ એ બે શરીર હોય છે

(દોહરા) દેહાર્થ ગાળી આત્મ આ, ભમ્યો અનતીવાર,
આત્માર્થ ગાળે દેહ તો, ભમે નહિ ફરી વાર

## શિક્ષાપાઠ ૪૨ પુનર્જન્મ

જ્યાલગી કર્મમય કાર્મણ શરીર છે, ત્યાલગી જીવ પુન ઔદારિક કે વૈક્રિય કોઈ પણ શરીર ધારણ કરવારૂપ પુનર્જન્મ પામ્યા વિના રહેતો નથી પૂર્વ આયુનું પૂર્ણ થવુ તે મરણ અને નવીન આયુનું ઉદય આવવુ તેજ જન્મ છે સિદ્ધ જીવ કર્મ રહિત છે, તેથી તેને જન્મમરણ નથી ને તે અવતાર ધરતા નથી પણ સકર્મ જીવ, જીર્ણ વસ્ર

બદલાવી નવુ વસ્ત્ર પ્હેરે, તેમ જૂનું ખોળિયું બદલાવી નવુ ખોળિયું ધારી પુનર્જન્મ પામે છે, અને નાટકના પાત્રની જેમ, નવા વેષમા હાજર થાય છે આ પુનર્જન્મનો સિદ્ધાત આગમથી, અનુમાનથી અને અનુભવથી સિદ્ધ છે આ પુનર્જન્મ કેવા પ્રકારે થાય છે, તેનો સમસ્ત સૂક્ષ્મ વિધિ જ્ઞાનીઓએ એવી અદ્ભુત વૈજ્ઞાનિક ચોકસાઈથી (Scientific accuracy) શાસ્ત્રમા સસ્થાપિત કર્યો છે, કે તે કોઈ પણ વિચક્ષણને તે યોગીશ્વરોના અતીન્દ્રિય જ્ઞાન માટે બહુમાન ઉપજ્યા વિના રહે નહિ

એક દેહ છોડી બીજે દેહ ( વિગ્રહ ) ધારણ કરવાને અર્થે જીવ ગમન કરે છે તે વિગ્રહગતિ કહેવાય છે, અને તેમા માત્ર કાર્મણ યોગ હોય છે આ વિગ્રહગતિ બે પ્રકારની છે કા તો ઋજુ એટલે વિગ્રહ-વળાક વગરની, ને કા તો વક્ર એટલે વિગ્રહ-વળાકવાળી હવે ગતિનો સામાન્ય નિયમ એવો છે કે જીવોની અને પુદ્ગલોની ગતિ અનુશ્રેણિ અર્થાત્ આકાશપ્રદેશપક્તિની અનુસાર જ હોય છે સિદ્ધિ પામતા નિષ્કર્મ જીવની ગતિ અવિગ્રહા-વળાક વગરની ઋજુ હોઈ કર્મપ્રતિઘાતના અભાવે લોકાન્ત પર્યંત હોય છે પણ સકર્મ એવા સસારી જીવની ગતિ તો કાર્મણ શરીરના આકર્ષણ-ગુરુત્વાકર્ષણજન્ય પ્રતિઘાતને લીધે વિગ્રહવતી-વળાકવાળી અથવા અવિગ્રહા-વળાક વગરની હોય છે, અને તે ઉપપાત ક્ષેત્ર પ્રમાણે તિર્યક્ ઊર્ધ્વ કે અધ ચાર સમય પૂર્વે જ હોય છે આમ પૂર્વ દેહના સબધી સ્વજનો પ્રાણપોક મૂકી શોક શરૂ કરે, ત્યાર પહેલા તો ક્યારનોયે આ સ્વકર્મવશગામી

જીવ, વધારેમા વધારે ચાર સમયમા ઉત્તર દેહના ઉત્પત્તિ ક્ષેત્રે પ્હોચી ગયો હોય છે, અને ત્યા ઔદારિક વા વૈક્રિય શરીરની રચનાને યોગ્ય પુદ્‌ગલ ગ્રહણ કરે છે, અને તેજ જન્મ છે આ જન્મ સમ્મૂર્છન, ગર્ભ અને ઉપપાત એમ ત્રિવિધ હોય છે જરાયુજ, અડજ, પોતજનો ગર્ભજન્મ, નારક-દેવનો ઉપપાત જન્મ અને શેષનો સમ્મૂર્છન જન્મ હોય છે

આમ આગમથી સ્થાપિત થયેલો આ પુનર્જન્મનો સિદ્ધાત અનુમાનથી પણ આ પ્રકારે દૃઢ થાય છે ઉપયોગ એ આત્માનુ અસાધારણ વિશિષ્ટ લક્ષણ વા મુખ્ય ગુણ છે સસારી જીવનો આ ઉપયોગ અશુદ્ધ અને અપૂર્ણ છે ઉપયોગની આ અશુદ્ધતા-અપૂર્ણતાનુ કઈ પણ નિમિત્ત હોવુ જોઈએ 'તે નિમિત્ત અનુપૂર્વિએ ચાલ્યા આવતા બાહ્ય ભાવે ગ્રહાતા કર્મપુદ્‌ગલ છે ' તેમજ જગત્‌ની ચિત્રવિચિત્રતાનો યુક્તિયુક્ત ખુલાસો પણ આ કર્મના સિદ્ધાતમા જ પ્રાપ્ત થાય છે કારણકે ચિત્રવિચિત્ર જગજ્જીવોની દેહ-આકાર માનસ-પ્રકૃતિ આદિની ચિત્રવિચિત્રતાનુ પ્રયોજન અચિત્ય સામર્થ્યવાળા કર્મ વિના સભવતુ નથી ગર્ભાધાન થયે, અનુક્રમે શરીરના જૂદા જૂદા અગોપાગોની સૂક્ષ્મમા સૂક્ષ્મ વિગતવાળી અદ્‌ભુત અટપટી રચના યથાસ્થાને નિયત પ્રમાણે ને નિયત માત્રાએ થાય છે, વિવિધ આશ્ચર્યકારક ઇદ્રિયવિજ્ઞાનિક (Physiological) પ્રક્રિયાથી જીવ ગર્ભ મધ્યે નવ માસ પર્યત વૃદ્ધિ પામે છે, અને પછી નિયત સમયે માતાના ગર્ભમાથી બ્હાર નિકળે છે, જન્મ પામે છે-આ જે સમસ્ત વિસ્મયકારક ઘટનાઓનો ખુલાસો આધુનિક વૈજ્ઞાનિકો ઘણુ

બદલાવી નવું વસ્ત્ર પહેરે, તેમ જૂનું ખોળિયું બદલાવી નવું ખોળિયું ધારી પુનર્જન્મ પામે છે, અને નાટકના પાત્રની જેમ, નવા લેબાસમાં હાજર થાય છે આ પુનર્જન્મનો સિદ્ધાન્ત આગમથી, અનુમાનથી અને અનુભવથી સિદ્ધ છે આ પુનર્જન્મ કેવા પ્રકારે થાય છે, તેનો સમસ્ત સૂક્ષ્મ વિધિ જ્ઞાનીઓએ એવી અદ્ભુત વૈજ્ઞાનિક ચોકસાઈથી (Scientific accuracy) શાસ્ત્રમાં સંસ્થાપિત કર્યો છે, કે તે કોઈ પણ વિચક્ષણને તે યોગીશ્વરોના અતીન્દ્રિય જ્ઞાન માટે બહુમાન ઉપજાવ્યા વિના રહે નહિ

એક દેહ છોડી બીજો દેહ (વિગ્રહ) ધારણ કરવાને અર્થે જીવ ગમન કરે છે, તે વિગ્રહગતિ કહેવાય છે, અને તેમાં માત્ર કાર્મણ યોગ હોય છે આ વિગ્રહગતિ બે પ્રકારની છે કાં તો ઋજુ એટલે વિગ્રહ-વળાંક વગરની, ને કાં તો વક્ર એટલે વિગ્રહ-વળાંકવાળી હવે ગતિનો સામાન્ય નિયમ એવો છે કે જીવોની અને પુદ્ગલોની ગતિ અનુશ્રેણિ અર્થાત્ આકાશપ્રદેશપંક્તિની અનુસાર જ હોય છે સિદ્ધિ પામતા નિષ્કર્મ જીવની ગતિ અવિગ્રહા-વળાંક વગરની ઋજુ હોઈ કર્મપ્રતિઘાતના અભાવે લોકાન્ત પર્યંત હોય છે પણ સકર્મ એવા સંસારી જીવની ગતિ તો કાર્મણ શરીરના આક્ષેપણ-ગુરુત્વાકર્ષણજન્ય પ્રતિઘાતને લીધે વિગ્રહવતી-વળાંકવાળી અથવા અવિગ્રહા-વળાંક વગરની હોય છે, અને તે ઉપપાત ક્ષેત્ર પ્રમાણે તિર્યક્ ઊર્ધ્વ કે અધઃ ચાર સમય પૂર્વે જ હોય છે આમ પૂર્વ દેહના સંબંધી સ્વજનો પ્રાણપોક મૂકી શોક શરૂ કરે, ત્યાર પહેલાં તો ક્યારનોયે આ સ્વકર્મવશગામી

જીવ ,વધારેમા વધારે ચાર સમયમા ઉત્તર દેહના ઉત્પત્તિ સ્થને પ્હોચી ગયો હોય છે, અને ત્યા ઔદારિક વા વૈક્રિય શરીરની રચનાને યોગ્ય પુદ્‌ગલ ગ્રહણ કરે છે, અને તે જ જન્મ છે આ જન્મ સમૂર્છન, ગર્ભ અને ઉપપાત એમ ત્રિવિધ હોય છે જરાયુજ, અડજ, પોતજનો ગર્ભજન્મ નારક-દેવનો ઉપપાત જન્મ, અને શેષનો સમૂર્છન જન્મ હોય છે

આમ આગમથી સ્થાપિત થયેલો આ પુનર્જન્મનો સિદ્ધાત અનુમાનથી પણ આ પ્રકારે દૃઢ થાય છે ઉપયોગ એ આત્માનું અસાધારણ વિશિષ્ટ લક્ષણ વા મુખ્ય ગુણ છે સસારી જીવનો આ ઉપયોગ અશુદ્ધ અને અપૂર્ણ છે ઉપયોગની આ અશુદ્ધતા-અપૂર્ણતાનુ કઈ પણ નિમિત્ત હોવુ જોઈએ 'તે નિમિત્ત અનુપૂર્વિએ ચાલ્યા આવના બાહ્ય ભાને નહાતા કર્મપુદ્‌ગલ છે ' તેમજ જગતની ચિત્રવિચિત્રતાનો યુક્તિયુક્ત ખુલાસો પણ આ કર્મના સિદ્ધાતમા જ પ્રાપ્ત થાય છે કારણકે ચિત્રવિચિત્ર જગજ્જીવોની દેહ-આકાર માનસ-પ્રકૃતિ આદિની ચિત્રવિચિત્રતાનું પ્રયોજન અચિત્ય સામર્થ્યવાળા કર્મ વિના સભવતુ નથી ગર્ભાધાન થયે, ક્રમે શરીરના જૂદા જૂદા અગોપાગોની સૂક્ષ્મમા સૂક્ષ્મ વિગતવાળી અદ્‌ભુત અટપટી રચના યથાસ્થાને નિયત પ્રકારે ને નિયત આકારે થાય છે, વિવિધ આશ્ચર્યકારક ઇંદ્રિયશાસ્ત્રિક (Physiological) પ્રક્રિયાથી જીવ ગર્ભ મધ્યે નવ માસ પર્યંત વૃદ્ધિ પામે છે, અને પછી નિયત સમયે માતાના ગર્ભમાથી બ્હાર નિકળે છે, જન્મ પામે છે-આ જે સમસ્ત વિસ્મયકારક ઘટનાઓનો ખુલાસો આધુનિક વૈજ્ઞાનિકો ઘણુ

ઘણુ મથતા છતા મેળવી શકતા નથી, તેનો સ્પષ્ટ ખુલાસો જ્ઞાનીઓએ પ્રસ્થાપિત કરેલા સૂક્ષ્મમા સૂક્ષ્મ વિગતવાળા કર્મના સિદ્ધાતમાથી સહેજે મળી આવે છે વિચિત્ર પ્રકારનો આ કર્મરૂપ વિધાતા, ચિત્રકારની પેઠે, આ ચિત્રવિચિત્ર સૃષ્ટિ ઉત્પન્ન કરે છે ને જીવને પુનર્જન્મ પમાડે છે

આમ જેમ અનુમાનથી તેમ અનુભવથી પણ પુનર્જન્મની પ્રતીતિ થાય છે જાતિસ્મરણ જ્ઞાન એ એક તેનો વિશિષ્ટ અનુભવ છે જેમકે-'પુનર્જન્મ છે-જરૂર છે એમ **અનુભવથી** કહેવામા હુ અચળ છુ' (શ્રીમ૰ ગજચદ્ર) અને આ અગે શાસ્ત્રપ્રસિદ્ધ અનેક દૃષ્ટાતો પણ છે આ જાતિસ્મરણથી ભૂત ભવ ગત રાત્રીના બનાવની જેમ યાદ આવી જાય છે ભલે વિશેષથી સર્વને ભૂત ભવની સ્મૃતિ ન હોય, પણ સામાન્યથી તો સમસ્ત પ્રાણીને જાતિસ્મરણ હોય છે, અને તે જન્મદિને જ બાળક પોતાની મેળે સ્તનપાન કરે છે, વાવવા માડે છે, તે પરથી વ્યક્તપણે જણાઈ આવે છે આ જન્મમા તો તેને તેવો અભ્યાસ નથી, એટલે તે પૂર્વજન્મનો જ અભ્યાસ સસ્કાર છે એમ સ્પષ્ટ સૂચવે છે વળી સર્પ આદિ કોઈમા જન્મથી જ માઠી ક્રોધ-લોભ આદિ પ્રકૃતિની તરતમતા જોવામા આવે છે, તેમજ સર્પ ને નકુલને, ઉદર ને બિલાડીને જન્મથી વેર હોય છે, તે પણ પૂર્વે જન્મનો સસ્કાર દાખવે છે

આ ઉપરાત નૈસર્ગિક કવિત્વશક્તિવાળા આજન્મ કવિ જેમ, કોઈ આજન્મ યોગી-કુલયોગી એવા પૂર્વારાધક યોગ ભ્રષ્ટ પુરુષો જોવામા આવે છે, તે પણ પુનર્જન્મના સિદ્ધાતનુ સમર્થન કરે છે આવા યોગભ્રષ્ટ યોગીઓને પૂર્વારાધિત

યોગમસ્કારની જાગ્રતિ સ્વય સહેજે સ્ફુરિત થાય છે, જાતિ-સ્મૃતિ આદિ જ્ઞાનની પ્રાપ્તિ પણ હોય છે, અને પૂર્વે અધૂરા છોડેલા યોગની કડીનું અનુસધાન શીઘ્ર વિના પ્રયાસે હોય છે મોક્ષપુરીના પ્રવાસે નીકળેલા આ યોગમાર્ગના અખડ પ્રવાસી મુમુક્ષુઓ આયુપૂર્ણતારૂપ વિશ્રામસ્થાને ભવાતર ગમનરૂપ રાત્રીવાસ કરી વિશ્રાતિ લે છે, અને આમ શ્રમ ઉતરી ગયે પુનર્જન્મરૂપ નવો અવતાર પામી તાજામાજા થઈને, અપૂર્વ ઉત્સાહથી યોગમાર્ગની મુસાફરી આગળ ચલાવે છે બીજાઓને—અન્ય પ્રાકૃત જનોને જે સસ્કાર ઘણા ઘણા અભ્યાસે કઈક જ અલ્પમાત્ર જ થાય છે, તે આવા આજન્મ યોગીઓને વિના પરિશ્રમે સહજ સ્વભાવે ઉપજે છે, અને તે પૂર્વજન્મનું અસાધારણ યોગારાધકપણુ દર્શાવે છે 'જે સસ્કાર થવો ઘટે, અતિ અભ્યાસે કાય, વિના પરિશ્રમ તે થયો, ભવશકા શી ત્યાય?'

(દોહરા) આત્મબુદ્ધિથી દેહમા, પામે જ પુનર્જન્મ,
આત્મબુદ્ધિથી આત્મમા, પામે અપુનર્જન્મ

---

## શિક્ષાપાઠ ૪૩ પચ મહાવ્રત વિષે વિચાર

પુનર્જન્મનુ—દેહાન્તર ગતિનું બીજ—મૂળ કારણ દેહમા આત્મબુદ્ધિ છે, અને વિદેહપ્રાપ્તિનુ બીજ આત્મામા આત્મબુદ્ધિ છે, માટે પુનર્જન્મ ટાળવા ઇચ્છનાર મુમુક્ષુએ દેહમા આત્મબુદ્ધિરૂપ મિથ્યાત્વ છોડીને આત્મામા આત્મબુદ્ધિરૂપ સમ્યક્ત્વ ધારી, તે દેહાદિ—રાગાદિ પરભાવ—વિભાવથી સર્વથા

વિરામ પામવારૂપ વિરતિભાવ-વ્રતપરિણામ આદરવા યોગ્ય છે સર્વ પ્રાણાતિપાતથી, સર્વ મૃષાવાદથી, સર્વ અદત્તાદાનથી, સર્વ મૈથુનથી અને સર્વ પરિગ્રહથી મન-વચન-કાયાથી ત્રિવિધે ત્રિવિધે વિરમણ તે સર્વવિરતિ કહેવાય છે અને તે અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય ને અપરિગ્રહ એ પંચ 'મહાવ્રત' નામે પ્રસિદ્ધ છે મહત્ પુરુષોએ આચરેલ હોવાથી, મહાન્ મોક્ષાર્થને પ્રસાધનાર હોવાથી, અને સ્વયં પણ મહાન્ હોવાથી આ મહાવ્રતો કહેવાય છે તે યથાર્થ છે આ અહિંસાદિ પાંચ જેને જૈનો વ્રત કહે છે, તેને જ યોગ-સાંખ્યાદિ યમ કહે છે, બૌદ્ધો શીલ કહે છે એટલે આ પંચ વ્રત સર્વતંત્રસાધારણ હોઈ સર્વમાન્ય છે આ અહિંસાદિ મહાવ્રત ધરનારો પુરુષ મનથી, વચનથી કે કાયથી હિંસાદિ કરે નહિ, કરાવે નહિ કે અનુમોદે નહિ, અને તે નિઃશલ્ય હોય, "નિઃશલ્યો વ્રતી" અર્થાત્ માયાશલ્ય, મિથ્યાત્વશલ્ય ને નિદાનશલ્ય રહિત હોય નિર્દંભી, નિષ્કામી ને સમકિતી એવો વીતરાગ સમદર્શી હોય આ સમ્યક્ત્વમૂલ અહિંસાદિ વ્રતનું સ્વરૂપ દ્રવ્યથી અને ભાવથી બન્ને પ્રકારે સમજવા યોગ્ય છે

સર્વ જીવોને આત્મબંધુ સમાન જાણી, સ્થાવર કે ત્રસ કોઈ પણ પ્રાણીને મનથી વચનથી કે કાયાથી હણવો નહિ, હણાવવો નહિ કે હણતા અનુમોદવો નહિ, તે પ્રથમ અહિંસા મહાવ્રત ભાવથી તો રાગાદિવિભાવ પરિણામે કરીને આત્માના સ્વભાવભૂત જ્ઞાન-દર્શનરૂપ ભાવપ્રાણની-શુદ્ધ આત્મપરિણામની હિંસા ન થવા દેવી તે અહિંસા. સૂક્ષ્મ મૃષાવાદથી પણ વિરમી, જે જેમ છે તેમ સાચુ બોલવુ તે બીજુ સત્ય

મહાવ્રત ભાવથી તો એમ શુદ્ધ આત્મા શિવાયની કોઈપણ વસ્તુ પોતાની નથી, પરવસ્તુ છે, તેને પર કહેવી, મૃષ ન કહેવી તે સત્ય તૃણ માત્ર પણ પારકી વસ્તુ અણુદીધી ન લેવી તે ત્રીજુ અસ્તેય મહાવ્રત ભાવથી તો શુદ્ધ આત્મા શિવાય પરવસ્તુનું આત્મભાવે આદાન-ગ્રહણ તે અદત્તાદાન-ચોરી છે, તેથી વિરમવું તે અસ્તેય મન-વચન-કાયાથી અબ્રહ્મચર્યનું વર્જન તે ચોથુ બ્રહ્મચર્ય મહાવ્રત અબ્રહ્મમા-અનાત્મરૂપ પરવસ્તુમા વિચરવારૂપ અબ્રહ્મચર્ય-વ્યભિચાર છોડી, બ્રહ્મમા-શુદ્ધ આત્મસ્વરૂપમા વિચરવુ-રમણ કરવુ તે ભાવથી બ્રહ્મચર્ય ધન, ધાન્ય, ગૃહ, પુત્ર આદિ સર્વ સચિત્ત અચિત્ત પરિગ્રહથી વિરામ પામવુ, કોઈ પણ પોતાની માલીકીની વસ્તુ ન હોવી એવુ અકિંચનપણુ ધારવુ તે પાચમુ અપરિગ્રહ મહાવ્રત ભાવથી તો મિથ્યાત્વ, વેદ, (કામેચ્છા) કષાય, નોકષાય એ ચૌદ આભ્યતર પરિગ્રહનો પરિત્યાગ કરી, આત્મા શિવાયની પરમાણુ માત્ર પણ પરવસ્તુ પ્રત્યે મૂર્છા-મમત્વ ન ધરવું તે અપરિગ્રહ આવી જેની અપરિગ્રહભાવના હોય, તે પછી દ્રવ્ય પરિગ્રહ શાને એકઠો કરે ? અને જે મૂર્છાના આયતનરૂપ દ્રવ્ય પરિગ્રહ ન ગ્રહે, તેને ઉક્ત અપરિગ્રહ ભાવના કેમ દૃઢ ન થાય ? આ પ્રકારે પાચે વ્રતોના દ્રવ્ય-ભાવ પ્રકારોનો પરસ્પર કાર્યકારણ સબધ છે

આ અહિંસાદિ વ્રતોની સકલના અદ્ભુત છે જેથી મનુષ્ય સાસારિક લોભરૂપ સ્વાર્થની ખાતર પરની હિંસા કરે છે, પરને પોતાનું કહે છે-માને છે, એટલે પછી તે લેવા-

વિરામ પામવારૂપ વિરતિભાવ-વ્રતપરિણામ આદરવા યોગ્ય છે સર્વ પ્રાણાતિપાતથી, સર્વ મૃષાવાદથી, સર્વ અદત્તાદાનથી, સર્વ મૈથુનથી અને સર્વ પરિગ્રહથી મન-વચન-કાયાથી ત્રિવિધે ત્રિવિધે વિરમણ તે સર્વવિરતિ કહેવાય છે અને તે અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય ને અપરિગ્રહ એ પચ 'મહાવ્રત' નામે પ્રસિદ્ધ છે મહત્ પુરુષોએ આચરેલ હોવાથી, મહાન્ મોક્ષાર્થને પ્રસાધનાર હોવાથી, અને સ્વય પણ મહાન્ હોવાથી આ મહાવ્રતો કહેવાય છે તે યથાર્થ છે આ અહિંસાદિ પાચ જેને જૈનો વ્રત કહે છે, તેને જ યોગ-સાખ્યાદિ યમ કહે છે, બૌદ્ધો શીલ કહે છે એટલે આ પચ વ્રત સર્વતંત્રસાધારણ હોઈ સર્વમાન્ય છે આ અહિંસાદિ મહાવ્રત ધરનારો પુરુષ મનથી, વચનથી કે કાયથી હિંસાદિ કરે નહિ, કરાવે નહિ કે અનુમોદે નહિ, અને તે નિ શલ્ય હોય, "નિ શલ્યો વ્રતી" અર્થાત્ માયાશલ્ય, મિથ્યાત્વશલ્ય ને નિદાનશલ્ય રહિત હોય નિર્દંભી, નિષ્કામી ને સમકિતી એવો વીતરાગ સમદર્શી હોય આ સમ્યક્ત્વમૂલ અહિંસાદિ વ્રતનું સ્વરૂપ દ્રવ્યથી અને ભાવથી બન્ને પ્રકારે સમજવા યોગ્ય છે

સર્વ જીવોને આત્મબધુ સમાન જાણી, સ્થાવર કે ત્રસ કોઈ પણ પ્રાણીને મનથી વચનથી કે કાયાથી હણવો નહિ, હણાવવો નહિ કે હણતા અનુમોદવો નહિ, તે પ્રથમ અહિંસા મહાવ્રત ભાવથી તો રાગાદિ વિભાવ પરિણામે કરીને આત્માના સ્વભાવભૂત જ્ઞાન-દર્શનરૂપ ભાવપ્રાણની-શુદ્ધ આત્મપરિણામની હિંસા ન થવા દેવી તે અહિંસા સૂક્ષ્મ મૃષાવાદથી પણ વિરમી, જે જેમ છે તેમ સાચુ બોલવુ તે બીજુ સત્ય

મહાવ્રત ભાવથી તો એક શુદ્ધ આત્મા શિવાયની કોઈપણ વસ્તુ પોતાની નથી, પરવસ્તુ છે, તેને પર કહેવી, સ્વ ન કહેવી તે સત્ય તૃણ માત્ર પણ પારકી વસ્તુ અણદીધી ન લેવી તે ત્રીજુ અસ્તેય મહાવ્રત ભાવથી તો શુદ્ધ આત્મા શિવાય પરવસ્તુનું આત્મભાવે આદાન-ગ્રહણ તે અદત્તાદાન-ચોરી છે, તેથી વિરમવું તે અસ્તેય મન-વચન-કાયાથી અબ્રહ્મચર્યનું વર્જન તે ચોથુ બ્રહ્મચર્ય મહાવ્રત અબ્રહ્મમા-અનાત્મરૂપ પરવસ્તુમા વિચરવારૂપ અબ્રહ્મચર્ય-વ્યભિચાર છોડી, બ્રહ્મમા-શુદ્ધ આત્મસ્વરૂપમા વિચરવુ-રમણ કરવુ તે ભાવથી બ્રહ્મચર્ય ધન, ધાન્ય, ગૃહ, પુત્ર આદિ સર્વ સચિત્ત અચિત્ત પરિગ્રહથી વિરામ પામવુ, કોઈ પણ પોતાની માલીકીની વસ્તુ ન હોવી એવુ અકિંચન પણુ ધારવુ તે પાચમુ અપરિગ્રહ મહાવ્રત ભાવથી તો મિથ્યાત્વ, વેદ, (કામેચ્છા) કષાય, નોકષાય એ ચૌદ આભ્યતર પરિગ્રહનો પરિત્યાગ કરી, આત્મા શિવાયની પરમાણુ માત્ર પણ પરવસ્તુ પ્રત્યે મૂર્છા-મમત્વ ન ધરવું તે અપરિગ્રહ આવી જેની અપરિગ્રહભાવના હોય, તે પછી દ્રવ્ય પરિગ્રહ શાને એકઠો કરે ? અને જે મૂર્છાના આયતનરૂપ દ્રવ્ય પરિગ્રહ ન ગ્રહે, તેને ઉક્ત અપરિગ્રહ ભાવના કેમ દૃઢ ન થાય ? આ પ્રકારે પાચે વ્રતોના દ્રવ્ય-ભાવ પ્રકારોનો પરસ્પર કાર્યકારણ સબધ છ

આ અહિંસાદિ વ્રતોની સકલના અદ્ભુત છે સ્વાર્થી મનુષ્ય સાસારિક લોભરૂપ સ્વાર્થની ખાતર પરની હિંસા કરે છે, પરને પોતાનું કહે છે-માને છે, એટલે પછી તે લેવા-

विराम पामवारूप विरतिभाव-व्रतपरिणाम आदरवा योग्य छे सर्व प्राणातिपातथी, सर्व मृषावादथी, सर्व अदत्तादानथी, सर्व मैथुनथी अने सर्व परिग्रहथी मन-वचन-कायाथी त्रिविधे त्रिविधे विरमण ते सर्व विरति कहेवाय छे अने ते अहिंसा, सत्य, अस्तेय, ब्रह्मचर्य ने अपरिग्रह ए पंच 'महाव्रत' नामे प्रसिद्ध छे महत् पुरुषोए आचरेल होवाथी, महान् मोक्षार्थने प्रसाधनार होवाथी, अने स्वयं पण महान् होवाथी आ महाव्रतो कहेवाय छे ते यथार्थ छे आ अहिंसादि पांच जेने जैनो व्रत कहे छे, तेने ज योग-सांख्यादि यम कहे छे, बौद्धो शील कहे छे एटले आ पंच व्रत सर्वत्र साधारण होई सर्वमान्य छे आ अहिंसादि महाव्रत धरनारो पुरुष मनथी, वचनथी के कायथी हिंसादि करे नहि, करावे नहि के अनुमोदे नहि, अने ते निःशल्य होय, "निःशल्यो व्रती" अर्थात् मायाशल्य, मिथ्यात्वशल्य ने निदानशल्य रहित होय निर्दंभी, निष्कामी ने समकिती एवो वीतराग समदर्शी होय आ सम्यक्त्वमूल अहिंसादि व्रतनुं स्वरूप द्रव्यथी अने भावथी बन्ने प्रकारे समजवा योग्य छे

सर्व जीवोने आत्मबंधु समान जाणी, स्थावर के त्रस कोई पण प्राणीने मनथी वचनथी के कायाथी हणवो नहि, हणाववो नहि के हणता अनुमोदवो नहि, ते प्रथम अहिंसा महाव्रत भावथी तो रागादि विभाव परिणामे करीने आत्माना स्वभावभूत ज्ञान-दर्शनरूप भावप्राणनी-शुद्ध आत्मपरिणामनी हिंसा न थवा देवी ते अहिंसा सूक्ष्म मृषावादथी पण विरमी, जे जेम छे तेम साचुं बोलवुं ते बीजुं सत्य

મહાવ્રત ભાવથી તો એક શુદ્ધ આત્મા શિવાયની કોઈપણ વસ્તુ પોતાની નથી, પરવસ્તુ છે, તેને પર કહેવી, સ્વ ન કહેવી તે સત્ય તૃણ માત્ર પણ પારકી વસ્તુ અણદીધી ન લેવી તે ત્રીજું અસ્તેય મહાવ્રત ભાવથી તો શુદ્ધ આત્મા શિવાય પરવસ્તુનું આત્મભાવે આદાન-ગ્રહણ તે અદત્તાદાન-ચોરી છે, તેથી વિરમવું તે અસ્તેય મન-વચન-કાયાથી અબ્રહ્મચર્યનું વર્જન તે ચોથું બ્રહ્મચર્ય મહાવ્રત અબ્રહ્મમાં-અનાત્મરૂપ પરવસ્તુમાં વિચરવારૂપ અબ્રહ્મચર્ય-વ્યભિચાર છોડી, બ્રહ્મમાં-શુદ્ધ આત્મસ્વરૂપમાં વિચરવું-રમણ કરવું તે ભાવથી બ્રહ્મચર્ય ધન, ધાન્ય, ગૃહ, પુત્ર આદિ સર્વ સચિત્ત અચિત્ત પરિગ્રહથી વિરામ પામવું, કોઈ પણ પોતાની માલીકીની વસ્તુ ન હોવી એવું અકિંચન પણું ધારવું તે પાંચમું અપરિગ્રહ મહાવ્રત ભાવથી તો મિથ્યાત્વ, વેદ, (કામેચ્છા) કષાય, નોકષાય એ ચૌદ આભ્યંતર પરિગ્રહનો પરિત્યાગ કરી, આત્મા શિવાયની પરમાણુ માત્ર પણ પરવસ્તુ પ્રત્યે મૂર્ચ્છા-મમત્વ ન ધરવું તે અપરિગ્રહ આવી જેની અપરિગ્રહભાવના હોય, તે પછી દ્રવ્ય પરિગ્રહ શાને એકઠો કરે? અને જે મૂર્ચ્છાના આયતનરૂપ દ્રવ્ય પરિગ્રહ ન ગ્રહે, તેને ઉક્ત અપરિગ્રહ ભાવના કેમ દૃઢ ન થાય? આ પ્રકારે પાંચે વ્રતોના દ્રવ્ય-ભાવ પ્રકારોનો પરસ્પર કાર્યકારણ સંબંધ છે

આ અહિંસાદિ વ્રતોની ન કલ્પના અદ્ભુત છે સ્વાર્થી મનુષ્ય સાંસારિક લોભરૂપ સ્વાર્થની ખાતર પરની હિંસા કરે છે, પરને પોતાનું કહે છે-માને છે, એટલે પછી તે લેવા-

અપહરવા-ચોરવા પ્રવર્ત્ત છે, અપહરણ પછી તેનો ગાઢ સશ્લેષ-સસર્ગ કરે છે, અને તેવા ગાઢ પરિચયથી તેના પ્રત્યે તેને મૂર્છાભાવ, મમત્વ-પરિગ્રહબુદ્ધિ ઉપજે છે,-જેથી તે પરપરિગ્રહથી પરિગૃહીત થાય છે, ચોપાસથી જકડાય છે પણ આત્માર્થી મુમુક્ષુ જીવ તેવા હિંસાદિ કરતો નથી, પણ સ્વરૂપમા સ્થિતિરૂપ અહિંસાને ભજે છે, અને પછી પરને સ્વ કહેવારૂપ અસત્યથી, કે પરના અપહરણરૂપ ચોરીથી, કે પરપ્રત્યે વ્યભિચરણરૂપ મૈથુનથી, કે પર પ્રત્યે મમત્વરૂપ પરિગ્રહભાવથી તે સ્વરૂપસ્થિતિને હાનિ પ્હોચવા દેતો નથી કારણકે તે સત્યાદિ પણ અહિંસાના અગભૂત સરક્ષક હોઈ તેનુ પાલન થતા અહિંસાનુ પણ પાલન થાય છે, અને ભગ થતા અહિંસાનો પણ ભગ થાય છે

હિંસાદિથી વિરમણરૂપ વિરતિ વા ઉપરમ કહો કે અહિંસાદિ વ્રત વા યમ કહો, બન્નેનો પરમાર્થ એક જ છે ને એકબીજાનો પૂરક છે પરભાવનુ પ્રત્યાખ્યાન તે વિરતિ ને આત્મભાવમા વર્ત્તવાની પ્રતિજ્ઞા તે વ્રત પરરૂપથી વિરમણ તે ઉપરમ ને સ્વરૂપમા સયમન તે યમ આ અહિંસાદિ પાચ યમના પ્રત્યેકના શુદ્ધિની તરતમતાના કારણે ચાર ચાર પ્રકાર છે ઇચ્છાયમ, પ્રવૃત્તિયમ, સ્થિરયમ અને સિદ્ધિયમ તેમા ઇચ્છાયમ તે અહિંસાદિ યોગમાર્ગ પ્રત્યેની રુચિરૂપ છે પ્રવૃત્તિયમ તે માર્ગે સચરવારૂપ-ગમનરૂપ છે સ્થિરયમ તે માર્ગે નિરતિચાર નિર્વિઘ્ન ગમનરૂપ-અત્યત સ્થિરતારૂપ છે અને સિદ્ધિયમ તે માર્ગના અતિમ ધ્યેયને પામી પરોપકાર કરવારૂપ છે ઇચ્છાયમથી માડીને જેમ જેમ

યોગી આગળ વધતો જાય છે, તેમ તેમ તેની આત્મશુદ્ધિ વધતી જાય છે, અવેગરૂપ વેગ અતિ વેગ પકડતો જાય છે, ક્ષયોપશમબલ વૃદ્ધિ પામતુ જાય છે, અને છેવટે શુદ્ધ અન્તરાત્માની સિદ્ધિ થાય છે

આ જે શુદ્ધ અન્તરાત્માની સિદ્ધિ તેમા ઉત્કૃષ્ટ કોટિનુ યમપાલન સમાઈ જાય છે કારણકે ત્યારે આત્મા દ્રવ્ય-ભાવથી પૂર્ણ અહિંસામય બને છે, અને સમસ્ત પરભાવ-વિભાવથી વિરામ પામી, આ આત્મારામી યોગી શુદ્ધ સ્વભાવમા આરામ કરે છે અને આમ શુદ્ધ સ્વરૂપપદમા સ્થિતિ તેનુ નામ જ પરમ અહિંસા, તેનુ નામ જ પરમ સત્ય, તેનુ નામ જ પરમ અસ્તેય, તેનુ નામ જ પરમ બ્રહ્મચર્ય, ને તેનું નામ જ પરમ અપરિગ્રહ

(વસન્તતિલકા) આત્મસ્વભાવ ન કદાપિ હણે વિભાવે,
આત્મા શિવાય પર ભાવ સ્વ જે ન ભાવે,
ચોરે ન, ભોગ ન ગ્મે, મમતા વમે છે,
તે આત્મરામી મુનિને જન સૌ નમે છે

---

## શિક્ષાપાઠ ૪૪ દેશબોધ

અહિંસાદિ પચ મહાવ્રતરૂપ સર્વવિરતિ ધર્મ ધારણ કરવા જે અસમર્થ હોય, તે અન્ય સાધક મુમુક્ષુઓને દેશથી પણ તે અહિંસાદિનું યથાશક્તિ પાલન કરવાનો જ્ઞાની પુરુષોએ બોધ કર્યો છે અનાગાર એવા સાધુધર્મમા, હિંસાદિથી મન-વચન-કાયાથી ને કૃત-કારિત-અનુમોદિતથી એમ નવ પ્રકારથી

સર્વથા નિવર્ત્તવાનુ કહ્યુ છે તેમાથી જેટલા જેટલા પ્રકારે ને જેટલા જેટલા અશે નિવર્ત્તવાનુ બને, તેટલા તેટલા પ્રકારે ને તેટલા તેટલા અશે નિવર્ત્તવાનુ સાગાર એવા ગૃહસ્થધર્મમા ઉપદેશ્યુ છે કારણકે પચ મહાવ્રતનો મેરુ સમો મહાભાર ધારણ કરવાનુ સામર્થ્ય કાઈ બધામા હોતુ નથી એટલે ગૃહસ્થધર્મના સમ્યક્ અભ્યાસથી પણ જીવને સન્માર્ગશ્રેણીએ ચઢાવવાનો દેશબોધ નિષ્કારણ કરુણાશીલ જ્ઞાની પુરુષોએ કર્યો છે અત્રે ગૃહપતિપુત્રના મોક્ષનુ દૃષ્ટાત પ્રસિદ્ધ છે કોઇ એક નગરમા એક ગૃહસ્થના છ પુત્રોને રાજાએ કોઈ અપરાધ બદલ દેહાતદડની શિક્ષા કરી ત્યારે તે ગૃહસ્થે રાજાને કરગરી કરગરીને તે પુત્રોને છોડવાની વિનતિ કરી પણ કોપ પામેલા રાજાએ માન્યું નહિં, એટલે તેણે અનુક્રમે પાચને, ચારને, ત્રણને, બેને, ને છેવટે એક જ્યેષ્ઠ પુત્રને છોડવાની આજીજી કરી ત્યારે પાસે રહેલા અમાત્ય-મહાજનાદિના અનુરોધથી જરાક પીગળીને રાજાએ એક જ્યેષ્ઠ પુત્રને છોડયો આ દૃષ્ટાતનો ઉપનય આ છે સસારરૂપ નગરમા ગૃહસ્થરૂપ રાજા છે ગુરુરૂપ શ્રેષ્ઠી છે ને ષડ્જીવનિકાયરૂપ તેના છ પુત્રો છે જેમ એક જ્યેષ્ઠ પુત્રને છોડાવતા તે પિતાની શેષ પુત્રના વધમા અનુમતિ નથી, તેમ જ્યેષ્ઠ પુત્ર સમા ત્રસકાયને છોડાવતા ગુરુની પણ શેષ કાયના વધમા અનુમતિ નથી કારણકે દેશબોધ કરતા પરમ કૃપાળુ જ્ઞાનીનો આશય તો જીવને જેટલા બને તેટલા હિંસાદિ છોડાવવાનો જ છે

એથી જ તેઓ બોધે છે કે-અહો મુમુક્ષુ ! જો તમારાથી

એકેન્દ્રિય સ્થાવરની હિંસા ન છોડી શકાતી હોય, તો ત્રસ જીવની હિંસા તો છોડો અને સ્થાવરની હિંસા પણ યતના રાખી જેમ બને તેમ ઓછી થાય એવો સતત લક્ષ રાખો તેમજ નિષ્પ્રયોજન હિંસાથી તથા કષાયાદિવર્ધક કાર્યરૂપ અનર્થદંડથી વિરામ પામો, અને હિંસાના આયતનરૂપ ભોગોપભોગ પદાર્થનું પ્રમાણ પણ જેમ બને તેમ ઓછું ને નિયત થાય તેમ કરો. રાત્રીભોજનનો ત્યાગ કરો ને મહા હિંસામય મદ્યમાંસાદિ અભક્ષ્ય-અનંતકાયાદિનું સેવન ન કરો. ભોગોપભોગ સાધન માત્ર સાવદ્ય વચન છોડવા અસમર્થ હો, તો શેષ અસત્ય અનૃત વચન તો સદાયને માટે છોડો. સૂક્ષ્મ અદત્તાદાન ન છોડી શકતા હો, તો પરપ્રાણહરણ સમા પરધનહરણરૂપ બીજા બધા અદત્તાદાન તો છોડી દ્યો ને અનીતિ ત્યજી ન્યાયનીતિ અનુસાર સર્વ પ્રમાણિક વ્યવહાર આચરો. મોહવશપણાને લીધે તમે નિજ કલત્રમાત્ર પરિહરવા અસમર્થ હો, તો નિઃશેષ શેષ સ્ત્રી પ્રત્યે મા-બ્હેનની દૃષ્ટિ રાખી મનસા વચસા કર્મણા પરસ્ત્રીગમનનો ત્યાગ કરો. જો તમે સર્વથા પરિગ્રહ ત્યાગી શકો એમ ન હો, તો જેમ બને તેમ બાહ્ય પરિગ્રહનું પ્રમાણ ઓછું કરતા જાઓ, અને સાથેસાથે વિષયકષાયાદિ અંતરંગ પરિગ્રહની પણ જેટલી બને તેટલી ક્ષીણતા કરતા જાઓ. આમ હે ભવ્યજનો! દેશથી પણ આ અહિંસાદિ યથાશક્તિ પ્રતિજ્ઞાપૂર્વક પાલન કરો, અને સર્વથી આ અહિંસાદિ પાલન કરવા હું ક્યારે ભાગ્યશાળી થઈશ? એમ સર્વવિરતિ પ્રત્યે સદા ભાવપ્રતિબંધ રાખો. આ સર્વવિરતિ ધર્મની વાનગીરૂપ શિક્ષા પામવા માટે સમતાભાવ સામાયિકો ........ પુષ્ટ૨

પૌષધોપવાસનો, અને અતિથિસંવિભાગ તથા ગૃહસ્થ યોગ્ય પ્રતિમા આદિનો અભ્યાસ કરો અને મૈત્રી, પ્રમોદ, કારુણ્ય, અને માધ્યસ્થ્ય એ ચાર પ્રશસ્ત ભાવનાથી ચિત્તને સુવાસિત કરી, અનિત્યાદિ દ્વાદશ ભાવનાઓના ભાવનથી વૈરાગ્ય-ઉપશમની નિરંતર વૃદ્ધિ કરો!

(દોહરા) સર્વથા પાળી શકે ન તે, પાળો દેશથી ધર્મ,
વૈરાગ્ય ઉપશમ વૃદ્ધિથી, કરો નિત્ય સત્કર્મ

---

## शिक्षापाठ ४५ देशबोध-भाग २

### સાધક જન તો તેને કહિયે

'વૈષ્ણવ જન તો તેને કહિયે'—એ રાગ

સાધક જન તો તેને કહિયે, ચિત્ત શુદ્ધ જે ધારે રે,
સત્ય પ્રમાણિક જીવન ગાળે, ન્યાય નીતિ અનુસારે રે સા૦ ૧
ભૂત માત્રમાં મૈત્રી ધરાવે, ગુણ ભાળી આનંદે રે,
પરદુઃખ પોતાનું માની, પરદુઃખે અનુકંપે રે સા૦ ૨
પરસ્ત્રી પ્રત્યે માત બ્હેન ને, પુત્રી દૃષ્ટિ રાખે રે,
સ્વપ્ને પણ ભ્રૂભંગ ન જેનો, વિકારરેખા દાખે રે સા૦ ૩
દીન દુઃખી સેવાના કાર્યે, સ્હાય કરે વણ માગ્યું રે,
પરોપકાર કરણનું જેને, વ્યસન વસમું લાગ્યું રે સા૦ ૪
આત્મ સમા સહુ જીવ માનીને, સાધર્મિક નિજ જાણે રે,
તનમન ધનથી સાર કરંતાં, વત્સલતા ખૂબ આણે રે સા૦ ૫

સપ્ત વ્યસનને દૂર કરતો, ભક્ષ્યાભક્ષ્ય [illegible]
દ્રવ્યભાવથી શૌચ ચરતો, સદાચાર શુભ [illegible]
નિત નિત નિર્મળ રત્નત્રયીનું, ભૂષણ [illegible]
શમ સંવેગાદિ ગુણવંતો, વૈરાગી [illegible]
રહ્યો સંસારે પણ સંસારી, [illegible]
જલમાં કમલ રહ્યું છે તોયે, જલનો [illegible]
શ્રદ્ધાનું બખ્તર દૃઢ પહેરી, ઢાલ વિવે[illegible]
ભક્તિ અગ્નિથી દામ લગવાને, મોહમ[illegible]

---

## શિક્ષાપાઠ ૪૬ પ્રશસ્ત યોગ

દેશથી કે સર્વથી શુદ્ધ ધર્મનું [illegible] મોક્ષસાધક યોગ છે, અને સ્વરૂપલક્ષ[illegible] જ્ઞાનીઓએ પ્રશંસેલો છે કારણકે [illegible]સ્વભાવ અને આ આત્મસ્વભાવ સાથે [illegible] એટલે જેના વડે કરીને આત્મા [illegible]વાન પામે, એવો સ્વરૂપલક્ષ્યવાળો પ્રત્યેક [illegible] તે જ્ઞાનીઓએ પ્રશંસેલો પ્રશસ્ત યો[illegible] સ્વરૂપના લક્ષ્યપૂર્વક મન-વચન-કાયાના [illegible] આદિમાં શુભ પ્રયોગ કરવો, તે પણ [illegible] આત્મસ્વરૂપ યુંજનરૂપ યોગની [illegible], એવા યોગીઓ અને સત્‌યોગસાધન [illegible] મન[illegible] કાયાના પ્રશસ્ત યોગ, આત્મા[illegible]નુસંધાન કારણભૂત થાય છે એટલા મા[illegible]ભક્તિ, [illegible] સત્‌ શ્રુતભ[illegible] ઉત્તમ [illegible] કહ્યા [illegible]

નિર્વાણના અવધ્ય-અચૂક હેતુ થઈ પડે છે મુમુક્ષુની ચિત્ત ભૂમિમા પ્રક્ષિપ્ત થયેલા આ અમોઘ યોગબીજ અંકુરિત થઈ, અનુક્રમે મોક્ષરૂપ પરમ ઇષ્ટ ફલ આપે જ છે

અને પ્રશસ્ત યોગરૂપ આ યોગબીજમા સૌથી પ્રથમ ને સૌથી પ્રધાન એવુ પરમ યોગબીજ, પ્રગટ પરમાત્મસ્વરૂપ શ્રી વીતરાગદેવની ભક્તિ છે "શ્રી જિન ભગવાન્ પ્રત્યે કુશલ ચિત્ત રાખવુ, નમસ્કાર અને સંશુદ્ધ પ્રણામાદિ કરવા તે અનુત્તમ યોગબીજ છે" (શ્રી યોગદૃષ્ટિસમુચ્ચય) અત્રે સંશુદ્ધ ભક્તિને જ યોગબીજ કહ્યુ છે નહિ કે અસંશુદ્ધને લોકોત્તર એવા આ જિનદેવને ઘણા જીવો તેમનુ સ્વરૂપ સમજ્યા વિના લૌકિક રીતથી સેવે છે, આ લોક-પરલોક સબધી લૌકિક ફલની આકાક્ષાથી-આશાથી સેવે છે, અથવા ક્રોધ-માન-માયા-લોભ આદિ દશ સંજ્ઞા સહિતપણે સેવે છે આમ અલૌકિક દેવની લૌકિક ફલકામનાથી લૌકિકપણે કરાતી સેવા તે શુદ્ધ સેવા નથી, અને તે યોગબીજ નથી શુદ્ધ સેવા તો પ્રભુ પ્રત્યે પરમ ઉપાદેય બુદ્ધિપૂર્વક, ક્રોધાદિ દશ સંજ્ઞાના નિરોધ સહિતપણે અને આલોક-પરલોક સબધી ફલકામના રહિતપણે કરવામા આવે તો જ થાય એટલે આખા જગત કરતા પણ જેનુ ગુણગૌરવ અનંતગુણવિશિષ્ટ છે, એવા આ મહા મહિમાવાન્ પરમ જગદ્ગુરુ 'અર્હત્' પ્રભુને પરમ પૂજાના પાત્ર, પરમ પૂજ્ય, પરમ આરાધ્ય, પરમ ઉપાસ્ય અને પરમ સેવ્ય ગણી, તેની પૂજામા, તેની આરાધનામા, તેની ઉપાસનામા, તેની સેવનામા શુદ્ધ નિષ્કામ ભાવે મન-વચન-કાયાથી લીન થઈ જવુ,-આવી જે સંશુદ્ધ ભક્તિ તે જ અને પ્રશસ્ત યોગબીજ છે

જેમ પ્રભુભક્તિ પ્રશસ્ત યોગબીજ છે, તેમ સદ્‌ગુરુભક્તિ પણ ઉત્તમ યોગબીજ છે મહર્ષિ શ્રી હરિભદ્રાચાર્યજી કહે છે—"ભાવયોગી એવા ભાવઆચાર્ય, ભાવઉપાધ્યાય, ભાવસાધુ, ભાવ તપસ્વી આદિ પ્રત્યે જે વિશુદ્ધ કુશલ ચિત્તાદિ હોવું, તે યોગબીજ છે,—નહિ કે દ્રવ્યાચાર્ય આદિ પ્રત્યે" અહીં 'ભાવ' શબ્દ પર શાસ્ત્રકારે ખાસ ભાર મૂક્યો છે ભાવથી—પરમાર્થથી જેના આત્મામાં યોગ પરિણમ્યો હોઈ જે સાચા ભાવયોગી છે, જે શુદ્ધ આત્મજ્ઞાની હોઈ સાચા ગુરુ છે, જેનામાં આચાર્ય આદિમાં હોવા યોગ્ય એવા શાસ્ત્રોક્ત યથાર્થ આદર્શ ભાવ-ગુણ વર્ત્તે છે, એવા ખરેખરા ભાવાચાર્ય ભાવસાધુ આદિ જ વંદન કરવા યોગ્ય ઉત્તમ પાત્ર છે,—નહિ કે ખોટા રૂપિયા જેવા દ્રવ્યાચાર્ય-દ્રવ્યસાધુ આદિ એટલે વિચક્ષણ મુમુક્ષુ તો સમ્યક્ પરીક્ષા કરી, જેનામાં આત્મજ્ઞાનરૂપ ભાવ દીવો પ્રગટ્યો છે, એવા જાગતી જ્યોત જેવા સાક્ષાત્ યોગીસ્વરૂપ ભાવાચાર્યાદિ પ્રત્યે મન-વચન-કાયાની સંશુદ્ધ સેવાભક્તિ આદરે છે તેનો આત્મા સહજ સ્વભાવે ભક્તિભાવથી તે સંતના ચરણ-કમળમાં ઢળી પડે છે તેનો મનોયોગ તે સત્પુરુષના ગુણચિંતનમાં રમે છે તેનો વચનયોગ તે સત્પુરુષનું ગુણસ્તવન ગમે છે તેનો કાયયોગ તે સત્પુરુષના ચરણે નમે છે તેના સમસ્ત આત્મપ્રદેશ તે સત્પુરુષ પ્રત્યે પરિણમન-પરિનમન કરે છે આમ તે સત્પુરુષ પ્રત્યેની ભક્તિક્રિયામાં મન-વચન-કાયાની સમસ્ત શક્તિથી તલ્લીન બને છે અને તે નિજ આત્માનું નૈવેદ્ય ધરી ભાવે છે કે 'શું પ્રભુચરણ કને ધરું? આત્માથી સૌ હીન, તે તો પ્રભુએ આપિયો વર્તું ચરણાધીન'

આ ભક્તિ ઉપર શાસ્ત્રકાર ભગવાને સૌથી વિશેષ ભાર મૂક્યો છે પ્રભુભક્તિ, સદ્‌ગુરુભક્તિ અને સત્‌શ્રુતભક્તિ એ યોગમાર્ગ પામવાના મુખ્ય સાધન છે કારણકે પૂર્ણ સિદ્ધસ્વરૂપ પ્રભુ-આરાધ્ય સદ્દેવ આદર્શસ્થાને હોઈ, જીવને ઈષ્ટ લક્ષ્યનુ નિરતર ભાન કરાવે છે, સદ્‌ગુરુ, મોક્ષમાર્ગરૂપ સન્માર્ગના પરમ સાધક સાધુચરિત સત્પુરુષ સાક્ષાત જીવતા જાગતા જોગી હોઈ, જીવને પરમ અવલબનરૂપ થઈ પદી પ્રેરણાબળ આપે છે, અને તથારૂપ સદ્‌ગુરુના વિરહે અથવા તેમની આજ્ઞાએ સત્શાસ્ત્ર પણ પરમ આલબનરૂપ બની, આ માર્ગી અધિકારી સુપાત્ર જીવને પરમ ઉપકારી થાય છે જીવની નિર્મલ ચિત્તભૂમિમા રોપાયેલા આ પ્રશસ્ત યોગબીજ, સવેગ-વૈરાગ્યજલથી અભિસિચિત થઈ, અનુક્રમે વિકાસ પામી, અનુપમ મોક્ષફલ આપે છે

(દોહરા) આત્મસ્વભાવ પ્રયુજતો, ધર્મ જ યોગ પ્રશસ્ત,
સતભક્તિ વૈરાગ્ય એ, યોગબીજ સુપ્રશસ્ત

---

## शिक्षापाठ ४७ सरलपणु

પ્રશસ્ત યોગ સરલપણા વિના સભવતો નથી જ્યાલગી જીવમા સરલપણુ આવ્યુ નથી, ત્યાલગી મોક્ષસાધક યોગની વાત પણ આકાશકુસુમવત્ છે કારણકે મોક્ષમાર્ગ ઋજુ-સરલ છે અને ઋજુનો જ મોક્ષ હોય છે એમ શાસ્ત્રમા કહ્યુ છે એટલે અસરલનો-વક્રનો તે સરલ મોક્ષમાર્ગમા પ્રવેશ પણ ક્યાથી હોય? માટે મુમુક્ષુએ તો દ્રવ્યથી અને ભાવથી સરલ પણાનો ગુણ અતરાત્મપરિણામી કરવા યોગ્ય છે

સરલપણુ એટલે મન–વચન–કાયાના યોગનું ઋજુપણુ, અકુટિલપણુ, અવક્રપણુ જેવુ મનમા તેવુ વચનમા, ને વચનમા તેવુ આચરણુમા, એવુ મન–વચન–કાયાનુ નિર્દંભ નિષ્કપટ એકવાક્યપણુ તે સરલપણુ સરલ પુરુષને તો જેવુ હૈયે તેવુ હોઠે હોય "સરલ તણે જે હઇડે આવે, તેહ જણાવે બોલીજી" અથવા સરલપણુ એટલે 'આ મામા ગુણ ગ્રહણુ કરવારૂપ સરલપણુ ' સરલ જીવ હોય તે કોઇને પણ ક્ઈ પણ ગુણુ ખુલ્લા દીલે ને મુક્ત કઠે સ્વીકારે છે, કદી પણ કોઇના ગુણુ છુપાવતો નથી કે ઉપકાર ઓળવતો નથી અથવા સરલપણુ એટલે પ્રજ્ઞાપનીયપણુ અર્થાત્ સુગમતાથી સમજાવી શકાવાપણુ જેના હૃદયમા કપટરૂપ આટીઘૂટી નથી, એવો ભાળો ભોળો સરળ જીવ પ્રજ્ઞાપનીય અર્થાત્ સુગમતાથી સમજાવી શકાય એવા અને "વાળ્યો વળે જિમ હેમ" એવો હોય છે એટલે તેના આત્મામા ગુણુગ્રહણુ સરલતાથી થાય છે, ને તે સત્ય વસ્તુનો કે યથાર્થ અર્થનો સ્વીકાર કરવા સદા તત્પર હોય છે કેશીસ્વામી મોટા હતા, છતા સાચુ સમજતા તેમણે ગૌતમસ્વામી પાસે સરલતાથી પચ વ્રતનો સ્વીકાર કર્યો હતો

સરલ જીવ અવળાનો પણુ સવળો અર્થ કરે છે ને વક્ર જીવ સવળાનો પણુ અવળો અર્થ કરે છે નટડો નાચતા જેવાનો ગુરુએ નિષેધ કર્યો, ત્યા વક્ર જડ કહે છે–તમે મને નટડીને જેવાનો નિષધ કયા કર્યો હતો ? તેમ આ ઉતરતા કાળના લોકોની વક્રતા–જડતાની તો અવધિ છે ! પણુ સરલ ચિત્ત જીવ તો પોતાની ભૂલનો સ્વીકાર કરતા કદી અચકાતો

નથી પોતાની હિમાલય જેવડી ભૂલનો (Himalayan blunder) ખાખોકાર જાહેર સ્વીકાર કરનારા મહાત્મા ગાંધીજીનો સરલતા ગુણ પ્રસિદ્ધ છે તેમજ-'મહાવીર સ્વામીએ કહ્યું-હે ગૌતમ! હા, આનંદ દેખે છે એમ જ છે, અને તમારી ભૂલ છે, માટે આનંદ પાસે જઈ ક્ષમાપના ધો તહત્ કહી ગૌતમસ્વામી ક્ષમાવવા ગયા' કેવી અદ્ભુત સરલતા!

ભાવથી તો સ્વરૂપને છોડી આત્માનું ચેતનાવીર્ય પરભાવ અનુગત થઈ વાંકુ ચાલે તે વક્રતાની ચાલ અર્થાત્ અસરલપણું છે મહાત્મા દેવચંદ્રજીએ સાધુપદ સજ્ઝાયમાં કહ્યું છે તેમ "પરભાવાનુગત ચેતના રે, તેહ વક્રના ચાલ" આ વક્રતા ચાલથી આત્મા પરભાવ-વિભાવનો કર્ત્તા બને, તે આત્માનું વક્રપણું અથવા અસરલપણું છે આવું પરભાવ પ્રત્યેનું વક્ર ગમન ન કરતાં, આ મા નિજ સ્વભાવને જ અનુસરી તેનો જ કર્ત્તા ભોક્તા થાય તે સરલપણું

આ પારમાર્થિક ભાવ સરલપણું સમજવા માટે યોગાવંચક, ક્રિયાવંચક અને ફલાવંચકનું સ્વરૂપ સમજવા યોગ્ય છે આ અવંચક ત્રિપુટીને બાણની લક્ષ્યક્રિયાની ઉપમા શાસ્ત્રોપાગ ઘટે છે શુદ્ધ આત્મસિદ્ધિરૂપ લક્ષ્યને અનુલક્ષીને-તાકીને કરવામાં આવેલા યોગ, ક્રિયા ને ફળ અવંચક હોય, અવશ્ય પોતાના સાધ્યરૂપ લક્ષ્યને સાધે પણ સ્વરૂપ-લક્ષ્યને ચૂકીને કરવામાં આવેલા યોગ, ક્રિયા ને ફલ વંચક હોય, સાધ્ય લક્ષ્યને ન સાધે આમ આત્માનું સ્વરૂપ લક્ષ્ય ચૂકી જવારૂપ વંચકપણું-

લક્ષ્યપણું તે જ વંચક યોગ છે, પરભાવ અનુગત ક્રિયારૂપ વક્રગમન તે જ વંચક ક્રિયા છે, અને તેથી પ્રાપ્ત થતું પરભાવપ્રત્યયી સંસારફલ તે જ વંચક ફલ છે. આથી ઊલટું સ્વરૂપલક્ષ્ય ન ચૂકતાં સ્વરૂપલક્ષ્ય તાકવું તે અવંચક યોગ, સ્વરૂપલક્ષ્યના અનુસંધાનવાળી ક્રિયા તે અવંચક ક્રિયા, અને તેથી સાનુબંધ પ્રાપ્ત થતું સ્વરૂપપ્રત્યયી ફળ તે અવંચક ફલ. અર્થાત્ સ્વરૂપ ઓળખવું તે યોગાવંચક, સ્વરૂપ સાધવું તે ક્રિયાવંચક, ને સ્વરૂપ પામવું તે ફલાવંચક. આ અવંચકત્રયી એ જ પરમાર્થથી સત્ફલપ્રદ છે.

તેમાં યોગ અવંચક (સરલ) હોય અર્થાત્ સ્વરૂપલક્ષ્યનું અનુસંધાન હોય, તો જ પછી ક્રિયા અને ફલ પણ અવંચક હોય છે, નહિં તો વંચક હોય છે. કારણકે સત્પુરુષના સ્વરૂપદર્શનરૂપ યોગથી પ્રાપ્ત થતો આ સકલ જોગજીવનરૂપ યોગાવંચક યોગ જીવનું આખું જીવનચક્ર બદલાવી નાખે છે. પ્રથમ જે જીવના સમસ્ત સાધન આત્મબાધક બની બંધનરૂપ થતા હતા, તે હવે સ્વરૂપલક્ષી થયા પછી આત્મસાધક બની સત્ય સાધનરૂપ થાય છે. પ્રથમ જે સ્વરૂપ લક્ષ વિના પરિભ્રમણ ચક્ર આત્મવિમુખપણે વક્ર ઊલટું ચાલતું હતું, તે હવે આત્મસન્મુખપણે સુલટું ચાલે છે. પ્રથમ જે આ માની બધી ચાલ આશ્રવ-બંધપણે અવળી ચાલતી હતી, તે હવે સંવર-નિર્જરારૂપ થઈ સવળી ચાલે છે. પ્રથમ જે જીવના સમસ્ત યોગ-ક્રિયાદિ સ્વરૂપલક્ષ્યને ચૂકી વાંકાચૂકા ચાલતા હોઈ, વક્રગામી હોઈ, વંચક થઈને પ્રવર્ત્તતા હતા, તે હવે સ્વરૂપલક્ષ્યને સાધી, સીધા સરલ ચાલી, અવક્રગામી થઈ,

અવચક–સરલ થઈને પ્રવર્ત્તે છે અને એટલે જ પછી આ સરલાત્મા મુમુક્ષુ જીવ નિરંતર આત્મસ્વભાવ અનુગતપણારૂપ ઋજુતામાં–સરલતામાં રમે છે ને અનાદિ ઉપાધિને વમે છે "તે માટે મુનિ ઋજુતાએ રમે રે, વમે અનાદિ ઉપાધિ '

(દોહરા) માર્ગ ઋજુ છે મોક્ષનો, મોક્ષ ઋજુનો હોય,
મુમુક્ષુજન ઋજુ સદા, સરલપણાથી સ્હોય
સ્વરૂપલક્ષ્યના યોગથી, યોગ અવચક ધાર,
સ્વરૂપાનુગત કૃત્ય ક્રિયા, સગવપણ તે સાર

---

## શિક્ષાપાઠ ૪૮ નિરભિમાનપણુ

આત્મામાં આત્મબુદ્ધિરૂપ પારમાર્થિક સરલપણું જેને ઉપજ્યુ છે, તે સરલાત્મા પરભાવમાં અહંબુદ્ધિરૂપ અભિમાન કેમ ધરે? આ દેહ તે હું નથી એમ દેહ સબંધી અહંકાર પણ જેને નિવૃત્ત થયો છે, તે દેહાશ્રિત અન્ય ભાવનું અભિમાન કેમ કરે? કારણકે 'અહંકાર તો ઝેર ઝેર ને ઝેર જ છે,' એમ જેણે પ્રગટ જાણ્યુ છે એવા તે ભાવે છે કે–અભિમાન એ આત્માનો મોટામાં મોટો શત્રુ છે અભિમાન એ આત્માની પ્રગતિને અવરોધનાર મોટાના મોટો કોટ ને મોગામાં મોગો પ્રતિબંધ છે મહાતપસ્વી બાહુબલિજીને કેવલ્યદશા પામતા અટકાવનાર આ અભિમાન જ હતું, આ અભિમાન ગજેન્દ્રથી નીચે ઉતર્યા કે તત્ક્ષણ જ કેવળજ્ઞાન પામ્યા "હું કરૂ હું કરૂ એ જ અજ્ઞાનતા, શકટનો ભાર જિમ શ્વાન તાણે,"– એવા પરભાવના કર્તૃત્વઅહંકારરૂપ અજ્ઞાનથી જ આ જીવ

ચતુર્ગતિમા પરિભ્રમણદુ ખ પામે છે આ મ્હારો આત્મા જે નિજ ભાન વિના અનત કાળથી આથડ્યો, તેનુ કારણ સાચા સત ગુરુને મે સેવ્યા ન્હોતા અને મ્હારૂ અભિમાન મૂક્યું ન્હોતુ એ છે સેવ્યા નહિ ગુરુ સતને, મૂકયુ નહિ અભિમાન ' તો હવે પણ મિથ્યાભિમાન રાખી જો હુ વિનયપૂર્વક સતચરણ નહિ સેવુ, તો હજુ પણ મ્હારે તે ને તે જ ભવદુ ખ સહેવાનો વારો આવશે માટે હુ અભિમાન છોડી પરમ વિનયમાર્ગનુ જ અનુસરણ કરૂ કારણકે દીનતા–લઘુતા યુક્ત વિનય વિના 'વિનય' અર્થાત્ આત્મવિદ્યા પ્રત્યે આત્માનુ વિનયન–દોરવણી હોતી નથી, વિનયથી જ વિનયની–આત્મવિદ્યાની પ્રાપ્તિ હોય છે એવી વિનયાન્વિત ભાવનાથી નમ્ર બનેલા આ સતજનો અભિમાનનો હાલાહલ ઝેરની જેમ ત્યાગ કરે છે ફળથી તાડ ભલે અક્કડ બને, પણ આમ્ર તો નમ્ર બને છે, તેમ કોઈ પ્રકારની સફળતાથી અભિમાની ભલે અક્કડ બને, પણ સતજનો તો ઉલટા વિનમ્ર બને છે વર્ષાઋતુમા જલલાભથી નદી ભલે ઉછાળા મારે, પણ સાગર તો ગભીરપણું જ ધારે, તેમ પરવસ્તુના તુચ્છ લાભથી છીંછરા પામર જનો ભલે ગર્વથી છલકાય, પણ સાગરવરગભીર સતજનો ન મલકાય

કવચિત્ પોતાના કોઈપણ પ્રકારના ક્ષયોપશમ આદિનુ સૂક્ષ્મ અભિમાન પણ દેખા દે, તો આ સતજનો તેને હાલાહલ વિષ જાણી તત્ક્ષણ જ દાબી દે છે, ને ચિતવે છે– હે જીવ! તુ પ્રભુતા (ગુરુતા) છોડી લઘુતા ધારણ કર! કારણકે "લઘુતામે પ્રભુતા બસે, પ્રભુતાસે પ્રભુ દૂર" વળી

તુ વિચાર કે આ વિશાળ જનસાગર છે, તેમા હુ તો માત્ર માનવ બુદ્બુદ છુ આ અનત વિશ્વસિન્ધુના અનતાનતમા બિન્દુમા પણ નહિ છતા, આ અજ્ઞાન જીવનો અભિમાન સિન્ધુ કેટલો? આ અભિમાન સિન્ધુને બિ દુમા (શૂન્યમા) પલટાવુ તો જ વિશ્વ વ્યાપક જ્ઞાનસિન્ધુ ઉ લસે! માટે હવે હુ તો પરભાવમા અહ ભાવથી ઉપજતા અષ્ટ મદના ત્યાગની આવી ભાવના જ ભાવીશ –

હે જીવ! આ સસારમા ચારે ગતિને વિષે તુ પુન પુન હીન–ઉત્તમ–મધ્યમ જાતિપણું પામ્યો છે, તો આ જાતિમદ શ્યો? કોની કઈ જાતિ શાશ્વતી છે? (પ્રશમરતિ) એમ સમજી તુ ત્હારી શુદ્ધ ચૈતન્ય જાતિને સભાર! ઉચ્ચ કુલમા જન્મેલા પણ નીચ લક્ષણવાળા હોય છે ને નીચ કુલમા જન્મેલા પણ ઉચ્ચ લક્ષણવાળા હોય છે, અને સુશીલપણ એ જ સાચુ કુલીનપણુ છે, તો પછી કુલમદ શેનો? એમ જાણી હે ચેતન! તુ સુશીલ આત્મસ્વભાવમા વર્ત્તવારૂપ ત્હારા મૂળ આત્મ–કુલધર્મને ભજ! મલમૂત્ર, હાડમાસ ને રુધિરથી ભરેલી જે ચામડાની કોથળી ત્વચાથી મઢેલી છે ત્યાલગી જ રૂડીરૂપાળી લાગે છે, તે આ અશુચિ કાયાના રૂપનો મદ શો? એમ વિચારી ત્હારા શુચિ આત્મસ્વરૂપને નિહાળ! ચયાપચયિક ને રોગ–જરાનુ નિવાસધામ એવુ આ બળવાન્ શરીર પણ ક્ષણવારમા નિર્બલ ને શિથિલ થઈ પડે છે, અને બળવાન્ કાળ આગળ કોઈનુ પણ કઈ પણ બળ ચાલતુ નથી, તો પછી બળનો મદ કોણ કરે? એમ ભાવી તુ નિર્બલના બલરૂપ રામાગમી પ્રભુનુ સ્મરણ કર! લાભ–અલાભ એ કર્મને આધીન છે, ત્યા કવચિત્ કઈ તુચ્છ લાભ

મળ્યો, તો તેનો મદ શો? એમ ચિંતવી હે જીવ! તું પરમ આત્મલાભની ચિંતા કર! શ્વાનની જેમ બીજાના ચાટુકર્મથી જે જનપ્રિયપણું પમાય, તેનો મદ શો? એમ વિમાસી તું આનંદઘન પ્રભુનું ચિત્તપ્રસન્નતારૂપ પ્રિયપણું પ્રાપ્ત થાય એવો ઉપાય કર! ત્રિપદી માત્રના ગ્રહણથી જેને દ્વાદશાંગીનું જ્ઞાન થતું હતું, એવા મહાબુદ્ધિનિધાન મહાત્માઓ પૂર્વે થઈ ગયા છે, ત્યાં મ્હારા જેવા બુદ્ધિવૈભવવિહીન મંદ મતિને મદનું સ્થાન ક્યાં છે? એમ ભાવી હે જીવ! તું સદ્બુદ્ધિના ઘરમાં આવ! પૂર્વ પુરુષસિંહોનો અનંત સાગર જેવો જ્ઞાનાતિશય સાંભળીએ છીએ, ત્યારે બિન્દુ જેવા પણ નહિં એવા અલ્પ જ્ઞાનથી આગમધર શ્રુતધર કહેવાતા વર્ત્તમાનકાળના પુરુષોને પણ શ્રુતમદનો અવકાશ નથી, તો પછી મ્હારા જેવા અલ્પશ્રુતનું તો પૂછવું જ શું? વળી આ શ્રુતજ્ઞાન છે તે તો મદને હરનારૂં છે, તે મદ કરનારૂં થાય, તો તો તરવાનું સાધન બૂડવાનું સાધન બને એ કેમ કામ આવે? એમ સમજી હે જીવ! તું પરભાવપ્રત્યયી સર્વ મદસ્થાનોનો ત્યાગ કરી નિરભિમાનપણું ભજ! ને સદ્ગુરુ સમીપે શ્રુત કરેલા આત્મધર્મમાં લીન થા!

(ત્રોટક) ગજર્યો જીવ કાળ અનંત નકી,
નિજ ભાન વિના અભિમાન થકી,
અભિમાન હલાહલ ઝેર ગણી,
ન જ દૃષ્ટિ કરો મદસ્થાન ભણી

———

# शिक्षपाठ ४९ ब्रह्मचर्यनु सर्वोत्कृष्टपणु

પરભાવમા અહકાર છૂટવારૂપ નિરભિમાનપણુ વર્ત,
તો જ બ્રહ્મમા-આત્મસ્વરૂપમા ચર્યારૂપ 'બ્રહ્મચર્ય' પામે
બ્રહ્મમા અર્થાત્ શુદ્ધ આત્મસ્વરૂપમા વિચરવુ-રમણ કરવુ
તે ભાવથી બ્રહ્મચય છે કારણકે અબ્રહ્મમા-અનાત્મમા વિચરવુ
તે વ્યભિચારરૂપ અબ્રહ્મચર્ય અથવા પરવસ્તુના સશ્લેષરૂ
દ્વૈત છે, આ પરવસ્તુમા વિચરવારૂપ અબ્રહ્મચર્ય ત્યજી
અદ્વૈત એવા શુદ્ધ આત્મામા રમવુ તે ભાવબ્રહ્મચર્ય છે
આવુ ભાવબ્રહ્મચર્ય એ જ સર્વ યોગસાધનનુ અતિમ
ધ્યેય હોવાથી તેનુ સર્વોત્કૃષ્ટપણુ પ્રગટ છે પણ આવુ
સ્વરૂપરમણુતારૂપ ભાવબ્રહ્મચર્ય પ્રગટવા માટે પણ દ્રવ્ય
બ્રહ્મચર્ય પરમ ઉપકારી સાધન છે અર્થાત્ મન-વચન-
કાયાથી અબ્રહ્મચર્યનુ વર્જન કરી, દ્રવ્યબ્રહ્મચર્યનુ અખ
સેવન કરવામા આવે, તો જ આત્મા સ્વરૂપરમણુતારૂ
ભાવબ્રહ્મચર્યનુ યોગ્ય પાત્ર બની શકે 'પાત્ર થવા સેવે
સદા બ્રહ્મચર્ય મતિમાન ' આમ સર્વોત્કૃષ્ટ ભાવબ્રહ્મચર્યનુ
પરમ ઉપકારી કારણુ હોવાથી આ દ્રવ્યબ્રહ્મચર્યનુ પણ
સર્વોત્કૃષ્ટપણુ છે અને આમ દ્રવ્યથી અને ભાવથી અ
બ્રહ્મચર્યનુ સ્થાન સર્વ યોગસાધનોમા શ્રેષ્ઠ છે

બ્રહ્મચર્ય એ મોક્ષમાર્ગની યોગ્યતા પામવા માટેનુ
સર્વોત્કૃષ્ટ સાધન છે 'સર્વ ચારિત્ર વશીભૂત કરવાને માટે, સ
પ્રમાદ ટાળવાને માટે, આત્મામા અખડ વૃત્તિ રહેવાને માટે
મોક્ષ સબધી સવ પ્રકારના સાધનના જયને અર્થે બ્રહ્મચ

અદ્ભુત અનુપમ સહાયકારી છે ' જ્ઞાનીના આ પરમ અર્થ ગંભીર વચન અક્ષરે અક્ષર પરમ સત્ય છે કારણકે બ્રહ્મચર્ય એ સર્વ ચારિત્રનો મૂળ આધારસ્થભ છે પચ મહાવ્રતમા આ વ્રતનો ભગ થતા સર્વ વ્રતનો ભગ થાય છે અને મૂલછેદ પ્રાયશ્ચિત્ત લાગે છે ઇંદ્રિયોમા જેમ રસનેંદ્રિય દુર્જય છે, તેમ વ્રતોમા બ્રહ્મચર્ય વ્રત દુર્જય છે આવા દુર્જય બ્રહ્મચર્યવ્રતનો જય કરે તે દુષ્કરકારીને પછી અન્ય વ્રતોનું પાલન સાવ સુગમ થઈ પડે છે અને તેને સર્વ ચારિત્ર વશીભૂત થાય છે જે શુદ્ધ બ્રહ્મચર્યનું પાલન કરે છે, તેને અંગજાડ્ય, આલસ્ય, શિથિલતા, સત્ત્વહીનતા, નિરુત્સાહ આદિ પ્રમાદચિહ્નો ઉપજતા નથી, પણ અંગમા ચેતનવતી સ્ફૂર્તિ, ઉત્સાહ, સત્ત્વશીલતા આદિ સ્ફુરે છે, અને રાગ-દ્વેષ-મોહ આદિ આભ્યંતર પ્રમાદ દોષ ટળી, આત્મા સ્વરૂપમા સ્થિતિરૂપ અપ્રમત્ત દશાને પામે છે જે બ્રહ્મચર્યનું પાલન કરે છે, તેની પરભાવ પ્રત્યે ગમનરૂપ વ્યભિચારી વૃત્તિ સહેજે દૂર થાય છે, ને આત્મા સ્વરૂપશ્રેણીએ ચઢી, આત્મામા અખંડ વૃત્તિ વર્ત્તવારૂપ ભાવ બ્રહ્મચર્યને પામે છે જે બ્રહ્મચર્યનું પાલન કરે છે, તેને આત્મવીર્યની વૃદ્ધિ ને પૌરુષની સ્ફૂર્ત્તિ થાય છે, અને તે અપૂર્વ આત્મપુરુષાર્થ સ્ફુરાવી, મોક્ષ સબંધી સર્વ સાધનોનો જય સુગમતાથી કરી શકવાને સમર્થ થાય છે આવા અદ્ભુત અનુપમ બ્રહ્મચર્યનો મહિમા જેટલો ગાઈએ તેટલો ઓછો છે

આત્મા શક્તિથી-સત્તાથી અનંત વીર્યનો સ્વામી છે પણ આત્માનું આ શક્તિરૂપ અનંત વીર્ય વ્યક્ત કરવા માટે બ્રહ્મચર્યની અત્યંત આવશ્યકતા છે કારણકે બ્રહ્મચર્યથી

તન-મનની શક્તિનો સચય થાય છે, તન-મનની નીરોગિતા સાપડે છે, અને આત્મસાધન માટે તન-મનનું અનુકૂળપણુ ઉપજે છે "नायमात्मा बलहीनेन लभ्य ।" આ આત્મા બલહીનને પ્રાપ્ત થાય એમ નથી, એ સૂત્ર અત્રે સ્મરણમા રાખવા યોગ્ય છે આત્મબલ વિના આત્મા સાપડતો નથી આત્મબલનો આધાર મનોબલ પર છે, મનોબલનો આધાર શરીરબલ પર છે, ને શરીરબલનો આધાર બ્રહ્મચર્ય પર છે કારણકે શુક્ર એ શરીરનો રાજા હોઈ શરીરના સત્ત્વનું સત્ત્વ છે, અને તે શરીરના સર્વ યત્રોને બળ-વેગ આપનારી શક્તિ છે તે જો અધોરેતા બની સક્ષય પામે, તો અનુક્રમે શરીર યત્રના સર્વ ચક્રો શિથિલ ને નિર્બળ બની નિસ્તેજ થાય છે, અને મન પણ ઉત્તરોત્તર અદઢ અને અસ્થિર થઈ ચેતનવીર્ય પણ મદ બને છે પરતુ તે જો ઊર્ધ્વરેતા બની, શરીરમા વ્યાપક થઈ પચીને સચય પામે, તો શરીરના અગેઅગ પુષ્ટ થઈ ઓજસ્‌થી દીપે છે, ને મન પણ સુદઢ ને સ્થિર થઈ આત્મવીર્ય વધે છે

આમ આત્માની સત્તાગત અનત શક્તિ વ્યક્ત કરવા અપૂર્વ પુરુષાર્થની સ્ફુરણાર્થે બ્રહ્મચર્ય એ શ્રેષ્ઠ ઉપાય છે જે જે પરમ પુરુષો અનત શક્તિમાન્ પ્રગટ પરમાત્મસ્વરૂપને પામ્યા છે, તે દ્રવ્યથી અને ભાવથી આ બ્રહ્મચર્યના સેવન થકી જ, અને બીજા જીવો પણ જે તેમ કરશે, તે પણ તેવા અનતવીર્ય આત્મસ્વરૂપને પામશે

(દોહરા) બ્રહ્મચર્યથી નિત વધે, તન મન ચેતન વીર્ય,
બ્રહ્મ સ્વરૂપમાં વિચરતો, પ્રગટે અનતવીર્ય

---

આમ ગુરુએ નિષેધ્યા છતા, આમા તે શુ છે એમ કહી ગુરુઆજ્ઞાને અવગણી, તે વીર મન્ય મુનિ કામના નિવાસધામ સમી તે વેશ્યાના નિવાસે પ્હોચ્યા

સ્થૂલભદ્રની સ્પર્ધાથી આ તપસ્વી અહી આવ્યા છે એમ ચતુર કોશાએ તરત સમજી જઈ ઊઠીને નમન કર્યું મુનિએ વસતિ માટે ચિત્રશાલા યાચી કોશાએ તે સમર્પી અને મુનિએ ત્યા પ્રવેશ કર્યો પછી મધ્યાહ્ને જેણે ષડ્રસ આહારનું ભોજન કર્યું હતુ, એવા તે મુનિની પરીક્ષાર્થે લાવણ્ય કોશા કોશા પણ ત્યા આવી પ્હોચી મુનિ તો તેને નીરખીને વારવાર ક્ષોભ પામી યાચના કરવા લાગ્યા કોશાએ કહ્યુ– ભગવન્! અમે તો વેશ્યા છીએ, ધનદાનથી વશ્ય હોઇએ છીએ મુનિ બોલ્યા–વેણુમા તેલની જેમ અમારી પાસ તે દ્રવ્ય ક્યાથી હોય? એટલે વેશ્યાએ તને ઠેકાણે લાવવાના હેતુથી કહ્યુ–નેપાલનો રાજા અપૂર્વ સાધુને રત્નકબલ આપે છે તે લઈ આવો એટલે નિજ વ્રતમા સ્ખલના પામના મુનિ વર્ષાકાલમા પણ બાલની જેમ કાદવવાળી ભૂમિ પર ઠેઠ ખાના નેપાલ ભણી ચાલ્યા, પછી રાજા પાસેથી રત્નકબલ મેળવી પાછા આવ્યા, અને તે વેશ્યાને આપ્યુ પણ કોશાએ તો તે નિ શકપણે ઘરની ખાળના પકમા ફેકી દીધુ! મુનિએ કહ્યુ–તે આ મહામૂલ્ય મહામહેનતે મેળવેલું રત્ન કબલ અશુચિ કર્દમમા કા ફેકી દીધુ? કોશાએ જવાબ આપ્યો–હે મૂઢ! તું કબલને શોચે છે, પણ અચિંત્ય ચિતામણિ રત્ન સમા સ્વ આત્માને નરકમા પડતા નથી શોચતો! એટલે સ વેગ પામેલા મુનિએ કહ્યુ–તે મને ભલી

કામક્રીડાનુ તેને વારવાર સ્મરણ કરાવવા લાગી જે જે તે મદનમૂર્તિએ ક્ષોભ પમાડવા માટે કર્યું, તે તે આ નિષ્કામી મહામુનિમા, વજ્રમા નખવિલેખનની જેમ, ફોગટ ગયું જેમ જેમ તે ઉપસર્ગ કરતી ગઈ, તેમ તેમ આ આત્મારામી મુનિનો ધ્યાનઅગ્નિ ઓર પ્રજ્વલિત થયો એટલે આ અક્ષોભ્ય મહામુનિના આવા પરમ ઇદ્રિયજયથી ચમત્કાર પામેલી તે કોશા આત્માને નિન્દતી તેમના ચરણમા પડી, અને પ્રતિબોધ પામી વેશ્યાપણ છાડી વ્રતધારિણી બની

પછી વર્ષાસમય વીત્યે તે ત્રણેય સાધુઓ અભિગ્રહ નિર્વાહિત કરી ક્રમે કરીને ગુરુ પાસે આવ્યા તે પ્રત્યેકને અહો દુષ્કરકારક! તને સ્વાગત છે! એમ કઈક ઊઠીને ગુરુએ સત્કાર્યાં પછી સ્થૂલભદ્ર મુનિનુ આગમન થતા, ઊઠીને સામા જઈ ગુરુએ કહ્યુ—અહો દુષ્કરદુષ્કરકારિ મહાત્મન્! તમને સ્વાગત હો! એટલે મત્સર ધરતા તે અન્ય સાધુઓ ચિતવવા લાગ્યા—અહો! ગુરુનું આ આમ ત્રણ ખરેખર! તે મત્રીનો પુત્ર છે તે કારણે છે જો તે ષડ્રસ આહારથી દુષ્કરદુષ્કરકારી છે, તો આપણે પણ આવતે વર્ષ આ કરી દેખાડશુ એમ મનમા સકલ્પ કરી તે મત્સરવત ઈર્ષ્યાળુ મુનિઓએ આઠ માસ વ્યતીત કર્યા એટલે સિહ-ગુહાવાસી સાધુએ ગુરુ પાસે અભિગ્રહ લીધો—હે ભગવન્! હુ કોશા વેશ્યાના ગૃહે નિત્ય ષડ્રસ આહાર ભોજન કરતો ચાતુર્માસ સ્થિતિ કરીશ ગુરુએ કહ્યુ—હે વત્સ! સ્થૂલભદ્ર જેવો વિરલો મુનિરાજ જ જે દુષ્કરદુષ્કર કરવા સમર્થ છે, તેનુ આધણુ અનુકરણ કરી મેરુનુ પારખુ લેવા યોગ્ય નથી

ઉત્પન્ન થઈ વર્દ્ધમાન થાય ને સુરક્ષિત બને એ પ્રકારે કરી છે દાખલા તરીકે—પચમહાવ્રતમા સર્વ પ્રાણાતિપાતથી નિવૃત્તિની ઉત્સર્ગરૂપ પ્રતિજ્ઞા છતા, તેના અપવાદરૂપે નદી ઉતરવાની આજ્ઞા ભગવાને કરી છે, તે ક્ષેત્રપ્રતિબધ ટાળી સયમની રક્ષાર્થે કરી છે પણ બ્રહ્મચર્ય વ્રતમા કોઈ અપવાદ કહ્યો નથી, કારણકે રાગદ્વેષ વિના તેનો ભગ થઈ શકે નહિ આમ સર્વ ઉત્સર્ગ—અપવાદ આજ્ઞા સયમનુ રક્ષણ થાય તેમ જીવના આત્મહિતાર્થે કહી છે

સમસ્ત પરભાવ-વિભાવથી આત્માને વ્યાવૃત્ત કરી સ્વભાવમા આણવો, 'સ્વભાવમા રહેવુ, **વિભાવથી મૂકાવુ'** એ જ જિન ભગવાનની મુખ્ય આજ્ઞા છે, એ જ શાસનસર્વસ્વ છે, એ જ પ્રવચનસાર છે, એ જ સૂત્રપરમાર્થ છે વિભાવરૂપ અધર્મમાથી નિવૃત્તિ કરાવી, સ્વભાવરૂપ ધર્મ પમાડવો એ જ જિનપ્રવચનનુ મુખ્ય પ્રયોજન છે, એ જ ઉદ્દેશ છે, એ જ ઉપદેશ છે, એ જ આદેશ છે અને એ જ વત્થુસહાવો ધમ્મો વસ્તુનો સ્વભાવ તે ધર્મ એ મહાસૂત્ર પ્રમાણે આ માનો વાસ્તવિક ધર્મ છે સમસ્ત દ્વાદશાગી પણ આ મુખ્ય આજ્ઞા–ધર્મ પ્રવચનના વિવરણરૂપ છે, અને અન્ય સર્વ આજ્ઞા–સાધન પણ આ એક પરમાર્થ આજ્ઞાના યોગક્ષેમાર્થે છે 'આ જ્ઞાની પુરુષની આજ્ઞાનુ આરાધન એ સિદ્ધપદનો સર્વશ્રેષ્ઠ ઉપાય છે ××અન ત કાળ સુધી જીવ નિજ છદે ચાલી પરિશ્રમ કરે તોપણ પોતે પોતાથી જ્ઞાન પામે નહી, પરતુ જ્ઞાનીની આજ્ઞાનો આરાધક અતર્મુહૂર્તમા પણ કેવળજ્ઞાન પામે માટે ક્ષીણમોહ પર્યંત જ્ઞાનીની આજ્ઞાનુ અવલબન હિતકારી છે,'—એમ જાણી સ્વચ્છદ છોડી

રીતે ઓઘી ભવસાગરમા પડતા બચાવ્યો હુ ગુરુ સમીપે જઈ મ્હારા પાપનુ પ્રાયશ્ચિત્ત કરીશ વારુ ધર્મલાભ! કોશાએ પણ મિથ્યા દુષ્કૃત કહી ક્ષમા માગી

પછી તે સાધુએ સભૂતવિજય ગુરુ પાસે જઇ આજ્ઞાભગ માટે ક્ષમા યાચી અને કહ્યુ-ગુરુદેવ! હુ મૂઢ મત્સરને લઈ મહામુનિ સ્થૂલભદ્રજીની સ્પર્ધા કરવા ગયો, પણ કોશાના ઉપદેશથી હુ પતન પામતા માડમાડ બચ્યો છુ કયા એ મહાસત્ત્વ સિહ સમા સ્થૂલભદ્રજી? ને કયા શીયાળ જેવો કાયર હીનસત્ત્વ હુ? ખરેખર! દુષ્કરદુષ્કરકારી જો કોઇપણ હોય તો તે આત્મારામી મહાત્મા સ્થૂલભદ્રજી જ છે તે મહાબ્રહ્મચારીને નમસ્કાર હો! નમસ્કાર હો!

(દોહરા) દુષ્કરદુષ્કરકારી તે, સ્થૂલભદ્રને પ્રણામ,
આત્મારામી જે રહ્યા, કામગૃહે નિષ્કામ



## शिक्षापाठ ५१ आज्ञा

આગલા શિક્ષાપાઠોમા દયાથી માડી બ્રહ્મચર્ય પર્યંત જે જે સાધનો બતાવ્યા, તે તે જ્ઞાનીની આજ્ઞા અનુસાર આ માર્થના લક્ષપૂર્વક સેવવામા આવે, તો અવશ્ય મોક્ષસાધક થઈ પડે પણ આત્માર્થ ભૂલી જો સ્વચ્છદે વરવામા આવે, તો તે સાધન પણ બધન બની ભવઉપાધિ વધારે "દાન તપ શીલ વ્રત નાથ આણા વિના, થઇ બાધક કરે ભવઉપાધિ" કારણકે ઉત્સર્ગરૂપ કે અપવાદરૂપ જે જે આજ્ઞા જ્ઞાનીએ કરી છે, તે કેવલ જીવના કલ્યાણ હેતુએ, જેમ આત્માર્થ

બ્રહ્મચર્ય, અસંગતા, ગુરુભક્તિ, તપ, જ્ઞાન એ સત્ પુષ્પોથી પ્રભુની પૂજા કરે કારણકે-'પરમ પુરુષની મુખ્ય ભક્તિ ઉત્તરોત્તર ગુણની વૃદ્ધિ થાય એવા સદ્વર્ત્તનથી પ્રાપ્ત થાય છે ચરણપ્રતિપત્તિ (શુદ્ધ આચરણની ઉપાસના) રૂપ સદ્વર્ત્તન જ્ઞાનીની મુખ્ય આજ્ઞા છે,-જે આજ્ઞા પરમ પુરુષની મુખ્ય ભક્તિ છે' માટે આત્મકલ્યાણને ઇચ્છનાર મુમુક્ષુએ આજ્ઞા-પ્રધાન બની, જ્ઞાનીની મુખ્ય આજ્ઞારૂપ આ સદ્વર્ત્તનનું અર્થાત આત્મસ્વભાવરૂપ સતશીલનું યથાશક્તિ સેવન કરવુ જોઇએ, અને પરભાવ-વિભાવ પ્રત્યે ગમનરૂપ વ્યભિચારથી તે શીલનો ભંગ ન થવા દેતા, આત્મસ્વભાવમા રહી અહિંસાદિ સદ્વર્ત્તનમય શીલ પાળવુ જોઈએ આમ આશ્રવનું નિવારણ ને સંવરનુ સેવન કરતા રહી, જે પ્રભુની આજ્ઞાભક્તિમા લીન થાય છે, તે આત્માર્થી મુમુક્ષુ જીવ પરમ આત્મ-સમાધિમય પ્રભુનું પરમ પદ પામે છે "પ્રભુ આણા ભકતે લીન, તિણે દેવચંદ્ર પદ લીન"

(દોહરા) આશ્રવ ત્યજી સંવર ભજી, પાળે જિન આજ્ઞાજ,
તે આત્માર્થી મુમુક્ષુ જન શીઘ્ર લહે શિવરાજ

---

## शिक्षापाठ ५२ समाधि मरण

આજ્ઞા આરાધનમા જે જીવન ગાળે છે, તે અવિરાધક જીવને પ્રાયે સમાધિમરણની પ્રાપ્તિ હોય છે જ્ઞાનીઓ કહે છે કે 'એકવાર જો સમાધિમરણ થયું તો સર્વકાળના અસમાધિમરણ ટળશે' મૃત્યુનું આવવું અનિયત છે તે ગમે ત્યારે, ગમે તેને, ગમે તે અવસ્થામા, અગમચેતી વિના આવી

આત્માર્થી જીવે, आणाए धम्मो आणाए तवो–આજ્ઞાએ ધર્મ ને આજ્ઞાએ તપ એ સૂત્ર હૃદયમાં ધારણ કરી, જ્ઞાનીની આજ્ઞાનું અખંડ એકનિષ્ઠ આરાધન કરવા યોગ્ય છે.

અને જે ખરેખરો આત્માર્થી જીવ હોય તે જ આ આજ્ઞાનો અધિકારી છે. આ આજ્ઞાના બે પ્રકાર છે–દ્રવ્ય અને ભાવ. દ્રવ્યના બે અર્થ છે. એક તો તથારૂપ ભાવવિહીન એવું અપ્રધાન દ્રવ્ય, અને બીજું તથારૂપ ભાવનું ઉત્પાદક એવું પ્રધાન દ્રવ્ય. આમાં આત્મભાવના કારણરૂપ પ્રધાન દ્રવ્ય તે જ પ્રશસ્ત હોઈ આત્માર્થીને ઉપકારી છે. આ દ્રવ્ય આજ્ઞાના મુખ્ય અધિકારી તો અપુનર્બંધકાદિ છે, કારણકે આ લોક-પરલોકની કામનારહિતપણે જે કેવલ એક આત્માર્થે જ તાત્વિક સમજણપૂર્વક ધર્માનુષ્ઠાન કરે છે, એવા આ સાચા આત્માર્થી મુમુક્ષુ આત્માઓ જ, સમ્યગ્દૃષ્ટિ આદિ ભાવ પામવાની યોગ્યતાવાળા હોવાથી, દ્રવ્યથી જિન આજ્ઞાના અધિકારી છે. અને ભાવઆજ્ઞાના અધિકારી તો તેથી પણ ઊંચી દશાવાળા સમ્યગ્દૃષ્ટિ, ચારિત્રી આદિ જ છે. આ દ્રવ્ય-ભાવ આજ્ઞાના અધિકારીપણાની ઉત્તરોત્તર વૃદ્ધિ પણ જ્ઞાનીની આજ્ઞાના આરાધનથી હોય છે.

આ આજ્ઞાનું આરાધન એ જ જ્ઞાની ભગવાનની મોટામાં મોટી પૂજા-ભક્તિ-સેવા છે. કોઈ નોકર હોય ને શેઠની આજ્ઞા ન પાળે ને કહે કે હું તેનો સેવક છું, એ કેમ બને ? આ તો “ ચાકર તેરા, કહ્યા નહિ કરૂં ” એના જેવો ઘાટ થયો ! માટે સાચો ભક્ત સેવક તો પ્રભુની આજ્ઞાનું પાલન કરવા સદા તત્પર રહે, અને અહિંસા, સત્ય, અસ્તેય,

સમાધિમરણની પ્રાપ્તિ અર્થે જ્ઞાની પુરુષાએ આલોચના, ક્ષમાપના, દુષ્કૃતનિન્દા, સુકૃતપ્રશસા, પાપસ્થાનકત્યાગ, વ્રતગ્રહણ, ભાવના, અનશન, ચઉશરણ, નવકાર-મરણ એમ દશવિધ આરાધનાવિધિ પ્રદર્શિત કરેલ છે તેનુ ભાવન કરતા મુમુક્ષુ આત્મા ભાવે છે કે–

હુ આ દેહાદિથી ભિન્ન એવો શુદ્ધ ચેતનસ્વરૂપ આત્મા છુ આ જ્ઞાનદર્શનમય આત્મા શિવાય બીજુ કઈ પણ પરમાણુમાત્ર પણ મ્હારૂ નથી અનાત્મીય એવા આ દેહાદિ પરભાવમા આત્મબુદ્ધિએ કરીને તેના મિથ્યા અહકાર-મમકારથી હુ અનત જન્મમરણ દુ ખ પામ્યો, અને આ પરભાવ નિમિત્તે વિભાવ ઉપાધિ ઉત્પન્ન કરી આત્મસમાધિ ભૂલ્યો આત્મસ્વરૂપની આરાધના ચૂકી મે અનાચારથી, અવ્રતથી, વિષયથી, કષાયથી આ ભવ-પરભવને વિષે જે કઈ આત્મ વિરાધના કરી હોય, તેનો હવે હુ પશ્ચાત્તાપ કરી મિથ્યાદુષ્કૃત માગુ છુ मिच्छामि दुक्कड। પ્રાણાતિપાતાદિ અઢાર પાપસ્થાન કે જે મે આત્મસ્વરૂપથી ભ્રષ્ટ થવારૂપ પ્રમાદદોષથી સેવ્યાં હોય, સેવરાવ્યા હોય, સેવતા પ્રત્યે અનુમોદ્યા હોય, તે સર્વ ને ત્રિવિધે ત્રિવિધે વોસરાવુ છુ, આત્મસાક્ષીએ નિન્દુ છુ, સદ્ગુરુસાક્ષીએ ગહુ છુ અને આત્મામાથી વિસર્જન કરુ છુ निन्दामि गरिहामि अप्पाण वोसिरामि। હુ સર્વ જીવને ખમાવુ છુ, સર્વ જીવો મને ક્ષમા આપો ! મ્હારે સર્વ પ્રાણી સાથે મૈત્રી છે, કોઈ સાથે કઈ પણ વૈરવિરોધ નથી मित्ति मे सव्वभूएसु, वेर मज्झ न केणइ।

મમતા કરી જે બહુ પ્રકારનો પરિગ્રહ મે એકત્ર કર્યો,

પડે છે ને વગર નોટિસે આ કાયાની કોટડી ખાલી કરવી પડે છે માટે જન્મેલાને મૃત્યુ ધ્રુવ છે, जातस्य हि ध्रुवो मृत्यु એમ જાણી, વિચક્ષણ જનો તેથી નહિ ડરતા, ગાસડા પોટલા બાંધી તેનું સામેથું કરવાને સદા તૈયાર જ રહે છે 'વિચારવાન પુરુષો તો કૈવલ્ય દશા થતા સુધી મૃત્યુને નિત્ય સમીપ જ સમજીને વર્તે છે ઘણુ કરીને ઉત્પન્ન કરેલા એવા કર્મની રહસ્યભૂત મતિ મૃત્યુ વખતે વર્તે છે ×× એમ જાણી મૃત્યુ સમીપ આવ્યે તથારૂપ પરિણતિ કરવાનો વિચાર વિચારવાન પુરુષ છોડી દઈ પ્રથમથી જ તે પ્રકારે વર્ત્તે છે ' શ્રી ઉત્તરાધ્યયન સૂત્રનું માર્મિક વચન છે કે-જેને મૃત્યુની સાથે મિત્રતા હોય અથવા જે મૃત્યુથી પલાયન કરી શકે એમ હોય, અથવા હુ નહિ જ મરૂ એમ જે જાણતો હોય તે ભલે સુખે સુએ! આનો પરમાર્થ બોધ એ છે કે આત્માર્થીએ પ્રથમથી જ અપ્રમત્ત જીવન ગાળી આત્મસમાધિનો અભ્યાસ કરવા યોગ્ય છે,

જેને દેહાદિમા દૃઢ આત્મબુદ્ધિ છે, તે પોતાનો અ તકાળ આવ્યે, મિત્ર-સ્વજનાદિનો વિયોગ થશે એમ દેખી મૃત્યુથી અત્ય ત ડરે છે પણ જેને આત્મામા જ આત્મબુદ્ધિ છે, તે તો દેહ મરે છે, હું મરતો નથી, હુ તો અજર અમર અવિનાશી આત્મા છુ, એમ ભાવતો હોઈ મૃત્યુથી લેશ પણ ડરતો નથી, અને તેનુ જૂનુ વસ્ત્ર બદલાવી નવુ વસ્ત્ર ગ્રહવા જેવુ લેખે છે આવી સમાધિભાવનાથી દેહાદિનુ મમત્વ ત્યજી જે સમત્વ ભજે છે, તેને મૃત્યુ સમયે પણ સમાધિ રહે છે, અને તે મૃત્યુને મહોત્સવ માની આન દથી ભેટે છે અ

વિક્ષેપ શો ? ચિંતા શી ? "ધીંગ ધણી માથે કિયેરે, કુણ ગજે નર ખેટ ?–વિમલ જિન દીઠા લોયણ આજ " "મોટાને ઉત્સંગ બેઠાને શી ચિંતા ? પ્રભુને ચરણ પસાય, સેવક થયા નચિંતા " અરિહંત ભગવંતોને હું નમસ્કાર કરૂં છું સિદ્ધ ભગવંતોને હું નમસ્કાર કરૂં છું આચાર્ય ભગવંતોને હું નમસ્કાર કરૂં છું ઉપાધ્યાય ભગવંતોને હું નમસ્કાર કરૂં છું સર્વ સાધુ ભગવંતોને હું નમસ્કાર કરૂં છું સહજાત્મસ્વરૂપી એવા જે આ સર્વ પરમ આરાધ્ય ભગવંતો કાયાની માયા વિસારી, સ્વરૂપને વિષે શમાયા છે, તે આ પરમ પાવન પદોનું પુનઃ પુનઃ ભાવન કરી, હું પણ આ કાયાની માયા વિસારી મ્હારા સ્વરૂપને વિષે લીન થાઉં છું

(દોહરો) માય વિસારી કાયની, થઈ પ્રભુ શરણાધીન,
સહજાત્મસ્વરૂપને સ્મરી, થઉં આત્મામાં લીન

## शिक्षापाठ ५३ वैतालीय अध्ययन*

ભગવાન્ ઋષભદેવજી ભરતના તિરસ્કારથી સંવેગ પામેલા સ્વપુત્રોને સંબોધીને ઉપદેશે છે–

તમે સંબૂઝો ! તમે કેમ બૂઝતા નથી ? પરલોકને વિષે નિશ્ચયે કરીને સંબોધિ (સમ્યક્ બોધિ) દુર્લભ છે વ્યતીત થયેલી રાત્રીઓ પાછી આવતી નથી, તેમ ગયેલું જીવિત પણ પુનઃ પ્રાપ્ત થવું સુલભ નથી જુઓ ! કોઈ માનવો બાલ હોતા જ જીવિત ત્યજે છે, કોઈ બુઢ્ઢા થઈને જીવિત ત્યજે છે, કોઈ ગર્ભસ્થ પણ જીવિત ત્યજે છે સિંચાણો જેમ તેતરને

*શ્રી સૂત્રકૃતાંગ, પ્ર શ્રુ સ્ક , અ ૨

તે કઈ પણ સાથે લીધા વિના, ભવોભવને વિષે જે જ્યાંનો હતો તે ત્યાં જ મૂકીને, હું ખાલી હાથે ચાલતો થયો,-તે પરિગ્રહના મૂર્ચ્છામમત્વને હું વોસરાવું છું "પરિગ્રહની મમતા કરીજી, ભવભવ મેલી રે આથ, જે જ્યાંની તે ત્યાં રહીજી, કોઈ ન આવી સાથ રે જિનજી! મિચ્છા દુક્કડ આજ" હું ખાલી હાથે એકલો જ આવ્યો છું ને એકલો જ જવાનો છું સાથે માત્ર એક વફાદાર ધર્મમિત્ર જ આવવાનો છે આ પરમ દુર્લભ આત્મધર્મની ને બોધિબીજની પ્રાપ્તિ મને ભવોભવને વિષે હો! પરમ યોગી શ્રી ઋષભદેવજી જેવા પણ જે દેહને નથી રાખી શક્યા, તે દેહને બીજો કોણ રાખી શકે એમ છે? માટે ભાડુતી ઘર જેવા આ નશ્વર દેહનું મમત્વ ત્યજી, હું એવી રીતે મરૂં કે જેથી ફરી મરવું ન પડે એટલે સમભાવમાં સ્થિત થઈ, હવે હું સાગ્ભૂત એવી સંલેખના કરી કાયની ને કષાયની ક્ષીણતા કરૂં છું, અનશન આદરી, ચાર પ્રકારના આહારનો ત્યાગ કરૂં છું, અને મ્હારૂં અનાહારી એવું આત્મસ્વરૂપ સ્મરી, ઉત્તમ અનશન કરનારા શાલિભદ્ર મેઘકુમાર આદિ મહામુનીશ્વરોના અદ્‌ભુત આત્મપરાક્રમને સંભારૂં છું

અનન્ય ભાવશરણના દાતાર અરિહંત ભગવંતોનું હું શરણ ગ્રહું છું શુદ્ધ આત્મસ્વરૂપી સિદ્ધ ભગવંતોનું હું શરણ ગ્રહું છું મૂર્તિમાન્ સમાધિસ્વરૂપ સાધુ ભગવંતોનું હું શરણ ગ્રહું છું કેવલિ ભગવંતે ભાખેલા આત્મસ્વભાવ ધર્મનું હું શરણ ગ્રહું છું ચઉગતિનો ઉચ્છેદ કરનારા આ ચઉશરણનો મેં આશ્રય કર્યો છે, તો મને હવે ભય શો?

વિક્ષેપ શો ? ચિંતા શી ? "ધીંગ ધણી માથે કિયોરે, કુણ ગંજે નર ખેટ ?-વિમલ જિન દીઠા લોયણ આજ" "મોટાને ઉત્સંગ બેઠાને શી ચિંતા ? પ્રભુને ચરણ પસાય, સેવક થયા નચિંતા" અરિહંત ભગવંતોને હું નમસ્કાર કરૂં છું સિદ્ધ ભગવંતોને હું નમસ્કાર કરૂં છું આચાર્ય ભગવંતોને હું નમસ્કાર કરૂં છું ઉપાધ્યાય ભગવંતોને હું નમસ્કાર કરૂં છું સર્વ સાધુ ભગવંતોને હું નમસ્કાર કરૂં છું સહજાત્મસ્વરૂપી એવા જે આ સર્વ પરમ આરાધ્ય ભગવંતો કાયાની માયા વિસારી, સ્વરૂપને વિષે શમાયા છે, તે આ પરમ પાવન પદોનું પુનઃ પુનઃ ભાવન કરી, હું પણ આ કાયાની માયા વિસારી મ્હારા સ્વરૂપને વિષે લીન થાઉં છું

(દોહરા) માય વિસારી કાયની, થઈ પ્રભુ શરણાધીન,
સહજાત્મસ્વરૂપને સ્મરી, થઉં આત્મામાં લીન

## शिक्षापाठ ५२ वैतालीय अध्ययन*

ભગવાન્ ઋષભદેવજી ભરતના તિરસ્કારથી સંવેગ પામેલા સ્વપુત્રોને સંબોધીને ઉપદેશે છે–

તમે સંબૂઝો ! તમે કેમ બૂઝતા નથી ? પરલોકને વિષે નિશ્ચયે કરીને સંબોધિ (સમ્યક્ બોધિ) દુર્લભ છે વ્યતીત થયેલી રાત્રીઓ પાછી આવતી નથી, તેમ ગયેલું જીવિત પણ પુનઃ પ્રાપ્ત થવું સુલભ નથી જુઓ ! કોઈ માનવો બાલ હોતા જ જીવિત ત્યજે છે, કોઈ બુઢ્ઢા થઈને જીવિત ત્યજે છે, કોઈ ગર્ભસ્થ પણ જીવિત ત્યજે છે સિંચાણો જેમ તેતરને

*શ્રી સૂત્રકૃતાંગ, પ્ર શ્રુ ૨૪, અ. ૨

હરે છે, તેમ આયુક્ષયે મૃત્યુ પ્રાણીને હરે છે ને મનુષ્યનું જીવિત ત્રૂટે છે

માતા-પિતાદિના મોહે કરીને જીવ લુપાય છે, તે જીવને ભવાંતરમાં સુગતિ સુલભ નથી માટે આ મૃત્યુ તથા મોહ આદિ ભયોને દેખીને મુમુક્ષુ આત્મામાં સુસ્થિત એવો સુવ્રતી થઈ આરંભોથી વિરમે કારણકે અવિરત એવા જુદા જુદા પ્રાણીઓ આ જગતમાં કર્મોથી લુંપાય છે, પોતે જ કરેલા કર્મોને અવગાહે છે, અને તે કર્મના વિપાક ભોગવ્યા વિના મૂકાતા નથી દેવો, ગાંધર્વો, રાક્ષસો, અસુરો, ભૂમિચરો, સર્પો, ગજા, નર, શેઠ કે બ્રાહ્મણો,-એ સર્વ પોતપોતાના સ્થાન અંતકાળે દુખિત થઈને છોડે છે કામોથી અને સ્વજનાદિના પરિચયથી ગૃદ્ધ થયેલા જંતુઓ તેના વિપાકકાલે કર્મોને સહે છે, અને બંધનથી છૂટેલા તાડફલની પેઠે આયુક્ષયે ત્રુટી પડે છે

કોઈ બહુશ્રુત હોય કે ધાર્મિક હોય, બ્રાહ્મણ હોય કે શ્રમણ હોય, તે પ્રગટપણે માયારૂપ કર્મો વિષે મૂર્ચ્છિત સતા, તીવ્ર કર્મોથી કપાય છે વળી જુઓ ! બાહ્ય પરિગ્રહના પરિત્યાગરૂપ વિવેકને આશ્રીને ઊઠેલા એવા કોઇ જનો, સમ્યક્ જ્ઞાનના અભાવે પોતે નહિ તર્યા છતા, અહીં ધ્રુવ એવા મોક્ષની કે તેના ઉપાયની 'માત્ર શબ્દની માહ્ય' કેવલ વાત જ કરે છે, પણ તે આચરતા નથી, તો પછી 'બાહ્ય ત્યાગ પણ જ્ઞાન નહિ' એવા તે જનોના માર્ગને પ્રપન્ન થયેલો જીવ આ લોકને કે પરલોકને કેમ જાણશે ? કારણકે દંભી માયાવી જનો ભલે નગ્ન કે કૃશ થઈને વિચરે, ભલે માસને અંતે ભોજન લે (માસખમણ કરે), તો પણ તે અનંતા ગર્ભ લેશે

માટે જ્ઞાની કહે છે કે હે પુરુષ ! તું પાપકર્મથી વિરામ પામ ! કારણકે મનુષ્યોનું જીવિત સાત (મર્યાદિત) છે, અને તેમાં પણ જે કામમૂર્છિત અસંવૃત નરો અહીં સંસારમાં મગ્ન છે, તે મોહને પામે છે એટલા માટે યોગવાન્ એવો તું યત્નાવંત થઈને આ મોક્ષમાર્ગે વિહર ! જ્ઞાન-દર્શનાદિ સૂક્ષ્મ ભાવ પ્રાણવાળો આ પંથ દુરુત્તર-દુસ્તર છે માટે જ્ઞાનીની આજ્ઞારૂપ અનુશાસન પ્રમાણે જ તું તે આત્મસંયમના માર્ગે પ્રકૃષ્ટપણે ગમન કર ! આમ સર્વ વીરોએ સમ્યક્ પ્રવેદિત કર્યું છે, આત્માનુભવથી સંવેદ્ય-અનુભવ્યું છે તે વીરો કેવા છે? વિષયરૂપ પરભાવથી વિરત અને સ્વભાવને વિષે સમુત્થિત એવા તે આત્મપરાક્રમી વીરો, ક્રોધ-માયા આદિ વિભાવને પીસનારા હોય છે તેઓ સર્વ પ્રકારે સ્વ-પરના દ્રવ્ય-ભાવ પ્રાણને હણતા નથી, અને આમ પાપથી વિરત થયેલા તે વીર પુરુષો અભિનિર્વૃત હોય છે, અર્થાત્ દેહ છતાં મુક્ત એવી જીવન્મુક્ત નિર્વાણ દશાને અનુભવે છે

આવા વીરોના આત્મસંયમમય માર્ગમાં વિચરતાં કદાપિ પરીષહ-ઉપસર્ગ આવી પડે, તો એમ ભાવે કે હું જ એકલો કાંઈ પરીષહ-ઉપસર્ગોથી લોપાતો નથી, પણ લોકને વિષે અન્ય પ્રાણીઓ પણ અતિ દુઃસહ દુઃખોથી લોપાય છે, અને આ દુઃખો આવ્યા છે તેથી તો ઉલટો મને નિર્જરા લાભ જ થશે એમ જ્ઞાન-દર્શન-ચારિત્ર સહિત એવો પુરુષ આત્મહિત દેખે, અને ક્રોધાદિથી અપીડિત એવો નિભૃત રહી, તે પરીષહ-ઉપસર્ગોથી સ્પૃષ્ટ થતાં, તેને સમભાવે અહિયાસે (સહન કરે) પોતે ચક્રવર્તી હોય અને બીજો

દાસનો દાસ હોય, તોપણ પોતાની પૂર્વે મોનપદમા ઉપસ્થિત દાસાનુદાસને વદન કરતો તે ચક્રવર્તી લજ્જા ન ધરે, અને તે દાસ પણ ગર્વ ન કરે,-એમ સમભાવે ભિક્ષુ મહા વિચરે. આવી સમભાવનાથી આ માર્ગરૂપ ભીતને લાગેલા કર્મ-લેપને ધૂણી નાખી આ અવધૂત આ એ અનશનાદિથી પોતાના દેહને કૃશ કરે ને સર્વથા અહિંસા પ્રત્યે જ પ્રવજે-પ્રકૃષ્ટપણે ગમન કરે. ધૂલિથી ખરડાયેલી પખિણી પાંખ ફફડાવી રજ ખંખેરી નાખે, તેમ જ્ઞાનદર્શનાદિ ઉપધાનવાળો ભવ્ય તપસ્વી માહણ કર્મને ખપાવે આ જ મોક્ષ પ્રત્યે અનુકૂલ એવો 'અનુધર્મ' મુનિએ પ્રવેદિત કર્યો છે, પોતે સંવેદન કરી અનુભવથી કહ્યો છે આ સન્માર્ગ પૂર્વે જીવે કદી અનુશ્રુત કર્યો નથી ને શ્રુત હોય તોપણ યથાવસ્થિત આચર્યો નથી. સદ્ગુરુ સમીપે આ અપૂર્વ માર્ગ શ્રવણ કરી, ગુરુના છંદે અનુવર્તતા એવા અનતા જીવો પરભાવ-વિભાવથી વિરત થઈ મહા ઓઘને-સસારપ્રવાહને તરી ગયા છે

તેથી અહો દ્રવ્ય! મુક્તિગમન યોગ્ય ભવ્ય! તુ શુદ્ધ આત્મદ્રવ્યમા સ્થિતિ કરતો એવો 'દ્રવ્ય'-શુદ્ધોપયોગવત થા! સદસદ્વિવેકવત પડિત થઈ આ પાપકર્મના વિપાકને જો! અને પાપથી વિરત થઈ, ક્રોધાદિ કષાયના પરિત્યાગથી અભિનિર્વૃત થા! અત્યત શાતિભૂત થા! અને 'દેહ છતા નિર્વાણ' એવી દેહાતીત જીવ મુક્ત દશાનો અનુભવ કર! આવા આ સિદ્ધિપથ પ્રત્યે લઈ જનારા ધ્રુવ મહામાર્ગને વીરો અત્યત આત્મપરિણામી કરે છે માટે કર્મનુ વિદારણ કરનારા આ 'વેયાલીય' (વૈતાલિક) વીરમાર્ગને પામેલા અને મન-વચન-

કાયાથી સવૃત થયેલો એવો વીર પુરૂષ, વિત્ત જ્ઞાતિ અને આરભને છોડીને આત્મામા સુસવૃત થઈ મોક્ષમાર્ગને વિષે વિચરે

(દોહરા) કર્મ વિદારક વીરનો, વૈતાલીય વીરમાર્ગ,
વીરપણે ત્યા વિચર, વીરજનો મહાભાગ



## શિક્ષાપાઠ ૫૪ સયોગોનુ અનિત્યપણુ

જગતની જાહ્નવી વહી જાય છે, અને તેના તટસ્થ દશાને ક્ષણે ક્ષણે નવનવા દશ્યોનુ ચલચિત્ર દૃષ્ટિગોચર થાય છે જૂના નામો ને જૂના રૂપો સમયસરિતાના પ્રવાહમા કયા તણાઈ ગયા તે ગોત્યા જડતા નથી નવા નામો ને નવા રૂપો પણ ક્ષણિક ચમત્કારો કરી કાળની અનતતામા કયા વિલીન થઈ જાય છે તેનો પત્તો મળતો નથી કાળની એ ને એ રેતી પર અનતા પગલા પડ્યા ને ભૂસાયા સધ્યા સમયના અભ્રની પેઠે જ્યા ક્ષણે ક્ષણે નવનવા રગો પલટાય છે એવા આ દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભવ ને ભાવથી પરાવર્ત્તન પામતા પરિવર્ત્તન શીલ સસારમા સર્વ સયોગો અનિત્ય છે એક રૂપ છોડીને બીજા ગ્રહણ કરતો આ યત્રવાહક જીવ, કર્મ-સૂત્રધારના આદેશ પ્રમાણે નિરતર નવનવા વેષ ધારણ કરી, આ વિશ્વની રગભૂમિ પર નાટક નાચી રહ્યો છે

ક્ષણવારમા ખતમ થઈ હતો ન હતો થઈ જતો આ સસારનો સર્વ ખેલ વિવેકીને મન બાલપુલિગૃહ ક્રીડા જેવો અનિત્ય અને અરમ્ય ભાસે છે અરે ! ચક્રવર્તી આદિ જગતની

સર્વોત્કૃષ્ટ પદની પણ એ જ સ્થિતિ છે જે પ્રચંડ પ્રતાપે કરીને છ ખંડના અધિરાજ બન્યા હતા ને 'બ્રહ્માંડમાં બળવાન્ થઈને ભૂપ ભારી ઊપજ્યા' હતા, 'એ ચતુર ચક્રી ચાલિયા હોતા ન હોતા હોઈને,'હાથ ખંખેરીને આવ્યા હતા તેવા ખાલી હાથે ચાલી નીકળ્યા છે મુંજ રાજાએ ભોજને મારી નાખવા માટે મારા મોકલ્યા હતા, ત્યારે ભોજે માર્મિક સંદેશો પાઠવ્યો હતો કે-માધાતા વગેરે ઘણા બળવાન્ મહીપતિઓ થઈ ગયા છે તેની સાથે આ પૃથ્વી ગઈ નથી, પણ હે મુંજ ! ત્હારી સાથે તો જરૂર આવશે ! કહેવાય છે કે મૃત્યુશય્યા પર પડેલા મહાવિજેતા સીકંદરે આદેશ કર્યો હતા કે– મ્હારી ઠાઠડી લઈ જવામાં આવે ત્યારે મ્હારી મુઠ્ઠી ખુલ્લી રાખજો ને જગતને જાહેર કરજો કે આ સીકંદર ખાલી હાથે આવ્યો હતો અને ખાલી હાથે જાય છે "એક ધર્મ જ એવો સુહૃદ્-મિત્ર છે કે જે મૂઆની પાછળ પણ જાય છે બાકી બીજું બધું ય તો આ શરીરની સાથે જ ખાખ થાય છે." (યોગદૃષ્ટિ-સમુચ્ચય) સ્વજનાદિ મૃતદેહને બાળી સ્મશાનમાંથી પાછા વળે છે ને બે-ચાર દિવસ સાચો ખોટો સ્વાર્થમય ખેદ કરી, થોડા વખત પછી મરનારના નામને પણ વિસરી જાય છે ! આમ આ સંસારસમુદ્રમાં ક્ષણભંગુર મોજાની જેમ અથડાતા જીવોને ઉપજતા સર્વ સંયોગ સંબંધો વિપત્તિના સ્થાન થઈ પડી, અંતે અત્યંત નીરસ નીવડે છે

આ જીવે અનંત જન્મોની અંદર જૂદી જૂદી જનની ઓનું એટલું ધાવણ પીધું છે કે તે ભેગું કરીએ તો સમુદ્રના જલ કરતા પણ વધી જાય ! તે તે જન્મમાં મૃત્યુ થતા,

જૂદી જૂદી માતાઓની આંખમાથી એટલુ પાણી વછૂટયું છે કે તે એકઠુ કરીએ તો સાગરજલ કરતા પણ વધી જાય! આમ આ જીવના અનતા જન્મમરણ થયા છે તેમા કોનો પુત્ર ને કોનો પિતા? કોની માતા ને કોની સ્ત્રી? જે પૂર્વે શત્રુઓ હતા તે આ જન્મમા બધુઓ બને છે ને બધુઓ હતા તે શત્રુ બને છે! આ વિષમ સસારમા માતા હોય તે મૃત્યુ પામીને કર્મ વશે કવચિત્ પુત્રી બને છે! બ્હેન હોય તે કવચિત્ સ્ત્રી થાય છે! આવી વિચિત્ર સ્થિતિ આ સસારની છે સાયકાળે જૂદી જૂદી દિશામાથી આવીને પક્ષીઓ વૃક્ષમા વાસ કરે છે, તેમ પ્રાણીઓ જન્માતરથી આવીને કુલવૃક્ષમા વસે છે પછી પ્રભાત થતા એ પખીઓ જેમ ઝાડને છોડીને પોતપોતાની દિશાના ચાલ્યા જાય છે, તેમ આ પ્રાણીઓ પણ પોતપોતાના કર્મ પ્રમાણે જૂદી જૂદી ગતિમા કયાય ચાલ્યા જાય છે! આમ આ બધો ય પખીમેળો છે "પ્રિયજનોનો સગમ ગગનનગર જેવો છે, યૌવન ને ધન વાદળા જેવા છે, શરીર આદિ વિજળી જેવા છે" (જ્ઞાનાર્ણવ) આ જીવન ડાભની અણી પર રહેલા જલબિન્દુ જેવુ છે જગતની ધર્મશાળામા ઉતરેલો આ જીવ મુસાફર ઘડીભર વિસામો લીધો ન લીધો ત્યા તો પુન જન્માતર મુસાફરી ચાલુ કરે છે

આમ આત્મબાહ્ય એવી આ દેહ-ગૃહાદિરૂપ સમસ્ત જગજ્જાલ મૃગજલ જેવી મિથ્યા છે, તે પોતાની નથી, છતા મિથ્યાભાસરૂપ અસત્કલ્પનાથી પોતાની ભાસે છે! એટલે મૃગ-પશુ જેવો મૂઢ જીવ તે મેળવવાની દુરાશાએ તેની પાછળ

જેટલુ દોડાય તેટલુ દોડે છે! પણ તે તો હાથતાળી દઈને દૂર ને દૂર ભાગતી જાય છે ને આ જીવની જાણે ક્રૂર મશ્કરી રૂપ વિડબના કરે છે! અથવા આ દેહ-ગૃહાદિ સર્વ આત્મબાહ્ય સયોગો સ્વપ્ન સમાન છે સ્વપ્નમા દીઠેલી વસ્તુ જેમ જાગ્રત અવસ્થામા દેખાતી નથી, તેમ અજ્ઞાનરૂપ સ્વપ્ન દશામા દેખાતી આ દેહાદિમા આત્મભ્રાતિરૂપ કલ્પના આત્મ જાગ્રતિરૂપ જ્ઞાનદશામા વાસ્તવિક દેખાતી નથી, મિથ્યા જણાય છે આ દેહ-ગૃહાદિ સર્વ સયોગો ક્ષણવારમા સ્વપ્નાની જેમ જોતજોતામા નષ્ટ થઈ જાય છે, ને સ્વપ્નમા મહા રાજઋદ્ધિ પામેલા 'ભીખારીના ખેદ'ની પેઠે હાય! આ મ્હારા ભોગ ચાલ્યા ગયા, એવો વસવસો મનમા રહી જાય છે! માટે જ ભોજા ભગતે ચાબખો માર્યો છે કે "આ તો સપનુ છે સ સાર"

(દોહરા) બાલધૂલિગૃહ ક્રીડ સમા, સર્વ સયોગો જાણ,
ઈદ્રજાલ મૃગજલ સમા, અથવા સ્વપ્ન સમાન



## शिक्षापाठ ५५ महात्माओनी अनत समता

સર્વ બાહ્ય સયોગોનુ અનિત્યપણુ જેણે જાણ્યું છે અને નિત્ય પ્રકાશમય અતરજ્યોતિનુ દર્શન જેણે કર્યું છે, તે જ્ઞાની મહાત્માઓને સર્વત્ર અદ્ભુત સમતા વર્તે છે સ્વરૂપમા શમાયા છે એવા તે સમદર્શી મહાત્માઓ કયાય પણ અહત્વ મમત્વ કરતા નથી, કયાય પણ રાગદ્વેષ ધરતા નથી, કયાય પણ ઇષ્ટ અનિષ્ટ બુદ્ધિ ચિતવતા નથી ગોશાલાએ મહાવીરસ્વામી સમીપે આવી તેમના બે શિષ્યોને તેજોલેશ્યાથી બાળી નાખ્યા,

પણ નિર્મમ ભગવાન્ તો સમર્થ છતા સમભાવમા જ રહ્યા "અબધૂ! કયા તેરા? કયા મેરા? તેરા હે મો તેરી પાસે, અવર સબહી અનેરા,"–એવા સમગ્રસમા ઝીલતા નમિ રાજર્ષિએ કહ્યુ–મિથિલા દાઝે છે એમા મ્હારૂ કાંઈ દાઝતુ નથી

આવા સમદર્શી મહાત્માઓને સુખમા કે દુ ખમા, હર્ષમા કે શોકમા, સ પત્તિમા કે વિપત્તિમા, તૃણમા કે મણિમા, સુવર્ણમા કે પાષાણમા, વનમા કે ભવનમા સર્વત્ર અનંત સમતા હોય છે સુખમા તે મગ્ન થતા નથી કે દુ ખમા તે ભગ્ન થતા નથી, પણ "સુખદુ ખરૂપ કરમફલ જાણો, નિશ્ચય એક આનંદો રે," એમ જાણી સુખ દુખ સમભાવે વેદતા તે સ્થિતપ્રજ્ઞ જ્ઞાની તો સદા નિજાનંદમા જ નિમગ્ન રહે છે હર્ષના પ્રસંગથી તેમનુ મુખ મલકાતુ નથી કે શોકના પ્રસંગથી મ્લાનિ પામતું નથી સ પત્તિથી ફૂલાઇ તે છાકી જતા નથી કે આપત્તિથી દબાઈ તે દીનતા ભજતા નથી તુચ્છ તણખલુ હોય કે મહામૂલ્યવાન્ રત્ન હોય, માટીનુ ઢેફુ હોય કે સોનાનો મેરુ હોય, રજકણ હોય કે વૈમાનિક દેવની ઋદ્ધિ હોય, પણ જ્ઞાની તો તે સર્વને એક પુદ્ગલસ્વભાવી માની સમભાવ જ ધરે છે વનમા ભૂમિશય્યાને તે અનિષ્ટ માનતા નથી કે ભવનમા પુષ્પશય્યાને તે ઇષ્ટ માનતા નથી, પરંતુ નિરંતર આત્મામા જ નિવાસ કરનારા તે આત્મદૃષ્ટાઓને ગ્રામવાસ હો કે અરણ્યવાસ હો તે પ્રત્યે સદા સમદૃષ્ટિ જ વર્ત્તે છે

શત્રુ હો કે મિત્ર હો, વંદક હો કે નિંદક હો, માન હો કે અપમાન હો, જીવિત હો કે મરણ હો, ભવ હો કે મોક્ષ હો,– એ સર્વ પ્રત્યે [illegible]ઓ સદા સમભાવી જ હોય છે આ

મ્હારો શત્રુ છે કે આ મ્હારો મિત્ર છે એવી કવચિત ભેદબુદ્ધિ પણ તેમના અંતરમાં ઉદ્દભવતી નથી, એટલું જ નહિં પણ અમ ખ્યપ્રદેશી એવા આ સર્વ ચેતનલક્ષણ જીવો મ્હારા સમાનધર્મી સાધર્મિક આત્મબંધુઓ છે, એમ માની તે સર્વ પ્રત્યે તેઓ અનન્ય વાત્સલ્ય ધરે છે, અને आत्मवत् सर्वभूतेषु સર્વભૂત પ્રત્યે આત્મવત્ વર્ત્તતા આ સમતામૂર્ત્તિ ભાવે છે કે–"જેવી" દૃષ્ટિ આ આત્મા પ્રત્યે છે તેવી દૃષ્ટિ જગતના સર્વ આત્માને વિષે છે જેવો સ્નેહ આ આત્મા પ્રત્યે છે તેવો સ્નેહ સર્વ આત્મા પ્રત્યે વર્ત્તે છે જેવી આ આત્માની સહજાનંદ સ્થિતિ ઈચ્છીએ છીએ તેવી જ સર્વ આત્મા પ્રત્યે ઇચ્છીએ છીએ'

કોઈ વાંસીથી છેદે કે કોઈ ચંદનથી વિલેપન કરે, કોઈ કુવચનથી નિન્દા કરે કે કોઈ સ્તુતિવચનથી વંદન કરે, કોઈ કંઠમાં ફણિધર નાખે કે કોઈ ફૂલની માલા આરોપે, કોઈ ભક્તિથી સન્માન કરે કે કોઈ તિરસ્કારથી અપમાન કરે, તોપણ તે સમતામૂર્ત્તિ સંતો એક પ્રત્યે રીઝતા નથી ને બીજા પ્રત્યે ખીજતા નથી કોઈ આક્રોશાદિ કરે તો તે ભાવે છે કે આણે મને હણ્યો તો નથી ને? કોઈ હણે તો ભાવે છે કે આણે મ્હારા બે ટૂકડા તો કર્યા નથી ને? કોઈ મારે તો ભાવે છે કે આ બંધુએ મ્હારો ધર્મ તો હણ્યો નથી ને? ઇત્યાદિ ભાવનાથી ભાવિતાત્મા આ મહાજનો ઘોર ઉપસર્ગો મધ્યે પણ અપૂર્વ સમતા દાખવે છે સમતામૂર્ત્તિ ભગવાન પાર્શ્વનાથજીએ ભયંકર ઉપસર્ગો કરનાર કમઠ પ્રત્યે અને ભક્તિથી સ્તુતિ કરનારા ધરણેન્દ્ર પ્રત્યે અદ્દભુત સમવૃત્તિ જ ધારણ કરી ભગવાન્ મહાવીરે છ છ મહિના સુધી સંગમ દેવતાના

*શ્રીમદ્ રાજચંદ્ર અં ૩૮૪

મહા ઉપસર્ગો અનન્ય સમતાભાવે સહન કર્યા સ્કંધક આચાર્ય અને તેમના પાચસો શિષ્યોને દુષ્ટ મંત્રીએ ઘાણીમા પીલ્યા, પણ તે મહામુનિઓ તો સમતારસ ઘાણીમા જ ઝીલ્યા, અને અનુપમ કેવલજ્ઞાન પામી મોક્ષે ગયા ચાર મહાહત્યાનુ પ્રાયશ્ચિત્ત કરતા દૃઢપ્રહારી મુનિ નગરની ચારે ભાગોળે ચાર મહિના કાયોત્સર્ગ ધ્યાને રહ્યા ને લોકોના યષ્ટિ મુષ્ટિ ને લોષ્ટના અસખ્ય પ્રહારો સમભાવે સહ્યા, ને કર્મક્ષય કરી નિર્વાણ પામ્યા શ્વશુરે મસ્તક પર અગ્નિની સગડી મૂનવી તો બાલ મુનિ ગજસુકુમારે ભાવ્યું કે આ સસરાએ તો મને મોક્ષની પાઘડી બધાવી ! શિયાળણીનો જન્મ પામેલી માતા અર્ધું શરીર ખાઈ ગઈ, તોપણ આત્મભાવમા રહેલા અવંતિ સુકુમાર સમતાથી ચલાયમાન થયા નહિ

આવા અનત સમતાવત મહાત્માઓ સુખ આવ્યે જીવિત ઇચ્છતા નથી કે દુ ખ આવ્યે મરણ વાછતા નથી પણ જીવિતમા કે મરણમા જેને ન્યૂનાધિકપણુ નથી એવા આ સતોને જીવવાની તૃષ્ણા હોતી નથી, ને મરણયોગે ક્ષોભ ઉપજતો નથી 'નહિ તૃષ્ણા જીવ્યા તણી, મરણ યોગ નહિ ક્ષોભ ' દેહ છતા દેહાતીત દશાએ વિચરનારા આ વીતરાગોને મન સસાર હો કે મોક્ષ હો તે બન્ને સમાન છે શુદ્ધ ચૈતન્ય સ્વરૂપને વિષે સ્થિત એવા આ જીવન્મુક્ત યોગીશ્વરો મુક્તિની પણ સ્પૃહા કરતા નથી, એવા તે 'પરમ યોગ જિતલોભ' હોય છે આમ સર્વ દ્વન્દ્વોથી પર-અસ્પર્શ્ય, એવા ઉત્-ઉચા આત્મસ્વરૂપના આસનમા આસીન-બિરાજમાન આ ઉદાસીન મહાત્માઓની સમદર્શિતા પરમ અદ્ભુત આશ્ચર્યકારી છે

(સ્રગ્ધરા) વાસીથી કોઈ છેદે, મલયજથીં વિલેપે ભલે કોઈ અ ગે,
નિન્દે કુવાક્યથી કો, સુવચનથીં પ્રશંસી ભલે કોઈ વદે,
વર્ષે કો ઉપસર્ગો સુમનસ્રગ ભલે કંઠમાં કોઈ રોપે,
નારીઓ એક પ્રત્યે, ઇતર પ્રતિ ક્ષમામૂર્તિ ના લેશ કોપે

(દોહરા) સર્વ દ્વદ્વથી પર સદા, ઔદાસીન્ય ધરંત
સમતામૂર્તિ સતની, સમતા અહો ! અનંત

## शिक्षापाठ ५६ माथे न जोइए

ધના-શાલિભદ્રની ઋદ્ધિ હશે ! એમ જેની અઢળક ઋદ્ધિની કીર્તિગાથા હજુ પણ લોકસ્મૃતિમા જળવાઈ રહી છે, તે આ મહાપુણ્યશાળીઓની ઋદ્ધિ કેવી અદ્ભુત હશે ? અને એ સર્વ ઋદ્ધિને પણ ક્ષણમાત્રમા તૃણની જેમ છોડીને અનન્ય સમભાવે ચાલી નીકળેલા આ ત્યાગવીર મહાત્માઓનો ત્યાગ પણ કેવો ભવ્ય હશે ? એ એમના પવિત્ર ચરિત્ર પરથી સ્વય જણાઈ આવે છે

એક દિવસ કોઈ વણિકો મહામૂલા રત્નકબલો લઈને મગધપતિ શ્રેણિક (બિંબિસાર) મહારાજા પાસે આવ્યા પણ તે બહુ મોઘા હોવાથી રાજાએ એક પણ ખરીદવા ઇચ્છા દર્શાવી નહિ એટલે નિરાશ થયેલા વ્યાપારીઓ રાજગૃહી નગરીમા ફરતા ફરતા શાલિભદ્રના આવાસે આવ્યા ત્યા તેની માતા ભદ્રા શેઠાણીએ પૂછ્યું-તમારી પાસે કેટલા કબલ છે ? તેઓએ કહ્યુ-સોળ ભદ્રાએ કહ્યુ-બસ સોળ જ ! મ્હારે તો બત્રીસ પુત્રવધૂઓ માટે બત્રીસ જોઇએ વારુ, આ બધા ય

હું રાખી લઈશ, અર્ધા અર્ધા ટુકડા કરી એમને પગલૂછણા માટે વ્હેંચી આપીશ એમ કહી મ્હોં માગ્યા મૂલ્ય આપી તે સોળેસોળ કંબલો તેણે ખરીદી લીધા આ તરફ ચેલણા રાણીના આગ્રહથી શ્રેણિકે એક કંબલ ખરીદવા માટે તે વણિકોને પુનઃ બોલાવરાવ્યા તેઓએ બનેલી હકીકત નિવેદન કરી આ વાત સાભળી રાજા આશ્ચર્યથી દિગ્ થઈ ગયો, અને આ શાલિભદ્ર તે કઇ વ્યક્તિ છે તે જોવાનુ કુતૂહલ થતા, પોતે તે શાલિભદ્રના ગૃહે આવ્યો

ભદ્રા શેઠાણીએ તેનું ઉત્તમ સ્વાગત કરી તેને ચતુર્થ ભૂમિકાએ સિંહાસન પર બેસાડયો, અને સપ્તમ ભૂમિકાએ જઈ શાલિભદ્રને કહ્યુ–વત્સ ! અહીં શ્રેણિક આવેલ છે તેથી તું ક્ષણવાર નીચે આવ શાલિભદ્રે કહ્યુ–મા ! શ્રેણિક આવેલ છે, તો તેમા મ્હારૂ શું કામ છે ? એવી બાબતમા તમે જ તમારૂ ધ્યાન પડે તેમ કરો ભદ્રાએ કહ્યુ–મા શ્રેણિક કાઈ ક્રયવિક્રયનું કરિયાણુ નથી, પણુ આ તો સર્વલોકોના અને ત્હારો પણ પ્રભુ છે, નાથ છે તે સાભળી શાલિભદ્રને એકદમ આચકો લાગ્યો અને તે વિષાદ પામી ચિંતવવા લાગ્યા–હે ! શું મ્હારે માથે પણ બીજો પ્રભુ છે ? જ્યા આવો પ્રભુ માથે છે એવા આ પુણ્યની ન્યૂનતાવાળા મ્હારા સાસારિક ઐશ્વર્યને ધિક્કાર હો ! સાપની ફેણ જેવા આ ભોગોથી સર્યું ! હવે હું શ્રીવીરનુ ચરણશરણ ગ્રહી, 'માથે ન જોઇએ' એવો જ માર્ગ શોધીશ એમ સંવેગરંગથી રંજિત છતા તે વખતે તો તેણે માતાના અનુરોધથી રાજા પાસે જઈ વિનયથી નમન કર્યું શ્રેણિકે તેને પુત્રવત્ પ્રેમથી આલિંગન કર્યું પછી બધી

ઉચિત સત્કારવિધિ થઈ શાલિભદ્રની અદ્ભુત ઋદ્ધિ નજરોનજર નિહાળી રાજા અત્યંત આશ્ચર્ય પામ્યો, અને મ્હારા રાજ્યમાં આવા મહા પુણ્યનિધાન ધન્ય ધનપતિઓ વસે છે એવું પ્રશસ્ત ગૌરવ અનુભવતો સ્વસ્થાને ગયો

શાલિભદ્ર પણ જેવામાં ભવબંધનથી છૂટવાની ભાવના ભાવી રહ્યા છે, ત્યાં તો ચતુર્જ્ઞાનધારી મૂર્તિમાન્ ધર્મ જેવા ધર્મઘોષ નામના મહામુનિ ત્યાં રાજગૃહીના ઉદ્યાનમાં પધાર્યા શાલિભદ્રે ભક્તિથી તેમના પદારવિંદ વંદી વિનયથી પૂછ્યું- હે ભગવન્! કોઈ પણ પ્રભુ 'માથે ન જોઈએ' એવી સ્થિતિ કેમ પ્રાપ્ત થાય? આત્મારામી મહામુનિએ કહ્યું-આખા વિશ્વ પર જેની એકછત્રી આણ પ્રવર્તી રહી છે એવો મોહ રાજા માથે બેઠો છે, તેને નીચે પટકાવી હણી નાખવામાં આવે, તો કોઈ પણ પ્રભુ માથે ન હોય એવી પરમ પદવી પ્રાપ્ત થાય આત્માના શુદ્ધ સ્વરૂપને ઓળખી, પરવસ્તુમાં મુઝાયા વિના જે શુદ્ધ આત્મસ્વભાવમાં વર્ત્તવારૂપ ચારિત્રધર્મ પાળે, તે જ મોહનો સંહાર કરી સર્વોપરિ એવી લોકાગ્રસ્થિતિરૂપ મોક્ષપદવી પણ પામે તો પછી ઈક્ષુપલાલ જેવી આનુષંગિક ઇંદ્ર-ચક્રવર્ત્તી આદિ પદવીનું તો પૂછવું જ શું? શાલિભદ્રે કહ્યું-એમ છે તો હે ભગવન્! હું તે અનુત્તર મોક્ષપદવી જ ઇચ્છું છું માતાની અનુજ્ઞા લઈ હું શીઘ્ર તે ચારિત્રધર્મ અંગીકાર કરવાનો અભિલાષી છું આચાર્યે કહ્યું-તમારા જેવા મહાસત્ત્વંતને આ છાજે છે ધર્મમાં પ્રમાદ કર્ત્તવ્ય નથી

પછી શાલિભદ્રે જનની પાસે દીક્ષાની અનુજ્ઞા માગી માતાએ કહ્યું-હે વત્સ! આ કાંઈ ખાવાના ખેલ નથી, પણ ખાંડાના ખેલ છે આ તો નિરંતર લોઢાના ચણા ચાવવાના

છે ને વેગુના કોગીઆ ગળે ઉતારવાના છે અને તુ તો પ્રકૃતિથી પણ અત્યત સુકુમાર ને દિવ્ય ભોગોથી લાલિત છે, તો તુ આ મેરુ જેવા દુર્ધર મહાવ્રતભારને કેમ વહન કરી શકીશ ? શાલિભદ્રે કહ્યુ–અહો માતાજી ! કાયર જનોને વ્રતભાર ભલે દુર્વહ હો, પણ ખરેખર તીવ્ર મુમુક્ષુ આત્મપરાક્રમી પુરુષને તો તે સાવ સુવહ જ છે માતાએ કહ્યુ–હે વત્સ ! જો ત્હારો વ્રતધારણનો આગ્રહ જ છે, તો તુ ઉતાવળ મ કર ને ક્રમે કરીને ભોગો ત્યજવાનો અભ્યાસ પાડ એટલે શાલિભદ્ર માતાનુ વચન માથે ચઢાવી, પ્રતિદિન એક એક સ્ત્રી આદિ પરિચયનો ત્યાગ કરવા લાગ્યા

તે સાભળી તેમના બનેવી ધનાભદ્રના સહજ વૈરાગ્ય ઉદ્ગાર નીકળી પડયા–'એવો બત્રીશ દિવસ સુધીનો કાળ પારખિનો ભરૂસો શ્રી શાલિભદ્ર કરે છે એ મોટુ આશ્ચર્ય છે !' એટલે શાલિભદ્રની બ્હેન બોલી ઊઠી–કહેવુ સ્હેલુ છે, પણ તેમ કરવુ તમને પણ દુર્લભ છે 'જે સાભળી કોઈ પણ પ્રકારના ચિત્તક્લેશ પરિણમાવ્યા વગર તે શ્રી ધનાભદ્ર તેજ સમયે ત્યાગને ભજતા હવા અને શ્રી શાલિભદ્ર પ્રત્યે કહેતા હવા કે તમે શા વિચારે કાળના વિશ્વાસને ભજો છો ? તે શ્રવણ કરી જેનું ચિત્ત આત્મારૂપ છે એવા શ્રી શાલિભદ્ર અને ધનાભદ્ર જાણે કોઇ દિવસ કઇ પોતાનુ કર્યુ નથી, એવા પ્રકારથી ગૃહાદિ ત્યાગ કરી ચાલ્યા જતા હવા આવા સ પુરુષના વૈરાગ્યને સાભળ્યા છતા આ જીવ ઘણા વર્ષના આગ્રહે કાળનો વિશ્વાસ કરે છે તે ક્રિયા બળે કરતો હશે ? તે વિચારી જોવા યોગ્ય છે'

(દોહરા) માથે બેઠા મોહને, નીચે પાડવા કાજ,

'માથે ન જોઇએ' ઇમ થવા, શાલિભદ્ર ઊઠયા •

---

# शिक्षापाठ ૫૭ उदयादि भग

કર્મના ઉદયથી જ જીવ ઉચ્ચ-નીચ ગતિ પામતો સસારમા ભમે છે મિથ્યાત્વાદિ હેતુ વડે કરીને આ કર્મનો કર્તા આ જીવ છે, અને પુરુષાર્થ કરી તે હેતુ ટાળે તો આ કર્મનો હર્તા પણ જીવ જ છે શત્રુને પરાસ્ત કરવા માટે જેમ તેની પ્રકૃતિ, સ્થિતિ, બલાબલ આદિ જાણવા જોઇએ, તેમ કર્મ શત્રુને પરાજય પમાડવા મુમુક્ષુ જીવે તેની પ્રકૃતિ આદિની આટીઘૂટી સમજી, કર્મના બધ, ઉદય, ઉદીરણા ને સત્તા એ ચાર ભગનુ સ્વરૂપ અવશ્ય જાણવુ જોઇએ અભિનવ કર્મનુ ગ્રહણ તે બધ બધાયેલ કર્મનુ વિપાકવેદન-ફલભોગ તે ઉદય ઉદય નહિ આવેલા કર્મને ઉદીરણ કરી, આત્મબલથી ખેચી ઉદયાવલીમા આણવા તે ઉદીરણા અને બધ પછી કર્મોનુ આત્મપ્રદેશોમા લાગી રહેવું તે સત્તા

કર્મની મૂળ પ્રકૃતિ આઠ છે (૧) જ્ઞાનાવરણીય તે આખે પાટા બાધવા જેવુ છે (૨) દર્શનાવરણીય તે રાજાનુ દર્શન અટકાવનાર પ્રતીહારી જેવુ છે (૩) વેદનીય. તે મધુલિપ્ત ખડ્ગધારા જેવુ છે (૪) મોહનીય તે મદ્ય જેવુ છે (૫) આયુષ્ય તે હેડ જેવુ છે (૬) નામ તે નાના પ્રકારના રૂપ ચિતરનાર ચિત્રકાર જેવુ છે, (૭) ગોત્ર તે ઉચા-નીચા પ્રકારના ઘટાદિ બનાવનાર કુભકાર જેવુ છે (૮) અતરાય તે શ્રીગૃહિક-ભડારી જેવુ છે આ આઠ કર્મમા જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, મોહનીય અને અતરાય એ ચાર પ્રકૃતિ, આત્માના મૂળ સ્વભાવભૂત જ્ઞાન-દર્શન સ્વરૂપની ઘાત કરનાર

હોવાથી 'ઘાતિ' કહેવાય છે બાકીની વેદનીય, આયુ, નામ અને ગોત્ર એ ચાર પ્રકૃતિ મૂળ આત્મસ્વરૂપની ઘાતક કે બાધક નહિં હોવાથી 'અઘાતિ' કહેવાય છે

આ આઠ મૂલ પ્રકૃતિની ઉત્તર પ્રકૃતિ ૯૭ (કે ૧૨૨, ૧૪૪ કે ૧૫૮) છે (૧) જ્ઞાનાવરણીય પાચ મતિ, શ્રુત, અવધિ, મન પર્યવ ને કેવલ એ પાચના આવરણ (૨) દર્શનાવરણીય ૯ ચક્ષુ, અચક્ષુ, અવધિ ને કેવલ એ ચારના આવરણ,અને પાચ નિદ્રા,–નિદ્રા, નિદ્રાનિદ્રા, પ્રચલા, પ્રચલા–પ્રચલા, થીણદ્ધી (૩) વેદનીય ૨ સાતા, અસાતા (૪) મોહનીય ૨૮ સમ્યક્ત્વમોહની, મિથ્યાત્વમોહની, મિશ્રમોહની એ ત્રણ મોહની, અન તાનુબ ધી, અપ્રત્યાખ્યાનાવરણીય, પ્રત્યાખ્યાના વરણીય, સ જ્વલન એ પ્રત્યેકના ક્રોધ–માન–માયા–લોભ એ સોળ કષાય, હાસ્ય, અરતિ, રતિ, ભય, શોક, દુગ ચ્છા, પુરુષવેદ, સ્ત્રીવેદ, નપુસકવેદ, એ નવ નોકષાય,–એમ ૨૮ (૫) આયુ ૪ દેવ મનુષ્ય, તિર્યંચ, નરક (૬) ગોત્ર ૨ ઉચ્ચ, નીચ. (૭) અ તરાય ૫ દાનાતરાય, લાભાતરાય, ભોગાતરાય, ઉપભોગાતરાય, વીર્યા તરાય (૮) નામ કર્મ ૪૨ (અ) ગતિ, જાતિ, શરીર, ઉપાગ, બ ધન, સ ઘાતન, સ ઘયણ, સ સ્થાન, વર્ણ, ગ ધ, રસ, સ્પર્શ, આનુપૂર્વી, વિહાયોગતિ એ ચૌદ પિંડ પ્રકૃતિ (બ) પરાઘાત, ઉચ્છવાસ, આતપ, ઉદ્યોત, અગુરુલઘુ, તીર્થ કરનામ, નિર્માણ, ઉપઘાત એ આઠ પ્રત્યેક પ્રકૃતિ (ક) ત્રસ, બાદર, પર્યાપ્ત, પ્રત્યેક, સ્થિર, શુભ, સુભગ, સુસ્વર, આદેય, યશ એ ત્રસ દશક (ડ) સ્થાવર, સૂક્ષ્મ, અપર્યાપ્ત, સાધારણ, અસ્થિર, અશુભ, દુર્ભગ, દુ સ્વર, અનાદેય,

અપયશ, એ સ્થાવર દશક એમ સર્વ મળી ૪૨ પ્રકૃતિ નામ કર્મની થાય આમ આઠ કર્મની ઉત્તર પ્રકૃતિ ૯૭ થાય

પણ પિંડ પ્રકૃતિના* ઉત્તર ભેદ ૬૫ ગણીએ તો નામકર્મની ૯૩ પ્રકૃતિ થાય, ને તેમા વળી બંધનના ૧૫ ભેદ ગણીએ તો ૧૦૩ પ્રકૃતિ થાય (આ ૯૩ કે ૧૦૩ ભેદ સત્તામા ગણવા) અને આ ૧૦૩ ભેદમા પંદર બંધન તથા પાચ સંઘાતન એ વીશ પ્રકૃતિનો શરીરમા જ અંતર્ભાવ કરીએ, તથા વર્ણ-ગંધ-રસ-સ્પર્શના વીશ ભેદ છે તેમાથી એક વર્ણ એક ગંધ એક રસ અને એક સ્પર્શ એમ સામાન્ય ચાર ભેદ લઈએ, તો આમ ૩૬ પ્રકૃતિ બાદ કરતા નામકર્મની ૬૭ પ્રકૃતિ થાય (આ ૬૭ ભેદ બંધ-ઉદય ગણનામા કરવા) આમ આઠે કર્મની ઉત્તર પ્રકૃતિ ૧૪૮ અથવા ૧૫૮ સત્તામા

*જેના ઉત્તર ભેદ છે એવી પિંડરૂપ-સમૂહરૂપ પ્રકૃતિ તે પિંડ પ્રકૃતિ તેના ઉત્તર ભેદ આ પ્રકારે (૧) ગતિ ૪-દેવ, મનુષ્ય, તિર્યંચ નારક (૨) જાતિ ૫ એકેંદ્રિયાદિ (૩) શરીર ૫ ઔદારિક, વૈક્રિય આહારક તૈજસ કાર્મણ (૪) ઉપાંગ ૩ ઔદારિક વૈક્રિય આહારક (૫) બંધન ૫ ઔદારિકાદિ (૬) સંઘાતન ૫ ઔદારિકાદિ (૭) સંઘયણ ૬ વજ્રઋષભનારાચ ઋષભનારાચ નારાચ અર્ધનારાચ, કીલિકા છેવટ્ઠ (૮) સંસ્થાન ૬ સમચતુરસ્ર, ન્યગ્રોધપરિમંડળ સાદિ કુબ્જ વામન હુંડ (૯) વર્ણ ૫ કૃષ્ણ નીલ લોહિત, પીત શ્વેત (૧૦) ગંધ ૨ સુરભિ, દુરભિ (૧૧) રસ ૫ તિક્ત, કટુ કષાયલ અમ્લ મધુર (૧૨) સ્પર્શ ૮ ગુરુ-લઘુ ખર-મૃદુ, શીત-ઉષ્ણ સ્નિગ્ધ-રૂક્ષ (૧૩) આનુપૂર્વી ૪ દેવાનુપૂર્વી મનુષ્યાનુપૂર્વી, તિર્યંચાનુપૂર્વી નરકાનુપૂર્વી (૧૪) વિહાયોગતિ ૨ શુભ વિહાયોગતિ, અશુભ વિહાયોગતિ એમ ૬૫ ભેદ થાય.

છે, અને ઉદય-ઉદીરણામા ૧૨૨ પ્રકૃતિ છે, પણ સમ્યક્ત્વ મોહની અને મિશ્રમોહની એ બે પ્રકૃતિ બધમા ન ગણવી, એટલે બધમા ૧૨૦ પ્રકૃતિ છે આ ઉત્તર પ્રકૃતિના ઉદયાદિ ભગની પ્રત્યેક ગુણસ્થાનાશ્રયી વિશેષ વિચારણા માટે જિજ્ઞાસુએ કર્મગ્રન્થ-ગોમટ્ટસાર આદિ અવલોકવા

અત્રે તો કયા ગુણસ્થાનકે કઈ કઈ મૂલ પ્રકૃતિ બધમા, ઉદય-ઉદીરણામા ને સત્તામા હોય તેનું સક્ષેપે દિગ્દર્શન કરશુ (૧) બધ-નવમા ગુણસ્થાનક પર્યંત સર્વ મૂલ પ્રકૃતિ બાધનારને અતર્મુહૂર્ત્ત સુધી આઠે પ્રકૃતિનો બધ હોય, આયુષ્ય શિવાય સાતનો બધ હોય ૧૦મા સૂક્ષ્મસપરાય ગુણસ્થાનકે મોહનીય બધ વિરામ પામે, એટલે આયુષ્ય બધના અભાવે ૬ નો બધ હોય ૧૧મા ઉપશાતમોહ, ૧૨મા ક્ષીણમોહ અને ૧૩મા સયોગી કેવલિ ગુણસ્થાને સાત પ્રકૃતિનો બધ વિરામ પામે, માત્ર એક સાતાવેદનીયનો બધ હોય ૧૪મા અયોગી કેવલી ગુણસ્થાને સર્વથા અબધ હોય (૨) ઉદય-૧૦મા ગુણસ્થાન પર્યંત આઠે મૂલ પ્રકૃતિનો ઉદય હોય ૧૧મે-૧૨મે ગુણસ્થાને મોહનીયનો ઉપશમ વા ક્ષય થયે સાત પ્રકૃતિનો ઉદય હોય ૧૩મા ગુણસ્થાને ચાર ઘાતિકર્મનો ક્ષય થયે, વેદનીય-આયુ-નામ-ગોત્ર એ ચાર અઘાતિ ભવોપગ્રાહી પ્રકૃતિનો ઉદય શેષ રહે ૧૪મા ગુણસ્થાનકના અતે એ ચાર પ્રકૃતિનો પણ ક્ષય થયે, સર્વથા અનુદય હોય (૩) ઉદીરણા-પણ તેમજ ઉદય પ્રમાણે (૪) સત્તા-૧૧મા ગુણસ્થાનક પર્યંત આઠે કર્મ સત્તામા હોય ક્ષપક શ્રેણીથી આરોહતા ૧૨મે ગુણસ્થાનકે મોહનીય ક્ષય થયે, સાત કર્મની સત્તા હોય પછી શેષ ઘાતિ

ત્રયનો ક્ષય થયે, ૧૩મા ગુણસ્થાને વેદનીયાદિ ચાર અઘાતિ કર્મની સત્તા હોય ૧૪મા ગુણસ્થાનકના અંતે ચારે કર્મની સત્તા પણ ટળે, એટલે સત્તામાં શૂન્ય પ્રકૃતિ હોય આમ બંધમાંથી, ઉદયમાંથી, ઉદીરણામાંથી અને સત્તામાંથી એકે એક મૂલ પ્રકૃતિને ને એકે એક ઉત્તર પ્રકૃતિને ખતમ કરી, કર્મના ચોપડાનું નામું માંડી વાળી, અકર્મા એવો શુદ્ધ આત્મા સિદ્ધ થાય છે

(દોહરા) ઉદયાદિ ચાર ભંગના, ભંગથી સ્વરૂપ અભંગ
સિદ્ધ કર્યું તે જિન નમું, આત્મા શુદ્ધ અસંગ
બંધ-ઉદય-ઉદીરણા,-સત્તાગત સહુ કર્મ,
વિદારી વીર જિન અહો ! પામી ગયા શિવ શર્મ

---

## શિક્ષાપાઠ ૫૮ જિનમતનિરાકરણ

કર્મના ઉદયાદિ ભંગનો ભંગ કરી જેણે અભંગ એવું શુદ્ધ સહજ આત્મસ્વરૂપ પ્રગટાવ્યું, એવા જિન ભગવાનનું આ કર્મવિનાશન શાસન એક અખંડ અભંગ છે પરભાવ-વિભાવ કર્મરૂપ અધર્મનો સર્વનાશ કરી, આત્મસ્વભાવ ધર્મને પ્રકાશ કરવા એ જ એક જિન ભગવાને બોધેલો ને આચરેલો જિનધર્મ વા આત્મધર્મ છે આવું એક અખંડ અભે જિનશાસન નાના પ્રકારના ક્ષુદ્ર મતભેદોથી ખંડ ખંડ થ દેખી સહૃદયોનું હૃદય દ્રવે છે

જિનનો જો કોઈ સનાતન સંપ્રદાય હોય તો તે એક જ છે ને તે સર્વમાન્ય છે કે-સમ્યગ્દર્શનજ્ઞાનચારિત્રા

મોક્ષમાર્ગ ! સમ્યગ્દર્શન–જ્ઞાન–ચારિત્ર તે મોક્ષમાર્ગ, અને તે જ જિનનો 'મૂળ માર્ગ' છે અર્થાત્ સમ્યગ્દર્શન–જ્ઞાન–ચારિત્રરૂપ સાધન વડે શુદ્ધ આત્મધર્મની સિદ્ધિ કરવી, શુદ્ધ આત્માને પ્રગટ કરવો, એ આત્મધર્મ જ જિન ભગવાનનો સનાતન સંપ્રદાય અથવા મૂળ માર્ગ છે જે પરમાર્થથી આ મૂળમાર્ગને સાધે છે, આત્મામાં પરિણમાવે છે, તે જ મોક્ષ પામે છે ત્રણે કાળમાં જિનનો આ પરમાર્થરૂપ મૂળમાર્ગ એક અખંડ અભેદ છે, અને તે પરમાર્થને પ્રેરે–સાધ્ય કરે એવો સદ્‌વ્યવહાર જ સજ્જનોને સંમત છે આ મૂળમાર્ગની તત્ત્વદૃષ્ટિએ વિચારતાં જિનમતની એકતા નિર્વિવાદ છે આ જિનદર્શનરૂપ તત્ત્વવૃક્ષનું આત્મધર્મરૂપ મૂળ જે પકડે છે, તેને આખો માર્ગ હાથમાં આવે છે જે બાહ્ય સાધન વ્યવહારના ભેદરૂપ ડાખળાં પાંદડાં પકડી તેનો કદાગ્રહ કરે છે તેને તે હાથમાં આવતો નથી તે તો ભ્રાંતિમાં ભૂલા ભમે છે ને ઢોંગ–તૂંબડાં જેવા કે ચોથ પાંચમ જેવા નિર્માલ્ય તત્ત્વશૂન્ય મતભેદોનાં ઓઠાં નીચે ગચ્છભેદનાં ફાંટા પાડી મિથ્યા ઝગડામાં પડે છે, અને સંઘર્ષ વધારી, સંઘબળ ઘટાડે છે ક્યાં જિન ભગવાનનો પરમ ઉદાર સુવિશાલ તત્ત્વમાર્ગ ? ને ક્યાં ક્ષુદ્ર તત્ત્વશૂન્ય મતભેદોના નિવાસસ્થાનરૂપ સંકુચિત ગચ્છભેદને નામે ચાલતા સાંકડા ચીલા ? "ગચ્છના ભેદ બહુ નયન નિહાળતાં, તત્ત્વની વાત કરતાં ન લાજે !" (આનંદઘનજી) પણ તત્ત્વદૃષ્ટિએ અવલોકતાં આ સર્વ મતભેદો એક સપાટે પાનાના મહેલની જેમ પડી જાય છે ! તેમજ–

દિગંબર અને શ્વેતાંબર એ બે મુખ્ય પ્રાચીન સંપ્રદાયોમાં પણ મતભેદનો અવકાશ નથી 'કરણાનુયોગ કે

દ્રવ્યાનુયોગમા દિગમ્બર અને શ્વેતામ્બર વચ્ચે તફાવત નથી, માત્ર બાહ્ય વ્યવહારમા તફાવત છે દિગબર અને શ્વેતાબરપણુ એ દેશકાળ અધિકારી યોગે ઉપકારનો હેતુ છે એટલે જ્યા જ્ઞાનીએ જેમ ઉપદેશ્યુ તેમ પ્રવર્ત્તતા આત્માર્થ જ છે' શ્વેતાબર સ્થવિર કલ્પ માને છે, પણ ઉચ્ચ દશાવિશેષ માં જિનકલ્પીપણાનો સ્વીકાર કરે છે બાકી મોક્ષમાર્ગ તો આત્માશ્રિત છે, તેમા દેહાશ્રિત બાહ્ય લિંગ કારણભૂત નથી, પણ ભાવસાધુપણારૂપ ભાવલિંગ જ મુખ્ય કારણભૂત છે શ્વેતામ્બર હોય કે દિગમ્બર હોય, કે બીજો હોય, પણ જે કોઈ સમભાવભાવી સાધક આત્મા અતર્ગત રાગદ્વેષ છોડી, સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્રમય યથોક્ત મોક્ષમાર્ગ સાધે છે, તે જ મોક્ષ પામે છે માટે 'આત્માનો ધર્મ આત્મામા છે' એમ જાણી દિગબર-શ્વેતાબરપણાના આગ્રહથી મતભેદમા પડવુ યોગ્ય નથી તેમજ-કેવલિભુક્તિ, સ્ત્રીમુક્તિ આદિ મતભેદના સ્થાન પણ વર્ત્તમાનમા પરોક્ષ અને અપ્રયોજનભૂત છે, એટલે એવી ઝીણી ઝીણી બાબતોમા પણ મતભેદોને તિલાજલિ આપવા યોગ્ય છે ઘણાખરા મુખ્ય મુદ્દામા જો એકવાક્યતારૂપ અભેદ છે, તોપછી એકાદ ગૌણ અપ્રયોજનભુત મતભેદના મુદ્દા પર ભાર ન મૂકતા, સુજ્ઞ વિચક્ષણ જનોએ મત અભેદના મુદ્દા પર જ વિશેષ ભાર મૂકવા યોગ્ય છે જે અનેકાત સર્વ દર્શનનો પણ બધુત્વભાવે સમન્વય કરવાને પરિપૂર્ણ સમર્થ છે, તે અનેકાન્તના અનુયાયી સપ્રદાયો પરસ્પર મતભેદ મિટાવી, ભગવાન્ મહાવીરના એકછત્ર શાસનની શીતળ છત્રછાયા નીચે કેમ એકત્ર ન થઈ શકે?

(દોહરા) મોક્ષમાર્ગ છે જિનતણો, એક અખડ અભેદ,
અવકાશ કયમ ત્યા લહે, ખડ ખડ મતભેદ?

---

## શિક્ષાપાઠ ૫૧ ત્રીશ મહામોહનીય સ્થાનક

મિથ્યા મતભેદાદિ કારણે જે તીર્થનો ભેદ કરે, તે મહામોહનીય કર્મ બાંધે છે જ્ઞાનીઓએ મહામોહનીયના આ ત્રીશ સ્થાનક કહ્યા છે –

૧ જલ મધ્યે અવગાહન કરી, જે ત્રસ પ્રાણીને પણ હિંસે

૨ હાથથી મુખ છાદી, અંતરમા રુદન કરતા અજ્ઞાદિને ગુંગળાવી મારે

૩ વાધરીથી મસ્તકને વીંટી સંક્લેશથી મારે

૪ મસ્તકે મુદ્‌ગરાદિના ઝટકા મારી દુઃખમારથી મારે

૫ બહુજનના નેતાને ને પ્રાણીના તારણહારને હણે

૬ સાધારણ ગ્લાન પ્રત્યે છતી શક્તિએ ઔષધાદિ ન કરે

૭ ધર્મમા ઉપસ્થિત સાધુને ધર્મકર્મથી ભ્રષ્ટ કરે

૮ મોક્ષ પ્રત્યે લઇ જનારા એવા ન્યાયયુક્ત મોક્ષમાર્ગના અપકારમા જે વર્તે

૯ અનંતજ્ઞાની એવા જિનોના જે અવર્ણવાદ ભાખે

૧૦ મદબુદ્ધિથી જે આચાર્ય–ઉપાધ્યાયને નિન્દે

૧૧ તે જ જ્ઞાનીઓની સમ્યક્ વૈયાવચ્ચાદિ ન કરે

૧૨ પુનઃ પુનઃ કલહાદિ અધિકરણ (મતભેદ–કલહાદિ) ઉપજાવી જે તીર્થનો ભેદ કરે

૧૩ જાણીને જે (વશીકરણાદિ) અધાર્મિક યોગ પદે પદે પ્રયુંજે

૧૪ કામોને વમીને જે એને આ જ ભવમા પ્રાર્થે

૧૫ પોતે અબહુશ્રુત છતા હું બહુશ્રુત છું એમ જે અભિક્ષણે ભાખે.
૧૬ પોતે અતપસ્વી છતા હું તપસ્વી છુ એમ વદે
૧૭ ઘર વગેરેને આગ લગાડી જે અંદરમા રહેલા બહુ જનને હિંને
૧૮ પોતે અકૃત્ય કરી, આણે (બીજાએ) કર્યું એમ કહે.
૧૯ માયાયોગથી યુક્ત થઈને પ્રણિધિ દ્વારા છેતરપિંડી કરે
૨૦ સત્ય વદનારને તું સર્વ મૃષા વદે છે એમ કહે
૨૧ સદા જે ઝઘા-ઝઘડા કર્યા કરે
૨૨ માર્ગે ધાડ પાડી જે પ્રાણીઓનું ધન હરે
૨૩ ઉપાયથી વિશ્વાસ ઉપજાવી તેની જ દારાને લુંપે
૨૪ પોતે અકુમાર છતા હું કુમાર છુ એમ અભિક્ષણે કહે
૨૫ પોતે અબ્રહ્મચારી છતા હું બ્રહ્મચારી છુ એમ કહે
૨૬ જેનાથી ઐશ્વર્ય પમાડવામા આવ્યો, તેના જ વિત્તને લોભ ધરે
૨૭ જેના પ્રભાવ થકી પોતે ઊંચા-ઉચ્ચે આવ્યા તેને અંતરાય કરે
૨૮ સેનાપતિને, શાસન કરનારને, ભર્તારને અથવા ઇ નિગમના નાયકને અથવા શ્રેષ્ઠિને હણે
૨૯ નહિ દેખતા છતા હુ દેવને દેખુ છુ એમ કહે
૩૦ અને દેવોનો જે અવર્ણવાદ કરે

તે સર્વ મહામોહનીય કર્મ બાંધે અર્થાત આ નિર્ધ્વંસપણાથી, તીવ્ર હિંસાથી, મહા મૃષાવાદથી, મહા મા કપટયુક્ત દાંભિકપણાથી, ચોરીથી, વ્યભિચારથી, વિશ્વાસઘાત

કૃતઘ્નપણાથી, મતભેદ કલહાદિ ઉપજાવવારૂપ તીર્થભેદથી—એ આદિ મહામોહરૂપ કારણોથી જીવ સિત્તેર સાગરોપમની ઉત્કૃષ્ટ સ્થિતિવાળા મહામોહનીય કર્મનો બંધ કરે, એમ શ્રી તીર્થંકરે કહ્યું છે

(દોહરો) નિર્ધ્વંસ પરિણામે કરી, હિંસાદિથી અનિબંધ,
તીર્થભેદાદિથી કરે, મહા મોહનીય બંધ

---

## શિક્ષાપાઠ ૬૦ તીર્થંકર પદ પ્રાપ્તિ સ્થાનક

તીર્થવિરાધનાથી મહામોહનીય કર્મ બાંધે, તેમ તીર્થ-આરાધનાથી તીર્થંકર નામકર્મ બાંધે તીર્થંકર પદ એ આ વિશ્વનું સર્વોત્કૃષ્ટ પદ છે જગતતારક ધર્મતીર્થ સ્થાપી જે શુદ્ધ ધર્મચક્રનું પ્રવર્ત્તન કરે તે તીર્થંકર આ પરમોત્તમ પદની પ્રાપ્તિ આ અરિહંતાદિ ઉત્તમ વીશ સ્થાનકની સમ્યગ્-રૂપિણી ઉત્કૃષ્ટ આરાધનાથી થાય છે—

પહેલું અરિહંત પદ ચાર ઘાતિકર્મ ક્ષય કરી જેણે જ્ઞાનાદિ અનંત ચતુષ્ટય પ્રગટાવ્યું છે, એવા દેહ છતાં દેહાતીત દશાએ વિચરતા જીવન્મુક્ત શુદ્ધ આત્મા તે અરિહંત બીજું સિદ્ધ પદ અષ્ટ કર્મ નષ્ટ કરી જે વિદેહ મુક્ત સહજાત્મસ્વરૂપી શુદ્ધ ચૈતન્યમૂર્ત્તિ લોકાગ્રે સુસ્થિત છે તે સિદ્ધ ત્રીજું પ્રવચન પદ વીતરાગ સર્વજ્ઞપ્રણીત પરમ આગમ તે પ્રવચન આ પ્રવચનના આધારભૂત ચતુર્વિધ સંઘ છે, એટલે તે પણ પ્રવચન કહેવાય છે આ પ્રવચનનું વાત્સલ્ય કરવું, સમ્યગ્ ભાવમાં મીઠાના ક્ષેત્રની વિવેકથી આત્મભાવ સેવાભક્તિ

કરવી તે પ્રવચન પદની આરાધના ચોથુ આચાર્ય પદ શુદ્ધ આત્મસ્વરૂપની સાધનાને અનુકૂળ પચ આચાર જે પાળે છે ને પળાવે છે, એવા સમ્યગ્દૃષ્ટિ વીતરાગ સત્પુરુષો તે આચાર્ય પાચમુ સ્થવિર પદ આત્મસ્વરૂપસ્થિતિમા જે અત્યત સ્થિર થયેલા છે અને અન્ય સીદાતા જીવને જે સ્થિર કરે છે, એવા જ્ઞાનવૃદ્ધ આત્માનુભવી આર્ય સતજનો તે સ્થવિર છઠ્ઠુ ઉપાધ્યાય પદ સમસ્ત શ્રુતરહસ્યના પારગામી થઈ જે અન્યને તે પરમ શ્રુતનો ઉપદેશ આપે છે, એવા આ આગમી જ્ઞાની મહામુનિઓ તે ઉપાધ્યાય સાતમુ સાધુ પદ શુદ્ધ આત્મસ્વભાવની નિર્મળ સાધનામા નિરતર સાવધાન એવા સાધુચરિત સમ્યગ્દૃષ્ટિ સતો તે સાધુ

આઠમુ જ્ઞાન પદ દેહાદિથી ભિન્ન એવા શુદ્ધ જ્ઞાનસ્વરૂપ જ્ઞાયક સ્વભાવી આ આત્માને સદ્ગુરુ ઉપદેશથી જાણવો તે જ્ઞાન જ્ઞાનના મતિ-શ્રુતાદિ પાચ ભેદ છે નવમુ દર્શન પદ જ્ઞાન વડે કરીને જે આત્મસ્વરૂપ જાણ્યુ, તેની આત્માનુભવજન્ય સમ્યક્ પ્રતીતિ તે સમ્યગ્દર્શન અથવા શુદ્ધ દેવ, શુદ્ધ ગુરુ ને શુદ્ધ ધર્મ એ ત્રણ સતતત્ત્વની કે જીવાજીવાદિ નવ તત્ત્વની શુદ્ધ શ્રદ્ધા તે દર્શન આ દર્શન વિના જ્ઞાન પ્રમાણ નથી ને ચારિત્ર તરુ ફળતુ નથી દશમુ વિનય પદ અરિહત, સિદ્ધ આચાર્ય આદિ પ્રત્યે અનાશાતનાથી, ભક્તિથી, ગુણસ્તુતિથી, બહુમાનથી પરમાદરયુક્ત વિનમ્રપણુ દાખવવુ તે વિનય આ વિનય વિના જ્ઞાનદર્શનાદિની પ્રાપ્તિ થતી નથી અગી-આરમુ ચારિત્ર પદ જે જ્ઞાન-દર્શને કરી આત્માનુ શુદ્ધ સ્વરૂપ જાણ્યુ-પ્રતીત્યુ તેવો સ્થિર સ્વભાવ ઉપજ્યો, પરભાવ-વિભાવથી વિરમી આત્મસ્વભાવમા વર્તવુ, સ્વરૂપ-

ગ્મણુતા કરવી તે ચારિત્ર બારમું બ્રહ્મચર્ય પદ પચમહા
વ્રતમા પણ બ્રહ્મચર્ય વ્રત ઉત્તમ છે મન-વચન-કાયાથી
નવવાડ વિશુદ્ધપણે બ્રહ્મચર્ય વ્રતનું પાલન તે બ્રહ્મચર્ય

તેરમુ ક્રિયા પદ નિજ સ્વરૂપને સાધે એવી આત્મ
પરિણતિમય પદ્ આવશ્યકાદિ શુભ કરણી તે ક્રિયા તે સ્વરૂપ
લક્ષ્યપૂર્વક એવી રીતે કરવી કે જેથી બાણની લક્ષ્યક્રિયાની
પેઠે યોગાવચક ક્રિયાવચક ને ફલાવચક હોય અને આત્મા
ધર્મ યાન-શુક્લ ધ્યાનની અધ્યાત્મ ગુણશ્રેણીએ ચઢતો
જાય ચૌદમુ તપ પદ આ મસ્વરૂપના લક્ષ્યપૂર્વક આત્માર્થે જ
બાર પ્રકારનું તપ યથાશક્તિ તપવુ, કે જેથી નિર્જરા થઈ
આત્મા સ્વરૂપને વિષે પ્રતપે પદરમુ દાન પદ જ્ઞાન-
દર્શનાદિના પરમ પાત્ર એવા સુપાત્ર સત્પુરુષોને નિજ
અનુગ્રહબુદ્ધિથી ભક્તિ-બહુમાનપૂર્વક આહારાદિ આપવા તે
દાન સોળમુ વૈયાવચ્ચ પદ અરિહત, આચાર્ય, ઉપાધ્યાય,
બાલ, વૃદ્ધ, ગ્લાન, તપસ્વી, સઘ, સાધુ, ગૃહસ્થ, એ સર્વની
વ્યાધિ આદિ આવી પડયે નિષ્કામપણે ભક્તિ-બહુમાનથી
સેવાશુશ્રૂષા કરવી તે વૈયાવચ્ચ સત્તરમુ સયમ સમાધિ
પદ સ્વ સ્વરૂપને વિષે સ્થિતિરૂપ પરમાર્થસયમ અને તેના
કારણભૂત વ્યવહારસયમ,-એમ દ્રવ્ય-ભાવ સયમથી આત્માનું
સ્વરૂપને વિષે સમાવુ તે સયમ સમાધિ પદ અઢારમુ
અભિનવ જ્ઞાન પદ નિત્ય નિત્ય નવનવા અપૂર્વ જ્ઞાનનો
અભ્યાસ કરી, આત્માનું અનુભવજ્ઞાન વધારવુ તે અભિનવ
જ્ઞાન પદ ઓગણીશમુ શ્રુત પદ સતશ્રુતનું શ્રી સદ્ગુરુ મુખે
અપૂર્વ શુશ્રૂષારસથી શ્રવણ કરી મનન કરવુ અથવા સ્વય

સ્વાધ્યાય કરવો તે શ્રુત પદ વીશમું તીર્થ પદ ભવજલથી તારે એવો આત્મધર્મ તે તીર્થ તીર્થંકરાદિ સદેહે વિચરતા ધર્મમૂર્ત્તિ સત્પુરુષો તે જંગમ તીર્થ, તે તે સત્પુરુષોની ચરણરેણુથી પાવન થયેલી ભૂમિઓ તે સ્થાવર તીર્થ આ ધર્મતીર્થની દર્શનપ્રભાવક ગ્રંથથી, વિદ્યા આદિથી પ્રભાવના કરવી તે તીર્થપદની ઉત્તમ સેવા છે ભગવાન્ તીર્થંકર આ ધર્મતીર્થના ચક્રવર્તી છે આ તીર્થને સેવવાનું ફલ પરમ સારભૂત એવા આ મતત્ત્વની પ્રાપ્તિ છે "તીરથ સેવે તે લહે, આનંદઘન અવતાર" જે આ તીર્થને સેવે છે, તે આનંદઘન અવતારને પામે છે

આમ આ તીર્થંકર પદની પ્રાપ્તિ કરાવનારા વીશ સ્થાનકોનું સંક્ષેપે સ્વરૂપ છે તે તે પદનું સ્વરૂપ સમજી નામથી, સ્મરણથી, નમનથી, વંદનથી, અર્ચનથી, પૂજનથી, ભાવનથી, ધ્યાવનથી, આચરણથી આત્મસ્વરૂપના લક્ષ્યપૂર્વક, જે સમ્યગ્દૃષ્ટિ જીવ તેનું એકનિષ્ઠ આરાધન, ઉપાસન, સેવન કરે છે, તે તીર્થંકર પદને પામે છે આ એક એક પદ પણ તે પરમ પદ પમાડવાને પરિપૂર્ણ સમર્થ છે તો પછી બે ત્રણ કે સર્વ પદ ઉત્કૃષ્ટપણે આરાધે, તે તે પરમ તીર્થંકર પદ પામે એમાં આશ્ચર્ય શું?

(દોહરા) સ્વરૂપ પદના લક્ષ્યથી, વીશ પદ સેવે જેહ,
તીર્થંકર પદ તે લહે, ભગવાન્ નિજ ગુણગેહ,

——o——

# શિક્ષાપાઠ ૬૧ · માયા

ઉત્તમ ધર્મસ્થાનકોની જે માયારહિતપણે નિષ્કપટ આત્માર્પણ ભાવથી આરાધના કરે તે પરમ પદને પામે "કપટ રહિત થઇ આતમ અરપણા રે, આનંદઘન પદ રેહ" બહિરાત્મભાવ ત્યજી, શુદ્ધ અંતરાત્મભાવથી ધર્મારાધન કરવુ, એ જ નિષ્કપટ આત્માર્પણનો વિધિ છે ને એ જ માયાચારરહિતપણુ છે આથી ઉલટુ તે સ્પષ્ટ માયાચરણ છે કારણકે "અવગુણ ઢાકણ કાજ, કરૂ જિનમત ક્રિયા, છ ડુ ન અવગણ ચાલ, અનાદિની જે પ્રિયા !" અર્થાત પોતાના અવગુણ ઢાકવા માટે જિનમતની ક્રિયા કરે, પણ પરભાવ–વિભાવ પ્રત્યે ગમન કરતી વક્ર માયાવી અવગુણ ચાલ છોડે નહિ, બાહ્ય ત્યાગાદિ કરે, પણ અંતરથી બકભક્તની જેમ વિષયનુ ધ્યાન ધરે,–આ પ્રગટ માયાચાર છે આવો માયાચાર જે આચરે છે તેને શાસ્ત્રમા "વિષ્ટાના ઉકરડા"ની ઉપમા આપી છે શ્રી સૂયગડાગ સૂત્રમા કહ્યુ છે કે–"દુર્બલ નગ્ન ને માસ ઉપવાસી, પણ જો માયારગ રે, તોપણ ગર્ભ અનતા લેશે, બોલે બીજુ અગ રે" ધર્મમા માયા એ ધર્મના દ્રોહરૂપ છે માયા એ આત્માને મુક્તિસુખથી વચિત કરનારી વચના છે કારણકે માયાની ગતિ ભુજગની જેમ વક્ર છે ને મુક્તિની ગતિ ઋજુ–સરલ છે, એટલે તેમા વક્રગામી માયાવીનો પ્રવેશ સ્વપ્ને પણ સભવતો નથી માટે મુક્તિકામી મુમુક્ષુએ દ્રવ્યથી અને ભાવથી માયાનો પરિત્યાગ કરી, સાચા ભાવથી નિર્દંભપણે નિષ્કપટ ધર્મારાધન કરવા યોગ્ય છે

વ્યવહારથી માયાના મુખ્ય બે પ્રકાર કહી શકાય-એક તો અથકામનિમિત્તક (દ્રવ્યાદિ અર્થે થતી) અને બીજી ધર્મનામનિમિત્તક (ધર્મને નામે થતી) દ્રવ્યાદિ અર્થે થતી માયા અનેક પ્રકારના છળકપટ આદિ વચનારૂપે વ્યક્ત થાય છે ધર્મને નામે થતી માયા પ્રાય દભનું સ્વરૂપ પકડે છે અને તે અત્યત દુર્ગ્રાહ્ય ને વિશેષ દુ ખદાયી છે લોકૈષણાથી જગતને રૂડું દેખાડવા માટે જે ગુણ પોતાનામા નથી તે છે એમ બનાવવું તે દભ છે વાણીમા કાઈ અને વર્તનમા કાઈ, અથવા મન-વચન-કાયાનું પરસ્પર વિભિન્નપણું, અમ ગતપણુ તે દભ પોતે દુરાચારી હોવા છતા સજ્જન તાનો આડબર કરવો, પોતાનામા જ્ઞાન કે ત્યાગ-વૈરાગ્ય સમ્યક્ પરિણમ્યા વિના તેની મોટી મોટી વાતો કરવી, હુંપદ માતુ ન હોય અને નમ્રતાનો ડોળ કરવો, જીભે અમૃત ઝમાવવુ અને હૃદયે હાલાહલ જમાવવુ, કરમા જપમાળા ફેરવવી અને અતરમા કપટકળા કેળવવી, પોતાનામા યતિપણાનું સામર્થ્ય નહિ છતા પોતાના યતિપણાનું ખ્યાપન કરવુ, ઈત્યાદિ પ્રકારોમા દભરૂપ માયાનો આવિષ્કાર થાય છે આ દભસેવન અતિ દુસ્ત્યજ છે શ્રી અખાભક્તે કહ્યુ છે તેમ "ઝીણી માયા છાની છરી," તે ભલભલાને-જ્ઞાનીને પણ અદરથી કાપી નાખે છે

જગતમા દભી-માયાવીનો કોઈ વિશ્વાસ કરતુ નથી માયાના પરિણામે આ લોકમા અપકીર્તિ, અર્થહાનિ, દડ, તાડન, કારાવાસ આદિ અનર્થો આવી પડે છે, અને પરલોકમા નરક-તિર્યંચગતિ, સ્ત્રીત્વ આદિ સાપડે છે અરે! તપ-ધર્મ

નિમિત્તે સેવેની અ ર માયા પણ અનર્થના કારણરૂપ થાય છે, તે શ્રી મલ્લિસ્વામીના ચરિત્રથી સુપ્રતીત થાય છે શાસ્ત્રમા માયાને 'શલ્ય' નામ આપ્યુ છે તે યથાર્થ છે જ્યા સુધી આત્મપ્રદેશમા ખૂચ્યા કરતું આ માયાશલ્ય નીકળતુ નથી ત્યાસુધી વાસ્તવિક વ્રતીપણુ પણ ઘટતુ નથી કારણકે "निःशल्यो व्रती" નિઃશલ્ય હોય તે જ વ્રતી એટલા માટે વચનારૂપ કે દભરૂપ માયાનો સર્વથા ત્યાગ કરી, આત્માર્થીએ નિર્દભ ધર્મારાધન કરવુ એ જ શ્રેયસ્કર છે અર્થાત્ ધર્મારાધન એવુ શુદ્ધ હોવુ જોઈએ કે તેમા લેશ પણ માયાકપટ કે દભ ન હોય, બગલા ભગત જેવી કુટિલતા કે માયાચાર ન હોય, પોતાના દોષના આચ્છાદાનરૂપ ધર્મનો ડોળ કે ધર્મ ઢોંગીપણુ ન હોય, પોતાને ને પરને વચવારૂપ આત્મવચના ન હોય, 'હાથમા માળા ને મનમા લાળા" જેવી વચક વૃત્તિ ન હોય, ટીલા-ટપકા તાણી જગતને છેતરવાની ચાલબાજી ન હોય

હવે પરમાર્થથી માયાનો વિચાર કરીએ માયા એટલે કપટ, વચના, વક્ર ગમન, અથવા માયા એટલે છદ્મ-આવરણ, અથવા માયા એટલે જગત્ આ બધા અર્થનો પરસ્પર સબધ છે આત્માનું સ્વરૂપ છોડી, પરભાવ પ્રત્યે ગમન એ જ વક્રગમનરૂપ માયા છે, અને એ જ સ્વરૂપથી વચિત થવારૂપ, સ્વરૂપચૂકવારૂપ માયા અર્થાત્ આત્મવચના છે આ આત્મવચનારૂપ અથવા વક્રગમનરૂપ માયા એ જ જીવને છદ્મ-આવરણરૂપ માયાનું મૂળ કારણ છે, અને આ કર્મ-આવરણરૂપ માયા છે એ જ જગતરૂપ માયાનુ અર્થાત્

સમારનુ કારણ છે આત્મા સ્વરૂપ ચૂકી પરભાવમા ગમનરૂપ વક્ર-વાકી ચાલ ચાલે, તેથી કરીને રાજનીતિથી વક્ર ચાલ નારની પેઠે ચતુર્ગતિ સસારમા પરિભ્રમણ દુ ખ પામે આમ માયાથી જ જગતની-સસારની ઉત્પત્તિ છે,-એમ જાણી પરભાવની માયાજાળમા ન મુઝાતા, જીવ જો સ્વરૂપથી ચૂકવારૂપ આ મવચના ન પામે, તો માયારૂપ જગતને વિલય થતા વાર ન લાગે એટલા માટે વ્યવહારથી ને પરમાર્થથી સર્વ પ્રકારના માયા કપટને ત્યજી, આત્માર્થી પુરુષ આર્જવ ભાવમા રમે, અને ' કાયાની વિસારી માયા, સ્વરૂપે સમાયા એવા' નિર્ગ્રંથના માર્ગે નિર્દભપણે અનુગમન કરે

(દોહરા) પરભાવ ગમન વક્રતા, માયા ભુજગી ચાલ,
જે છોડે તે છેદતો, ભવની માયા જાલ

## शिक्षापाठ ६२ परीषह जय

માયા ત્યજી નિર્દભપણે નિર્ગ્રંથ માર્ગે વિચરતા, ક્ષુધાદિ બાવીશ પરીષહ આવી પડે, તોપણ ક્ષોભ પામ્યા વિના મુમુક્ષુ મુનિ, દેહથી આત્માનુ ભિન્નપણુ ભાવન કરતા, તે ક્ષુધા-તૃષા, શીત-ઉષ્ણ આદિને સમભાવથી સહે છે તે આ પ્રકારે -

તપસ્વી ખડતલ (ખરતર) એવો ભિક્ષુ ક્ષુધાથી ગમે તેટલો પીડાતો હોય, અને કાગડાના જઘાપર્વ જેવા કૃશ ને નસો દેખાતી હોય એવા શરીરવાળો થઈ જાય, તોપણ તે અશુદ્ધ આહાર ગ્રહે જ નહિ, પણ નવ કોટિ વિશુદ્ધ આહાર જ ગ્રહે, અને તેનો આહાર ન મળે, તોપણ અદીનમને

તરફથી થતા સત્કાર પુરસ્કાર (સામૈયા વગેરે) મુનિ ઇચ્છે નહિ, થાય તો ફુલાય નહિ ને ન થાય તો અનુતાપ પામે નહિ

પોતાનામાં પ્રજ્ઞા અલ્પ હોય તો તેથી ખેદ ન પામતા મુનિ ભાવે કે આ અજ્ઞાન ફળવાળા પૂર્વકર્મનો વિપાક છે, અથવા તો પોતાનામા અધિક પ્રજ્ઞા હોય તો ઉત્કર્ષ–મદ ન ધરતા એમ ચિંતવે કે આ તો કર્મના ક્ષયોપશમનો પ્રભાવ છે, અને આ ગમે તેવો ઉત્કૃષ્ટ ક્ષયોપશમ પણ ક્ષાયક ભાવની પાસે કઇ ગણનામા નથી પૂર્વ કર્મ ઉદયથી અજ્ઞાનના કારણ ન ટળી શકતા હોય તો ધીરજ ધરવી ને તે ટાળવા માટે ઓર વિશેષ બળથી સત્સગ–સત્પુરુષાદિની આરાધના કરવી, તો અજ્ઞાન પરીષહનો જય થાય ' પરમાર્થ પ્રાપ્ત થતા વિષે કોઇ પણ પ્રકારનુ આકુળ વ્યાકુળપણુ રાખવુ તેને દર્શન પરીષહ કહ્યો છે એ પરીષહ ઉત્પન્ન થાય તે તો સુખકારક છે, પણ જો ધીરજથી તે વેદાય તો તેમાથી દર્શનની ઉત્પત્તિ થવાનો સભવ થાય છે' આમ ક્ષુધા, તૃષા, શીત, ઉષ્ણ, દશમશક, અચેલક, અરતિ, સ્ત્રી, ચર્યા, નિષદ્યા, શય્યા, આક્રોશ, વધ, યાચના, અલાભ, રોગ, તૃણ, મલ, સત્કારપુરસ્કાર, પ્રજ્ઞા, અજ્ઞાન અને દર્શન એ બાવીશ પ્રકારના પરીષહને મુનિ જીતે છે

રણમોખરા પર શત્રુને ભાળી કાયરના કાળજા કપે છે ને ગાત્ર ઢીલા થાય છે, પણ શૂરવીર તો શત્રુનો ધૈર્યથી સામનો કરી વિજય વરે છે તેમ કર્મને સહરનારા વીરના સયમરૂપ રણસગ્રામમા પરીષહ–સેનાને દેખી કાયરજનો ભાગે, પણ કેસરી સમા શૂરવીર સાધુ જનો તો અનુપમ ધૈર્યથી તેનો જય કરે છે આમ વીરમાર્ગને અનુસરનારા

ભીત થઈ ઊઠીને અન્ય આસને જાય નહિ આત્મસ્થિરતા વાન્ એવો ખરતર (ખડતલ) તપસ્વી ભિક્ષુ C ચા-નીચા પ્રકારની વિવિક્ત શય્યા (એકાંત વસતિસ્થાન) પામી વિચારે કે આ મને એક રાત્રી ઉપયોગમા આવનાર છે, તેમા અનુકૂળ-પ્રતિકૂળ શુ? આવા મુનિચર્યાથી વિચરતા ફરતારામ મુનિ પ્રત્યે કવચિત્ કોઈ આક્રોશ કરે, તાડુકે, તો તેના પ્રત્યે તે સ જ્વલે નહિ, લેશ પણ કોપ કરે નહિ, દારુણ અને કર્ણશલ્ય જેવી કઠોર ભાષા સાભળીને પણ મુનિ મૌનપણે જ ઉપેક્ષા કરે કવચિત્ કોઈ વધ કરે, દડાદિથી હણે, તોપણ ક્ષમા જ મુનિધર્મનુ મૂળ છે એમ ચિતવી તે તિતિક્ષા કરી 'ક્ષમાશ્રમણ' નામ સાર્થક કરે યાચના માટે હાથ પ્રસારવો અતિ દુષ્કર છે, તેથી અગાર વાસ શ્રેય છે, એમ ભિક્ષુ ન ચિંતવે યાચના કરતા પણ શુદ્ધ ભિક્ષા ન મળે, અલાભ થાય, તો તપની વૃદ્ધિ થઈ એમ ચિતવે

અત પ્રાત આહાર કરનારા યતિને કવચિત્ રોગ પણ થાય ત્યારે રોગાદિ વેદનાથી દુખાર્ત્તિત છતા અદીન રહી પ્રજ્ઞાને સ્થાપે, સ્થિતપ્રજ્ઞ રહે, અર્થાત્ દેહાદિથી પોતાના આ માનુ ભિન્નપણુ ચિ તવવારૂપ તત્ત્વબુદ્ધિ સ્થિર કરે અને ભાવે કે-'હે જીવ! શારીરિક વેદનાને દેહનો ધર્મ જાણી અને બાધેલા એવા કર્મોનુ ફલ જાણી સમ્યક્ પ્રકારે અહિયાસવા યોગ્ય છે' આવા દેહમા અમમત્વવત સાધુ ચિકિત્સા અભિન દે નહિ, પણ આત્મગવેષકપણે સ્થિતિ કરે રોગાર્ત્ત તપસ્વીને તૃણમા શયન કરતા ગાત્રવિરાધના થાય તે સહે, તેમજ પ કથી કે રજથી કિલન્ન અગવાળો છતા યાવત્ શરીરભેદ થાય ત્યાસુધી મલને કાયાથી ધારે રાજાદિ

તરફથી થતા સત્કાર પુરસ્કાર (સામૈયા વગેરે) મુનિ ઈચ્છે નહિ, થાય તો ફૂલાય નહિ ને ન થાય તો અનુતાપ પામે નહિ

પોતાનામા પ્રજ્ઞા અલ્પ હોય તો તેથી ખેદ ન પામતા મુનિ ભાવે કે આ અજ્ઞાન ફળવાળા પૂર્વકર્મનો વિપાક છે, અથવા તો પોતાનામા અધિક પ્રજ્ઞા હોય તો ઉત્કર્ષ—મદ ન ધરતા એમ ચિંતવે કે આ તો કર્મના ક્ષયોપશમનો પ્રભાવ છે, અને આ ગમે તેવો ઉત્કૃષ્ટ ક્ષયોપશમ પણ ક્ષાયક ભાવની પાસે કઈ ગણનામા નથી પૂર્વ કર્મ ઉદયથી અજ્ઞાનના કારણ ન ટળી શકતા હોય તો ધીરજ ધરવી ને તે ટાળવા માટે ઓર વિશેષ બળથી સત્સમાગમ—સત્પુરુષાદિની આરાધના કરવી, તો અજ્ઞાન પરીષહનો જય થાય 'પરમાર્થ પ્રાપ્ત થવા વિષે કોઈ પણ પ્રકારનું આકુળ વ્યાકુળપણું નાખવું તેને દર્શન પરીષહ કહ્યો છે એ પરીષહ ઉત્પન્ન થાય તે તો સુખકારક છે, પણ જો ધીરજથી તે વેદાય તો તેમાથી દર્શનની ઉત્પત્તિ થવાનો સભવ થાય છે' આમ ક્ષુધા, તૃષા, શીત, ઉષ્ણ, દશમશક, અચેલક, અરતિ, સ્ત્રી, ચર્યા, નિષદ્યા, શય્યા, આક્રોશ, વધ, યાચના, અલાભ, રોગ, તૃણ, મલ, સત્કારપુરસ્કાર, પ્રજ્ઞા, અજ્ઞાન અને દર્શન એ બાવીશ પ્રકારના પરીષહને મુનિ જીતે છે

રણમોખરા પર શત્રુને ભાળી કાયરના કાળજા કપે છે ને ગાત્ર ઢીલા થાય છે, પણ શૂરવીર તો શત્રુનો ધૈર્યથી સામનો કરી વિજય વરે છે તેમ કર્મને સહરનારા વીરના સયમરૂપ રણસગ્રામમા પરીષહ—સેનાને દેખી કાયરજનો ભાગે, પણ કેસરી સમા શૂરવીર સાધુ જનો તો અનુપમ ધૈર્યથી તેનો જય કરે છે આમ વીરમાર્ગને અનુસરનારા

વીર મુનિવરો પરીષહ જય કરી, અપ્રમત્તપણે ગમન કરતા કર્મશત્રુનો સંહાર કરી, અપૂર્વ વીરપણું દાખવે છે

(દોહરા) ધીર વીર પરીષહ સહે, રણશિરે જ્યમ શૂર,
ભગ્નપરિણામી થઈ, કાયર ભાગે દૂર

---

## શિક્ષાપાઠ ૬૩ વીરત્વ

### વીર ગીતા વિંશિકા

અનુષ્ટુપ્

આત્મ ને કર્મના ઉગ્ર, સનાતન રણાંગણે,
વિજયશ્રી વર્યા વીર, ધન્ય તેહ વીરત્વને ! ૧

ધર્મક્ષેત્રે* કુરુક્ષેત્રે, યુદ્ધાર્થે એકઠા થયા,
ધર્મ ને કર્મના સૈન્યો, રણના રસિયા ભયા. ૨

---

*આ દેહરૂપ ધર્મક્ષેત્ર-કુરુક્ષેત્રમાં આત્મા અને કર્મનું સનાતન યુદ્ધ ચાલ્યા કરે છે તેમ આત્મસ્વભાવરૂપ ધર્મ ને વિભાવરૂપ કર્મના સૈન્યો પરસ્પર લડે છે શુક્લ-ઉજ્જવલ-શુદ્ધ વૃત્તિરૂપ ધર્મસેના સમ્યગ્દર્શનની સરદારી નીચે છે, ને કૃષ્ણ-કાળી દુષ્ટ વૃત્તિરૂપ કર્મ સેના મિથ્યા દર્શનની સરદારી નીચે છે મોહનિદ્રામાંથી જાગેલો વીર આત્મ[illegible] પ્રથમ અનંતાનુબંધી કષાય હણી મિથ્યા [illegible]ર્શનને (દર્શન મોહને) ઊડા[illegible] છે અને પછી અપ્રત્યાખ્યાનાવરણીય ને પ્રત્યાખ્યાનાવરણીય એ [illegible] કષાયરૂપ ચારિત્રમોહના બે પાદ-પગ ઊડાડે છે પછી અપ્રમત્ત થ[illegible] તે સંજ્વલન કષાયને ઊડાવવા આત્મા અપૂર્વકરણ ગુણસ્થાને ક્ષપ[illegible] શ્રેણી આરોહે છે અને તેના અંતે મોહનો ક્ષય કરે છે એટલે શે[illegible] ત્રણ ઘાતિકર્મ પણ તત્ક્ષણ નષ્ટ થાય છે એટલે કર્મશત્રુને હ[illegible] નાંખવાનું આવું અપૂર્વ વીરત્વ દાખવનારા આ વીર અરિહંત કેવલશ્રી વરે છે, અર્થાત્ આ વીર આત્મા સર્વજ્ઞ સર્વદર્શી બને [illegible]

મિથ્યાદર્શન સેનાની,[૧] નેજા નીચે જ નાચતી,
મોહની કર્મસેના તો, કૃષ્ણ વર્ણ ધરાવતી ૩

સમ્યગ્દર્શન સેનાની, સરદારી નીચે હતી,
વીરની ધર્મસેના તો, શુક્લ વર્ણ ધરાવતી ૪

કાળી તે કર્મસેના શું, અધકારે અહીં ઘડી ?
શુક્લ તે ધર્મસેના શું પ્રકાશે ઉજળી ઘડી ? ૫

રણનો શખ ફૂકાયો, યુદ્ધ શોર મચી રહ્યો,
સિંહનાદ કરી વીર, રણ રંગે રમી રહ્યો ૬

શુક્લ ને કૃષ્ણ વૃત્તિનું, તુમુલ ત્યા મચી રહ્યુ,
દેવ દાનવને દૃશ્ય, દિવ્ય દૃશ્ય રચી રહ્યુ ૭

સુદર્શન ધર્મચક્ર, મહા વીરે ઉપાડિયુ,
મિથ્યાદર્શન સેનાની, તણું શિર ઉડાડિયુ ૮

કર્મના સૈન્યમા ત્યારે, ભગાણુ જ પડ્યુ તહીં,
હાહાકાર મચ્યો ભારી, નાશભાગ થઈ રહી ૯

ચારિત્રમોહ રાજે ત્યા, સરદારી લીધી અને,
હિંમત આપીને રોક્યુ, નાશતા કર્મ સૈન્યને ૧૦

ચારિત્રધર્મ યોદ્ધે ત્યા, મુદ્ગર વ્રતનો ધર્યો,
ચારિત્રમોહના[૨] પાદ, ઉચ્છેદી લગડા કર્યો ૧૧

જાગ્રતિ બાણુ તાકીને, અપ્રમાદ ધનુર્ધરે,
મોહના મર્મમા મારી, મૂર્છિત જ કર્યો અરે ! ૧૨

---

૧ મિથ્યાદર્શન સેનાપતિના નેજા-ધ્વજા નીચે ૨ ચારિત્રમોહના અપ્રત્યાખ્યાનાવરણ ને પ્રત્યાખ્યાનાવરણ કષાયરૂપ બે પગ

મૃતપ્રાય[૩] છતા મોહ, અંતરે સંજ્વલી[૪] રહ્યો,
વીર વિક્રમ ભાળી શું, ઈર્ષ્યાથી તે જલી રહ્યો! ૧૩

મહામોહ મહાશત્રુ, કદાચ ઉછળે વળી,
ક્ષય કર્યા વિના તેને, રહે ના મૂકે જરી ૧૪

સતત જાગતા વીર, અપૂર્વ કરણે[૫] વધ્યા,
ખતમ કરવા મોહ, શ્રેણી-ગજ[૬] પર ચઢયા ૧૫

તેના પદ તળે છૂંદી, માર્યો જ મોહ મૂલથી,
આત્મપરાક્રમી વીરે, રત્નત્રયી ત્રિશૂલથી ૧૬

કર્મનો અન્નદાતા આ, મરાતા મોહ વીરથી,
ટપોટપ પડયા ત્રણ્યે, ઘાતિ[૭] યોદ્ધા મહાગ્રથી ૧૭

શત્રુસહાગ્રથી ત્યાં, 'યથાખ્યાત' અહીં કહ્યુ,
સ્વરૂપતેજ તે તેવું, વીરનું પ્રતપી રહ્યુ ૧૮

કેવલ લક્ષ્મીએ આવી, વીરના કંઠ નાલમાં,
વિજયમાલ આરોપી, કર્યું તિલક ભાલમાં ૧૯

સર્વજ્ઞ સર્વદર્શી આ, વિજેતા વિશ્વવિજયી,
સર્વ વીર વિષે શ્રેષ્ઠ, સાચા વીર થયા જયી ૨૦

વીરત્વ દાખવ્યું સાચુ, આત્મપરાક્રમે ભર્યું,
તે વીર ભગવાન્ દાસે, સ્તવ ભક્તિ ભરે કર્યું ૨૧

---

૩ લગભગ મરી ગયેલો ૪ સંજ્વલન કષાયના હોવાપણાને લીધે સંજ્વલી રહ્યો જરા જરા જ્વલતો રહ્યો ૫ અપૂર્વકરણ ગુણસ્થાને અપૂર્વ આત્મસામર્થ્યથી ૬ ક્ષપક શ્રેણીરૂપ ગજરાજ પર આરૂઢ થયા ૭ જ્ઞાનાવરણીય દર્શનાવરણીય ને અંતરાય એ ત્રણ ઘાતિકર્મરૂપ યોદ્ધા

# शिक्षापाठ ६४ भगवान नेमनाथजी अने महासती राजीमती

શ્રી કૃષ્ણ વાસુદેવ આદિ સાજન-મહાજનથી શોભતી નેમનાથજીની જાન નિયત દિને મોટા ઠાઠમાઠથી રવાના થઈ ત્યાં માર્ગમાં પાંજરામાં પૂરેલા પશુઓનો કરુણ પોકાર સાંભળી જેનું હૃદય દ્રવી ગયું હતું, એવા કરુણાસિન્ધુ નેમનાથજી તોરણથી રથ પાછો ફેરવી ચાલ્યા ગયા. તેમના પિતા રાજા સમુદ્રવિજય, માતા શિવાદેવી, પિત્રાઈ ભાઈ શ્રી કૃષ્ણ વાસુદેવ આદિએ ઘણું ઘણું સમજાવ્યા, પણ વિરક્તચિત્ત નેમનાથજી પાછા વળ્યા નહિ

આ તરફ રાજકન્યા રાજીમતી પણ લાગલાગટ આઠ ભવનો અખંડ પ્રેમસંબંધ સંભારી કરુણ વિલાપ કરવા લાગી-"અષ્ટ ભવંતર વાલ્હી રે, તું મુજ આતમરામ... મનરા વાલા! મુક્તિ સ્ત્રીશું આપણે રે, સગપણ કોઈ ન કામ મનરા વાલા! ઘર આવો હો વાલમ ઘર આવો, મારી આશાના વિશરામ મનરા વાલા! રથ ફેરો હો સાજન રથ ફેરો, મારા મનના મનોરથ સાથ. મનરા વાલા! પશુજનની કરુણા કરી રે, આણી હૃદય વિચાર મનરા વાલા! માણસની કરુણા નહિ રે, એ કુણ ઘર આચાર? મનરા વાલા!" (આનંદઘનજી) પણ આવા કરુણ વિલાપોની કે ઓળભાની કે અન્યના સમજાવટભર્યા પ્રયાસોની વિરક્તચિત્ત નેમનાથજી પર કંઈ અસર પડી નહિ. તે તો પાછા ફર્યા તે ફર્યા.

અને આમ તીક્ષ્ણ મોહબળ ઘનના તત્ક્ષણ છેદનનું અપૂર્વ વીરત્વ દાખવી જેણે સર્વસંગપરિત્યાગનો દૃઢ નિશ્ચય કર્યો હતો, એવા આ યદુવંશચંદ્રમા નેમનાથજી સંવત્સરી દાન દઈ, સમસ્ત રાજલક્ષ્મીનો તૃણવત્ ત્યાગ કરી ચાલી નીકળ્યા પ્રવ્રજ્યા સમયે જ આ અમોહરૂપ વીતરાગ મુનીશ્વરને ચોથુ મન પર્યવજ્ઞાન ઉપજ્યુ, અને પછી અલ્પ સમયમા જ તેમને લોકાલોકનો પ્રકાશ કરનારૂ કેવલજ્ઞાન પ્રગટ્યુ "નેમિ જિણેસર નિજ કારજ કર્યું, છાડયો સર્વ વિભાવોજી, આતમ શક્તિ સકલ પ્રગટ કરી, આસ્વાદ્યો નિજ ભાવોજી"(દેવચંદ્રજી)

દરમ્યાનમા તીવ્ર વિરહવ્યથા અનુભવતા જેનો એકેક દિવસ વરસ જેવો જતો હતો અને એકેક ક્ષણ દિવસ જેવી જતી હતી, તે વિરહિણી રાજીમતી મોહદશાવાળી ભાવના ભાવતી રહી, અને "પ્રેમ કલ્પતરુ છેદિયો રે, ધરિયો જોગ ધતૂર ! મનરા વાલા ! ચતુરાઈરો કુણ કહો રે, ગુરુ મિલિયો જગ સૂર ? મનરા વાલા !" ઈત્યાદિ પ્રકારે કવચિત્ ઉપાલભરૂપ, કવચિત આક્ષેપરૂપ, કવચિત વિનવણીરૂપ કરુણ વિલાપ કરતી હતી છેવટે તેની આ મોહદૃષ્ટિ ફરે છે ને તેનું ચિત્ત તત્ત્વવિચાર પામે છે કે—અમોહસ્વરૂપ પ્રાણનાથ તો ચોક્કસ વીતરાગતા આદરી છે "વીતરાગતા આદરી રે, પ્રાણનાથ નિરધાર" માટે આ સેવક પણ જો તે વીતરાગતા આદરે, તો જ સેવકની લાજ રહે એમ સમજી ચિત્ત સમાધાન પામી તે મહાસતી વિરક્તચિત્ત થઈને વૈરાગ્ય તરંગિણીમા ઝીલવા લાગી

હવે આ તરફ એવુ બન્યુ કે—રથનેમિ નામે નેમ-

નાથજીના નાના ભાઈ હતા તેને રાજીમતી પ્રત્યે મોહ ઉત્પન્ન થયો અને તે તેનો હાથ મેળવવા માટે અનેક ફાંફા મારવા લાગ્યા પણ ભગવતી રાજીમતીજી તો વરવું તો નેમનાથને એ પોતાની પ્રતિજ્ઞામાં અચળ રહ્યા હતા, અને હવે તો તે મોહ પણ છોડી દઈ ભવભોગથી વિરક્ત થયા હતા તેમના જાણવામાં આવ્યું કે રથનેમિ મ્હારા પર આસક્ત છે, એટલે યોગ્ય મોખો જોઈ તેને બોધપાઠ આપવા તેમણે નિશ્ચય કર્યો

એક દિવસ રાજીમતીએ રાબ પીધી ત્યાં રથનેમિ આવી ચઢયા રાજીમતીએ મુખમાં મદનફલ મૂકી વમન કર્યું અને કહ્યું—આ રાબ પી જા ! રથનેમિએ કહ્યું—વમેલું તે કેમ પીવાય ? રાજીમતીએ જવાબ આપ્યો—જો ન પીવાય, તો હું પણ અરિષ્ટનેમિ સ્વામીથી વમાયેલ છું, તો હે અયશ—કામી ! વાન્તને (વમેલને) પીવા ઈચ્છે છે એવા તને ધિક્કાર હો ! આના કરતાં તો ત્હારૂ મરણ થાય એ શ્રેય છે ઈત્યાદિ પ્રકારે તને પ્રતિબોધ પમાડયો એટલે મ વેગરગથી ગાઇને રથનેમિ, ભગવાન્ નેમનાથજી પાસે પ્રવ્રજિત થયા બાલ બ્રહ્મચારિણી મહાસતી રાજીમતીજી પણ વૈરાગ્યવાસિત થઈ નેમનાથજી પાસે આવી વિનવવા લાગ્યા—હે નાથ ! વિવાહ અવસરે જો તમે મ્હારા હાથ પર હાથ ન દીધો, તો હવે "દીક્ષા અવસર દીજિયે રે, શિર પર જગનાથ !" એમ તે પરમ સદ્ગુરુને શરણે જઈ તેમણે નિર્ગ્રંથ પ્રવ્રજ્યા અંગીકાર કરી

પછી એક દિવસ એવું બન્યું કે મુનિ રથનેમિ ભિક્ષા

લઈને નેમનાથજી સમીપે આવતા હતા ત્યા વર્ષાદ આવવાથી
તે આશ્રયાર્થે એક ગુફામા પેઠા આ સમયે રાજીમતી પણ
નેમનાથજીના વદનાર્થે ગયા હતા, તે વાદી ઉપાશ્રયે આવતા
હતા, ત્યા વચ્ચમા વર્ષાથી ભીજાયા એટલે અજાણતા તે
રથનેમિ હતા તે જ ગુફામા પેઠા, અને સૂકવવા માટે વસ્ત્ર
ઉતાર્યાં રથનેમિએ તેના અગપ્રત્યગ દીઠા અને તેને વિકાર
ઉપજ્યો ત્યા રથનેમિ પણ રાજીમતીના જોવામા આવતા તેણે
વસ્ત્ર સકોર્યા ઈંગિતાકારમા કુશલ રાજીમતીએ તરતજ તેનો
વિકારી ભાવ દીઠો, એટલે તેના પ્રત્યે કહ્યુ-હુ ભોગવશી
રાજા ઉગ્રસેનની પુત્રી છુ ને તુ અધકવૃષ્ણિ સમુદ્રવિજયનો
પુત્ર છે આ કારણથી અકેક પ્રધાન કુલમા આપણે ગધન મ
હોઇએ! ગધન કુલમા જન્મેલા નાગની પેઠે વમેલનુ પાન
કરનારા ન થઈએ! પ્રજ્વલિત ચિતામા ઝપલાવે પણ અગધ
કુલમા જન્મેલા નાગ વાત (વમેલ) ભોગવવા ઈચ્છે નહિ
એટલા માટે તુ અવ્યાક્ષિપ્ત રહી સયમ આચર! જો
જે જે નારીને દેખશે, તે પ્રત્યે પ્રાર્થનારૂપ ભાવ કરશે,
તુ વાયુથી પ્રેરિત હડો નામના ઘાસની જેમ, સસારસાગર
અહીથી તહી આથડતો હડો હડો થઈશ તે સયતિ એ
મહાસતી રાજીમતીજીના આ પરમ સવેગજનક સુભાષિ
વચન સાભળી રથનેમિ મુનિ, અકુશથી હાથીની જેમ, ધર્મ
સપ્રતિષ્ઠાપિત થયા, અને પછી અપ્રમત્તપણે આદર્શ નિ
જીવન ગાળી અનુક્રમે કેવલજ્ઞાન પામી મોક્ષે ગયા ભગવ
રાજીમતીજી પણ તેવુજ યથાસૂત્ર અપ્રમત્ત આત્મચારિ
પાળી, કેવલજ્ઞાન પામી, મુક્તિ પામ્યા

અને બાવીશમા તીર્થંકર ભગવાન્ નેમનાથજી પણ પ્રાણીઓને તારનારૂં અનુપમ ધર્મતીર્થ સ્થાપી, પરમાર્થ મેઘની અમૃતધારા વર્ષાવવા લાગ્યા, અને શ્રીકૃષ્ણ વાસુદેવ આદિ જેવા અનેક ભવ્ય મુમુક્ષુ આત્માઓને શુદ્ધ આત્મ ધર્મનો પ્રતિબોધ પમાડતા રહી, આ પરમ સદ્‌ગુરુ ભાન્ત અવનિને પાવન કરતા વિચરવા લાગ્યા, અને આયુપ્રાંતે ગિરનાર પર્વતપર પાદપોપગમન અનશન કરી અનુપમ સિદ્ધ ગતિને પામ્યા આમ સિદ્ધ થયેલા તે પરમ પવિત્રાત્મા દંપતીને નમસ્કાર હો ! નમસ્કાર હો !

(અનુષ્ટુપ) યદુવંશ સમુદ્રેન્દુ, નેમિનાથ નમું નમું,
સતી રાજીમતી વન્દી, મોહભ્રાંતિ વમું વમું



## शिक्षापाठ ६५ सद्‌गुरु स्तुति

ઉપજાતિ

હે સદ્‌ગુરુ દેવ ! પર કૃપાળુ !
ગાવા ગુણો શક્તિ ન મુંજ ભાળુ,
અમાપ છે આપ તણી કરૂણા,
થવું નથી શક્ય પ્રભો ! અરૂણા ૧

અનાદિથી આત્મ સ્વરૂપ ભૂલ્યો,
હું ભોગના કાદવમાંહિ ડૂલ્યો,
દુઃખો તણા સાગર મધ્ય રૂલ્યો,
તાર્યો તમે બોધ દઈ અમૂલ્યો ૨

સ્વરૂપનું ભાન તમે જગાડ્યું,
ભ્રાંતિ તણું ભૂત તમે ભગાડ્યું,
મિથ્યાત્વનું વિષ તમે ઉતાર્યું,
સમ્યક્ત્વ પીયૂષ તમે પીવાડ્યું ૩

ઉંચા ચિદાકાશ વિષે ઉડતા,
હે હંસ ! સ્વાત્મસ્વરૂપવંતા,
આત્મા વિવેચી પયને વમો છો,
મુમુક્ષુના માનસમાં રમો છો ૪

સ્વામી તમે શુદ્ધ સ્વ ચેતનાના,
રામી તમે આતમ ભાવનાના,
ભોગી તમે આત્મ તણા ગુણોના,
યોગી તમે આત્મ અનુભવોના ૫

અનંતકાળે તમ યોગ લાધ્યો,
કે આત્મનો સાધન જોગ સાધ્યો,
તો આપનો કેમ પીંછો જ છોડું ?
ના જ્યાંલગી પૂરણ તત્ત્વ જોડું ૬

શું પાદપદ્મ પ્રભુના ધરૂં હું ?
શી રીત આત્મા અનૃણો કરૂં હું ?
એ આત્મ તો આપથી કાંઈ વેદું,
નૈવેદ્ય આ આત્મતણો નિવેદું ૭

શુરૂ ગુણે ગૂંથી ભરી સુવાસે,
આ વર્ણમાલા ભગવાન દાસે,
આ પ્રાજ્ઞ કંઠે ગત પુષ્પમાલા,
ધો આત્મસિદ્ધિમય મોક્ષમાલા ! ૭

———○———

( ૨ )

'જે સ્વરૂપ સમજ્યા વિના, પામ્યો દુઃખ અનંત,
સમજાવ્યું તે પદ નમું, શ્રી સદ્‌ગુરુ ભગવંત'

હે શ્રી સદ્‌ગુરુ ભગવંત! આ ભયંકર ભવાટવીમાં સન્માર્ગની દિશાનું ભાન નહિ હોવાથી, આ જીવ ચારે ગતિમાં ગોથાં ખાતો અનંત દુઃખ પામતો હતો તેને નિજ સ્વરૂપના અવંચક યોગરૂપ સીધો સરલ નિર્દોષ સન્માર્ગ દર્શાવી, આપે અનંત પરિભ્રમણ દુઃખથી ઉગાર્યો આ આપના અનંત ઉપકારની સ્મૃતિ કરી, હું આપના ચરણકમળમાં નમસ્કાર કરૂં છું

હે આત્મજ્ઞાનના નિધાન! આ મ્હારો આત્મા જે અનાદિથી આત્મભ્રાંતિરૂપ મહારોગથી પીડાતો હતો, અને 'ક્ષણ ક્ષણ ભયંકર ભાવમરણ'રૂપ મૃત્યુશય્યામાં પડચો હતો, તેને આપ સુવૈદ્યે સ્વરૂપસમજણરૂપ દિવ્ય ઔષધિ વડે આરોગ્યસંપન્ન કર્યો, અને પરમ અમૃતરૂપ સહજાત્મસ્વરૂપ પ્રકાશનારા સમ્યગ્દર્શન મંત્ર પ્રયોગવડે બોધિબીજરૂપ અપૂર્વ સંસ્કારબીજ રોપી, યોગિકુલે જન્મરૂપ નવો જન્મ આપ્યો હે કરુણાસિન્ધુ! આપે આ પામર પર અપાર ઉપકાર કર્યો

હે સમદર્શિતાના અવતાર! આ નિજસ્વરૂપનું ભાન નહિ હોવાથી આ જીવ પોતાનું ઘર છોડીને પરઘેર ભીખ માગતો ફરતો હતો તેને જ્ઞાનશ્રીસંપન્ન એવા આપ શ્રીમત્ પરમશ્રુતે અપૂર્વ વાણી વડે અનંત આત્મસંપત્તિ ભર્યા સ્વગૃહનો લક્ષ કરાવી, નિજ સ્વરૂપની પ્રાપ્તિનો અમોઘ ઉપાય દર્શાવ્યો આવા અનન્ય ઉપકારી આપ પ્રભુના ચરણે હું શું ધરૂં? આત્માથી બીજી બધી વસ્તુ ઉતરતી છે ને

આ આત્મા તો આપ પ્રભુએ જ મને આપ્યો છે માટે આત્માર્પણ વડે આ આત્માનું નૈવેદ્ય આપના ચરણે ધરી આજ્ઞાંકિતપણે વર્તુ એ જ એક ઉપાય છે મ્હારા મન-વચન-કાયાના યોગ આજથી પ્રભુને આજ્ઞાધીન થઇને વર્તો ! હું આપ પ્રભુનો દાસાનુદાસ ચરણરેણુ છુ

'અહો ! અહો ! શ્રી સદ્ગુરુ ! કરુણાસિન્ધુ અપાર,
આ પામર પર પ્રભુ કર્યો, અહો ! અહો ! ઉપકાર
શું પ્રભુ ચરણ કને ધરૂ ? આત્માથી સૌ હીન,
તે તો પ્રભુએ આપિયો, વરતુ ચરણાધીન
આ દેહાદિ આજથી, વરતો પ્રભુ આધીન,
દાસ દાસ હુ દાસ છુ, આપ પ્રભુનો દીન'

'હે પરમ કૃપાળુ દેવ ! જન્મ-જરા-મરણાદિ સર્વ દુખોનો અત્યત ક્ષય કરનારો એવો વીતરાગ પુરુષનો મૂળ માર્ગ આપ શ્રીમદે અનત કૃપા કરી મને આપ્યો, તે અનત ઉપકારનો પ્રતિઉપકાર વાળવા હુ સર્વથા અસમર્થ છુ વળી આપ શ્રીમત્ કઈપણ લેવાને સર્વથા નિસ્પૃહ છો જેથી હુ મન, વચન, કાયાની એકાગ્રતાથી આપના ચરણારવિદમા નમસ્કાર કરૂ છુ આપની પરમ ભક્તિ અને વીતરાગ પુરુષના મૂળધર્મની ઉપાસના મારા હૃદયને વિષે ભવ પર્યંત અખડ જાગૃત રહો એટલુ માગુ છુ તે સફળ થાઓ ! ૐ શાતિ શાતિ શાતિ '

---o---

## શિક્ષાપાઠ ૬૬ પાંચ પરમ પદ વિષે વિશેષ વિચાર-૧

સમસ્ત વિશ્વમાં ઉચામાં ઉચા એવા પાંચ પરમ પદ છે અરિહંત, સિદ્ધ આચાર્ય, ઉપાધ્યાય અને સાધુ સકલ જગત્ કરતા આ જગદ્ગુરુઓનું ગુણગૌરવ અનંતગુણવિશિષ્ટ હોવાથી આ 'પંચ પરમ ગુરુ' કહેવાય છે મૂ. પંચે પદ ઇષ્ટ હોવાથી 'પંચ પરમેષ્ઠિ'ને નામે પ્રસિદ્ધ છે પરમ આત્મવિભૂતિથી વિભૂષિત હોવાથી આ પાંચે વિશ્વની વિશિષ્ટ અને શ્રેષ્ઠ વિભૂતિઓ છે એટલે જ પરમ આરાધ્ય, પરમ ઉપાસ્ય એવા આ પંચ પરમ પદને મુમુક્ષુઓ મહા પરમ ભક્તિથી નમસ્કાર કરે છે અર્હંતોને નમસ્કાર હો! સિદ્ધોને નમસ્કાર હો! આચાર્યોને નમસ્કાર હો! ઉપાધ્યાયોને નમસ્કાર હો! લોકમાં સર્વ સાધુઓને નમસ્કાર હો!

પદ એટલે શું? પદ એટલે વિશ્રાન્તિનું સ્થાન આત્મસ્વભાવ અર્થાત્ સહજ એવું આત્મસ્વરૂપ એ જ એક એવું સ્થાન છે કે જે સદા ધ્રુવ અને સ્થિર છે માટે પરમાર્થથી આ સ્વભાવ-'મૂળ શુદ્ધ તે આત્મપદ' એ જ એક વાસ્તવિક પદ છે, તે સિવાયના બીજા બધા અસ્થિર હોવાથી અપદ જ છે અરિહંતાદિ જે પંચ પરમેષ્ઠિ પદ કહ્યા તે સ્થિર એવા પરમ શુદ્ધ સ્વભાવ પદમાં નિરંતર સ્થિતિ કરે છે, એટલે તે વિભૂતિને પણ 'પદ' નામ છાજે છે યોગિઓને પ્રિય એવા સહજ સ્વરૂપ પદમાં સ્થિત એવી આ પરમ વિભૂતિઓ સ્વભાવ-વિભાવથી છે, એટલે તેને 'પરમ પદ' કહ્યું તે યથાર્થ છે

પરમ પદોની પાસે ઇંદ્ર-ચક્રવર્તી આદિ પદવીઓ તુચ્છ અને પામર છે. આવા આ મેરુ કરતા પણ મહામહિમાવાન્ પંચ પરમેષ્ઠિ પદોનું સ્વરૂપ મુમુક્ષુઓએ મનન કરી પદે પદે નમન કરવા યોગ્ય છે.

જેણે 'કર્મરૂપી વૈરીનો પરાજય કર્યો છે એવા અર્હંત ભગવાન્' તે પહેલું **અરિહંત પદ**. આ અરિહંત ભગવંતોએ મોહનીયાદિ ચાર ઘાતિકર્મનો સંક્ષય કરી જ્ઞાનાદિ અનંત ચતુષ્ટય પ્રગટાવ્યું છે. આત્મગુણને અપાય-હાનિ કરનારા આ ઘાતિકર્મોનો અપગમ થયો હોવાથી, એમનો અપાયાપગમ અતિશય જગતમાં અન્ય કોઈ પણ વ્યક્તિ કરતા ચઢીયાતો એવો અતિશયવંત ગુણ વર્તે છે. કેવલજ્ઞાન-કેવલદર્શનના પ્રગટપણાથી આ સર્વજ્ઞ સર્વદર્શીનો જ્ઞાનાતિશય ગુણ સૌથી ચઢીયાતો અસાધારણ વર્તે છે. કર્મનાશ અને ધર્મપ્રકાશને લીધે પરમ પૂજ્ય એવો શુદ્ધ આત્મસ્વભાવ પ્રગટ્યો હોવાથી એમનો પૂજાતિશય જગતમાં સર્વશ્રેષ્ઠ વર્તે છે. અને દેહ છતાં દેહાતીત દશાએ વિચરતા આ જીવન્મુક્ત ભગવાન્, પરમ અમૃતવાણીથી પરમાર્થમેઘની વર્ષા વર્ષાવી જગતજીવોનું પરમ કલ્યાણ કરતા હોવાથી એમનો વચનાતિશય ગુણ સર્વોત્કૃષ્ટ વર્તે છે. અને આ અર્હંતોમાં પણ જેણે તીર્થંકર નામકર્મ બાંધ્યું છે એવા તીર્થંકર ભગવંતોનો પરમ પુણ્યપ્રભાવ તો અષ્ટ પ્રાતિહાર્ય આદિ બાહ્ય વિભૂતિઓથી ઓર વિશેષ આશ્ચર્યકારી અને પરમ અદ્‌ભુત વર્તે છે. આ તીર્થંકર ભગવંતો જગતને તારનારા પરમ કલ્યાણકારી ધર્મતીર્થનું સંસ્થાપન કરી, શુદ્ધ ધર્મચક્રના પ્રવર્ત્તન વડે

પગ્મ લોકોપકાર કરે છે આવા વિશ્વકલ્યાણકારી વિશ્વવદ્ય અર્હત ભગવતોને સત કવિજનોએ મહાવૈદ્ય, મહાગોપ, મહામાહણ, નિયામક, સાર્થવાહ આદિ યથાર્થ ઉપમાએ આપી એમનો મહામહિમા સગીત કર્યો છે

જે 'શુદ્ધ ચૈતન્ય પદમા સિદ્ધાલયે બિરાજમાન છે એવા સિદ્ધ ભગવાન્' તે બીજુ **સિદ્ધ પદ** અર્હત ભગવતો જ આયુના અતે વેદનીયાદિ ચાર શેષ કર્મનો સક્ષય કરી, અયોગી અવસ્થા પામી દેહ રહિત એવા સિદ્ધ થાય છે, ત્યા મન-વચન-કાયાના યોગની ને કર્મની સર્વ વળગણાએ છૂટી જાય છે, સકલ પુદ્ગલ સાથેનો સબધ ત્રુટી જાય છે, એક પરમાણુમાત્રનુ પણ સ્પર્શવાપણુ રહેતુ નથી, અને પૂર્ણ કલક રહિત આત્માની શૈલેશ મેરુ જેવી નિષ્કપ અડોલ અવસ્થા પ્રગટે છે જ્ઞાનાવરણીયાદિ અષ્ટ કર્મ નષ્ટ કર્યા હોવાથી એમને આ અષ્ટ આત્મગુણ સ્પષ્ટપણે વર્તે છે અનત જ્ઞાન, અનત દર્શન, અવ્યાબાધ સુખ, અનત ચારિત્ર, અમૂર્ત્તત્વ, અક્ષય સ્થિતિ, અગુરુલઘુત્વ, અનતવીર્ય એટલે એક શુદ્ધ આત્મતત્ત્વ શિવાય બીજુ કાંઈ પણ છે નહિ એવી અનન્યમય, શુદ્ધ નિરજન ચૈતન્યમય, અગુરુલઘુ, અમૂર્ત્ત એવા સહજ પદરૂપ આત્માની જ્યા પૂર્ણ સિદ્ધિ થઈ છે, એવી સિદ્ધ દશા ત્યા પ્રગટ વર્તે છે પછી ચરમ શરીરથી ત્રિભાગ ન્યૂન એવી અવગાહના લઈ આ પુરુષાકાર પ્રભુ, 'પૂર્વ પ્રયોગાદિ કારણના યોગથી' ઊર્ધ્વગમન કરી, સમય માત્રમા લોક-શિખરાગ્રે સિદ્ધાલયમા પ્હોચે છે અને ત્યા જેની અનુપમ જ્યોતિ જ્યોતિમા મળી ગઇ છે એવા આ અનત આત્મ

લક્ષ્મીના સ્વામી "રમાપતિ આતમરામ" સિદ્ધ ભગવાન્ અનંત સમાધિસુખમાં સાદિ અનંતો કાળ સ્થિતિ કરે છે. જંગલમાં વસનારો ભિલ્લ નગરના ગુણ જાણે પણ કહી ન શકે, તેમ કેવલી ભગવાન્ પણ અનુભવથી જાણે છે છતાં આ સહજાત્મસ્વરૂપ પ્રભુના અનુપમ સિદ્ધિસુખનું વર્ણન કરવાને સમર્થ નથી તો બીજાનું તો શું ગજું?

(દોહરો) સદેહ મુક્ત આત્મા નમું, અરિહંત અર્હંત
વિદેહ મુક્ત આત્મા નમું, સિદ્ધ બુદ્ધ ભગવંત

---

# शिक्षापाठ ६७ पंच परम पद विषे विशेष विचार–भाग २

'જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ અને વીર્ય એવા મોક્ષના પાંચ આચાર જેના આચરણમાં પ્રવર્ત્તમાન છે અને બીજા ભવ્ય જીવોને તે આચારમાં પ્રવર્ત્તાવે છે એવા આચાર્ય ભગવાન્,' તે ત્રીજું આચાર્ય પદ. દેહાદિ સર્વ પર ભાવથી ભિન્ન આત્માને જાણવારૂપ જે જ્ઞાન, તેનું આ આત્મજ્ઞાની સત્પુરુષ આત્માનુભવરૂપ આચરણ કરે છે. આત્મસાક્ષાત્કારથી ઉપજતી પ્રતીતિરૂપ જે દર્શન તેના નિઃશંક નિશ્ચયરૂપ આચરણમાં આ સમ્યગ્દૃષ્ટિ પુરુષ દૃઢતા ધરે છે. સર્વથી ભિન્ન એવો અસંગ આત્મા જાણ્યો-પ્રતીત્યો તેવો સ્થિર સ્વભાવ ઉપજવારૂપ જે ચારિત્ર, તેના આત્મરમણતારૂપ આચરણમાં આ આત્મારામી વીતરાગ પુરુષ નિરંતર રમે છે. ઇચ્છાનિરોધરૂપ દ્વાદશવિધ તપના બળથી આ સ્વરૂપમાં

પ્રતપનરૂપ જે તપ, તેના આચરણથી આ તપોધન મહાત્મા પ્રતપે છે દર્શન-જ્ઞાન પ્રધાન આ સર્વ આચારમા આત્માનું જે બલ-વીર્ય, તેનું ગોપવ્યા વિના પૂર્ણ સ્ફુરણરૂપ આચરણ કરી આ વીર પુરુષ અપૂર્વ આત્મપરાક્રમ દાખવે છે આમ દ્રવ્યથી અને ભાવથી પચ આચારના આત્મપરિણમનરૂપ આદર્શ આચરણમા સર્વાત્માથી પ્રવૃત્ત એવા આ સાધુચરિત સત્પુરુષો પોતાના જીવત દષ્ટાતથી બીજાઓને તેના સમ્યક્ આચારનો ચેપ લગાડે છે પચ આચારના પાલનમા સમર્થ એવા આ આચાર્ય ભગવાન્ પાચ ઈંદ્રિયને જીતનારા જિતેન્દ્રિય અને બ્રહ્મચર્યની નવવાડને અખડપણે સાચવનારા મહા બ્રહ્મચારી હોય છે, પચ સમિતિ અને ત્રણ ગુપ્તિથી યુક્તપણે પચ મહાવ્રતનુ પાલન કરનારા મહા ચારિત્રવાન્ હોય છે, અને ક્રોધ, માન, માયા ને લોભ એ ચાર કષાયનું ઉન્મૂલન કરનારા નિષ્કષાય મહા શાતમૂર્તિ હોય છે આમ ઉત્તમ છત્રીશ ગુણના ગૌરવથી શોભતા આ જગદ્‌ગુરુ વીતરાગ આચાર્યો, વિષમ અસિધારા જેવી દોહલી આત્મચરિત્રરૂપ ચરણધારા પર બાજીગરની જેમ કુશળતાથી નાચે છે આ આત્મજ્ઞાની સમદર્શી પરમશ્રુત મહાત્માઓ પરમાર્થપ્રકાશક અપૂર્વ વાણી વડે ભવ્ય આત્માઓને પ્રતિબોધ પમાડતા, સર્વત્ર અપ્રતિબદ્ધપણે વિચરે છે, સુમાર્ગનું વિસ્મરણ કરતા લોકોને તેનું સ્મારણ કરે છે, ઉમાર્ગે જનારાઓને વારણ કરે છે, અને સર્વને શુદ્ધ આત્માશ્રય સન્માર્ગે જવાની પ્રેરણા ને પુન પુન પ્રતિપ્રેરણા કરે છે આવા આ પરમ લોકોપકારી જગદ્‌ગુરુઓ, વીતરાગદેવના વીતરાગપણારૂપ ઉત્તમ પટ્ટને ધારણ કરનારા હોવાથી "પટ્ટધરો" છે-

વીતરાગ માર્ગે ગમન કરી રહેલા "ગચ્છ"ના આધારસ્થ
છે, મુમુક્ષુ મુનિજનોના માનસસરમાં રમનાર હંસ
નિર્મલ ગુણમણિના નિવાસરૂપ રોહણાચલ છે જિન ભગ
વાનરૂપ સૂર્ય ને કેવલી ભગવાનરૂપ ચંદ્ર અસ્ત પામતા જગ
જે દીવા જેવા છે, એવા "ભુવન પદારથ પ્રગટન પટુ
આચારજ ચિર જીવો !"

'દ્વાદશાંગના અધ્યાત્મી અને તે શ્રુત શબ્દ, અર્થ અ
રહસ્યથી અન્ય ભવ્ય જીવોને અધ્યયન કરાવનાર એ
ઉપાધ્યાય ભગવાન્' તે ચોથું ઉપાધ્યાય પદ એક શુદ્ધ આત
પદાર્થ જ આદેય છે અને બાકી બીજું બધુંય હેય છે, એ
દ્વાદશાંગીનું પરમ રહસ્ય જેને હૃદયગત થયું છે, એવા
આત્મારામી ઉપાધ્યાય ભગવંતો સ્વશુદ્ધ આત્માના સ્વાધ્યાય
સદા નિમગ્ન હોય છે, અને પરમાર્થપ્રધાન ધર્મના પ્રતિપા
સૂત્ર-અર્થના વિસ્તારમાં રસીયા એવા આ પરમ તત્ત્વરસિ
મહામુનિઓ મૂર્ખ શિષ્યને પણ વ્યુત્પન્ન કરે, "પાષાણને પ
પલ્લવ આણે" એવા સમર્થ હોય છે શ્રમણગણના શુદ્ધ આ
ધર્મની પરમાર્થચિંતા રાખનારા આ પરમ ઉપકારી ગણિવ
"બાવના ચંદન સમ રસ વયણે, અહિત તાપ સવિ ટાળે
એવા પ્રશમરસનિમગ્ન શાંતમૂર્તિ ધર્માત્મા હોય છે અરિહ
મહારાજે પ્રણીત કરેલા જિનશાસનમાં રાજા સમાન આચા
ભગવાન્ છે, તેના પદને યોગ્ય રાજકુમાર જેવા આ પર
ગુણરત્નોથી વિરાજમાન ઉપાધ્યાય ભગવાન્ શુદ્ધ આત
ધર્મરૂપ જિનશાસનનો અપૂર્વ ઉદ્યોત કરે છે

'મોક્ષમાર્ગને આત્મજાગૃતિપૂર્વક સાધતા એવા સ
ભગવાન્' તે પાંચમું **સાધુ પદ** સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞ

અને સમ્યક્ ચારિત્ર એ ત્રણેની અભેદ એકતારૂપ મોક્ષમાર્ગની આત્મપરિણતિમય અખડ આરાધના આ મુમુક્ષુ મુનિવરો કરે છે આત્માને જાણી, દેખી, આ આત્મારામી મુનિઓ આત્મામાજ વર્ત્તવારૂપ શુદ્ધ 'વૃત્ત'-ચારિત્ર પાળે છે આમ શુદ્ધ આત્માની અખડ ઉપયોગ-જાગ્રતિ જેને વર્ત્તે છે, એવા આ શુદ્ધોપયોગવત શ્રમણ ભગવતો સર્વત્ર સમભાવી વીતરાગ હોય છે અહિંસાદિ પચમહાવ્રતનુ દ્રવ્યભાવથી સમ્યક્ પાલન કરનારા આ યતિવરો છ કાયની રક્ષામા નિરતર યતનાવત હોય છે પાચ ઇંદ્રિય અને ચાર કષાયના નિગ્રહમા નિપુણ આ સયમી જનો સયમ યોગમા કૌશલ્યવત હોય છે મનગુપ્તિ, વચનગુપ્તિ ને કાયગુપ્તિથી ગુપ્ત એવા આ શાતમૂર્ત્તિ સ્વરૂપગુપ્ત સતો, પ્રતિક્ષણે આત્મસ્વરૂપની પ્રતિલેખના-અનુપ્રેક્ષા કરતા રહી સદા શુદ્ધોપયોગવત હોય છે ગમે તેટલા ઘોર પરીષહો કે ઉપસર્ગો આવી પડે તો પણ આ ભાવિતાત્મા મહાત્માઓ આત્મભાવમા અખડ સ્થિરતાવત હોય છે આવા સત્યાવીશ ગુણરત્નોથી વિભૂષિત આ મહા તપસ્વી સત્પુરુષો નિરતર સ્વાધ્યાય-ધ્યાનમા નિમગ્ન રહે છે, આત્મસિદ્ધિની સાધનાર્થે અપ્રમત્તપણે આવુ સાધુજીવન ગાળી રહેલા આ સર્વ સાધુ યતિ સાધક પુરુષો આ જીવનમા જ દેહ છતા દેહાતીત એવી જીવન્મુક્ત દશાનો સાક્ષાત્ અનુભવ કરે છે સોનાની પરીક્ષાની જેમ દિવસે દિવસે જેનો આત્મશુદ્ધિરૂપ 'વાન' વધતો જાય છે, એવા આ સાધુ ભગવાન્ શુદ્ધ સુવર્ણ જેવા શુદ્ધ, સ્ફટિક જેવા સ્વચ્છ અને અમૃત જેવા મધુર હોય છે માર્દવની મૂર્ત્તિ, આર્જવના અવતાર,

સાગર અને દયાના આગર,' એવા આ ક્ષમાનિધાન ખરેખર ક્ષમાશ્રમણ ભગવંતોના જેટલા ગુણગાન કરીએ તેટલા ઓછા છે.

આવા આ પાંચ પરમ પદ મુમુક્ષુએ નમન કરવા યોગ્ય છે, સ્મરણ કરવા યોગ્ય છે, ભાવન કરવા યોગ્ય છે, ધ્યાવન કરવા યોગ્ય છે. આ પાંચે પદ આત્મારૂપ છે, અને તે સિદ્ધ ને સાધક અથવા પરમાત્મા અને અંતરાત્મા એમ બે કોટિમાં સમાય છે. સદેહમુક્ત સાકાર પરમાત્મા તે અરિહંત, વિદેહમુક્ત નિરાકાર પરમાત્મા તે સિદ્ધ. આ બન્ને પરમ આરાધ્ય એવી સિદ્ધ કોટિમાં આવે છે. મહામુમુક્ષુ એવા સાધુ, ઉપાધ્યાય અને આચાર્ય એ ત્રણેય ઉચ્ચ, ઉચ્ચતર અને ઉચ્ચતમ કોટિના સાધકો-આરાધકો છે. આ ત્રણેય કક્ષાના સાધુપુરુષો ઉચ્ચ ગુણસ્થાનસ્થિતિને પામેલા આત્માગમી મહાત્માઓ છે એટલે ગુણાધિકપણાને લીધે તેઓ પણ અન્ય મુમુક્ષુ આત્માઓને પરમ આરાધ્ય છે. આ પાંચે પરમ પદ આત્મારૂપ હોવાથી પ્રવાહથી શાશ્વત છે. એટલે એના જપરૂપ આ પંચ પરમ પદનો મંત્ર પણ શાશ્વત છે. ને સદા જયવંત વર્તો!

(દોહરા) આચાર્ય તે આત્મા નમું, પંચાચાર પ્રધાન,
ઉપાધ્યાય આત્મા નમું, સ્વાધ્યાય ધ્યાન નિધાન.
સાધુ સકલ આત્મા નમું, ભાવસાધુ ગુણધામ,
આત્મારામી જે સદા, વિભાવ વિરતિ પામ.

---

## शिक्षापाठ ६८ अविरति

સર્વ પરભાવ–વિભાવથી વિગમ પામી જે આત્મારામી થયા છે, એવા સર્વ સર્વવિરતિ સમ્યગ્દૃષ્ટિ સાધુ પુરુષોનું પૂજ્યપણું આગના પાઠમા દર્શાવ્યુ પણ અતરથી મોહ છૂટવારૂપ સમ્યગ્દર્શનયુક્ત તથારૂપ ભાવવિરતિપણુ ન હોય, તો બાહ્ય દ્રવ્યવિરતિ માત્રથી તેવુ પૂજ્યપણુ ઘટતું નથી અર્થાત્ સમ્યગ્દર્શનજ્ઞાનસપન્ન યથોક્ત સાધુગુણથી ભૂષિત એવા ભાવાચાર્ય, ભાવઉપાધ્યાય, ભાવસાધુ આદિ જ વદન કરવા યોગ્ય પાત્ર છે, નહિ કે સમ્યગ્દર્શનાદિ ગુણ વિહીન એવા માત્ર દ્રવ્ય લિંગ ધારણ કરનારા દ્રવ્યાચાર્ય, દ્રવ્ય ઉપાધ્યાય દ્રવ્ય સાધુ આદિ "दसणहीणो ण वन्दिव्वो" કારણકે "दसणमूलो धम्मो" સમ્યગ્દર્શન એ ધર્મવૃક્ષનુ મૂલ છે એ મૂલ વિના ધર્મવૃક્ષ ઊગે જ નહિ દ્રવ્યથી સર્વવિરતિ આદિ પણ સમ્યગ્દર્શનભાવરૂપ મૂલ હોય તો જ ભાવથી વિરતિ છે, નહિ તો ભાવથી અવિરતિ જ છે "गुणठाणा-थाणरे एत्तो विरओ अविरओ णियमा।" (યશોવિજયજી) સતને સમ્યક્ત્વમૂલ કહ્યા છે તેનું આ જ રહસ્ય છે માટે પરમાર્થથી સાધુત્વ તો સર્વ પરભાવની ઇચ્છાથી વિગમ પામેલા 'સ્વરૂપસ્થિત ઇચ્છારહિત' એવા આત્મજ્ઞાની સમ્યગ્દૃષ્ટિ પુરુષમા જ ઘટે છે, અને ત્યા કવચિત્ પ્રારબ્ધોદયથી બાહ્ય દ્રવ્યવિરતિ ન હોય તોપણ અતરથી મોહ છૂટવારૂપ ભાવવિરતિ તો અવશ્ય હોય જ છે "ज सम्म ति पासह त मोण ति पासह।" જે સમ્યક્ત્વ–આત્મજ્ઞાન છે તે જ મૌન–

મુનિપણું છે, "આતમજ્ઞાની શ્રમણ કહાવે, બીજા તો દ્રવ્ય લિંગી રે," ઇત્યાદિ વચનો આની સાક્ષી પૂરે છે

આવશ્યક નિર્યુક્તિમા શ્રી **ભદ્રબાહુ સ્વામી**એ આ જ વસ્તુ ધાતુ અને છાપના દૃષ્ટાંતે સ્પષ્ટપણે સમર્થિત કરી છે ધાતુ ખોટી અને છાપ ખોટી, અથવા ધાતુ ખોટી અને છાપ સાચી, એ બે પ્રકાર કવર્કના રૂપીઆ જેવા બનાવટી (Counterfeit) મૂલ્યહીન દ્રવ્યલિંગી સાધુઓના છે, તે તો ખોટા રૂપીઆની જેમ સર્વથા અમાન્ય-અસ્વીકાર્ય છે અને ધાતુ સાચી, પણ છાપ ખોટી અથવા ધાતુ સાચી અને છાપ પણ સાચી, એ બે પ્રકાર સાચીના રૂપીઆ જેવા સાચા મૂલ્યવાન્ ભાવલિંગી સાધુજનોના છે, અને તે જ સાચા રૂપીઆની જેમ સર્વથા માન્ય-સ્વીકાર્ય છે અર્થાત્ દ્રવ્યથી તેમજ ભાવથી જે અવિરતિ છે, અને ભાવથી વિરતિ નહિ છતા જે દ્રવ્યથી વિરતિ છે,—એ બે મિથ્યાદૃષ્ટિ પ્રકારોની સાધુપણામા ગણના જ નથી પણ દ્રવ્યથી તેમજ ભાવથી જે વિરતિ છે, અને દ્રવ્યથી વિરતિ નહિ છતા ભાવથી જે વિરતિ છે,—એ બે સમ્યગ્દૃષ્ટિ પ્રકારોની જ સાધુપણામા ગણના છે

આ ઉપરથી એ ફલિત થાય છે કે બાહ્ય વિરતિ એ કાંઈ સાધુપણાનું કે ગુણસ્થાનનું માપ નથી, પણ અંતરંગ મોહભાવ છૂટવારૂપ આભ્યંતર વિરતિ એ જ સાચું સાધુપણાનું કે ગુણસ્થાનનું માપ છે અર્થાત્ જેમ જેમ કષાયરૂપ વિભાવ ઘટે ને આત્મસ્વભાવસ્થિરતા વધે, તેમ તેમ આત્મા ગુણસ્થાન ચઢતુ જઈ સાચું ભાવસાધુપણું પ્રગટે છે

જ્યાલગી અંદરથી મોહભાવરૂપ મિથ્યાત્વશલ્ય નિકળ્યું નથી, ત્યાલગી વાસ્તવિક વ્રતીપણું કે સાધુપણું ઘટતું નથી કારણકે "કંચુકત્યાગથી ભુજંગ નિર્વિષ થતો નથી," તેમ અંતર્ગત મોહ-મિથ્યાત્વ વિષ નીકળ્યા વિના બાહ્ય ત્યાગ માત્રથી આત્મા નિર્વિષ થતો નથી 'મિથ્યાત્વરૂપી પાડો જે અનંતાનુબંધી કષાયે અનંતા ચારિત્ર ખાઈ ગયો તે વણખલારૂપી બાહ્ય વ્રતથી કેમ ડરે?' અર્થાત્ અવિરતિના મૂલરૂપ મિથ્યાત્વ ટળે નહિં, ત્યાંસુધી અંતરથી અવિરતિપણું જાય નહિં અને વાસ્તવિક વિરતિપણું આવે નહિં એટલે જ મિથ્યાદષ્ટિ જીવ દ્રવ્યથી સર્વવિરતિ હોય તોપણ ભાવથી અવિરતિ હોઈ પ્રથમ ગુણસ્થાને છે, અને સમ્યગ્દૃષ્ટિ જીવ દ્રવ્યથી અવિરતિ હોય તોપણ ચતુર્થાદિ ગુણસ્થાને છે આમ દ્રવ્યથી અવિરતિ એવા સમ્યગ્દૃષ્ટિ પણ દ્રવ્યથી સર્વવિરતિ એવા મિથ્યાદૃષ્ટિ કરતા ગુણસ્થાનસ્થિતિમા અનંતગણો મહાન્ છે, તોપછી અવિરતિ મિથ્યાદૃષ્ટિ કરતા તો તે અનંત અનંતગણો મહાન્ હોય એમા પૂછવુ જ શું?

કારણકે અવિરતિ મિથ્યાદૃષ્ટિ અને અવિરતિ સમ્યગ્દૃષ્ટિ એ બન્નેમા આકાશપાતાલનું અંતર છે સમ્યગ્દૃષ્ટિ પુરુષ સર્વ હેય-ઉપાદેય વિવેક બરાબર જાણે છે એટલે ભલે કદાચ પૂર્વ કર્મોદયથી તે તે પ્રમાણે આચરણ ન પણ કરી શકે, તોપણ આ વસ્તુ ચોક્કસ છોડી દેવા યોગ્ય છે અને આ વસ્તુ ચોક્કસ આદરવા યોગ્ય છે, એવી જે તેની અંતરંગ લાગણી, સંવેદના, પ્રતીતિ, અખંડ નિશ્ચયતા તેમા કાંઈ પણ ફેર પડતો નથી કર્મદોષ વશે કવચિત્ તેમ કરવાની પોતાની

અશક્તિ-નિર્બળતા હોય, તો તેને માટે પણ તેને નિરંતર
ખરેખર આત્મસંવેદનમય તીવ્ર ખેદ રહે છે કે-અરે !
આ હેય વસ્તુ ત્યાગી શક્તો નથી, આ વિરતિ આદિ આદર
શક્તો નથી આમ સમ્યગ્દર્શનરૂપ વેદ્યસંવેદ્ય પદના અનુ
ભવનથી તે જ્ઞાનીના અંતરમાં ભેદ પડી જાય છે અજ્ઞાનીને
તેવો સંવેદનરૂપ અંતર્ભેદ હોતો નથી આમ જ્ઞાની-અજ્ઞાનીન
દૃષ્ટિમાં, વૃત્તિમાં અને પ્રવૃત્તિમાં આકાશપાતાલનું અંતર હો
છે અત્રે અવિરતિ છતાં ક્ષાયક સમ્યગ્દૃષ્ટિ એવા શ્રીમાન્ શ્રેણિ
મહારાજનું દૃષ્ટાંત સુપ્રસિદ્ધ છે ભાવથી જોઈએ તો તે
સમ્યગ્દૃષ્ટિ જ્ઞાની પુરુષો અંતરથી મોહ છૂટ્યો હોઈ અંતરાત્માથ
પરભાવની આસક્તિથી વિરામ-વિરતિ પામ્યા જ હોય

આમ સર્વત્ર ભાવવિરતિનું જ મુખ્યપણું છે છ
દ્રવ્ય અને ભાવ વિરતિનો સુમેળ મળે તે તો સોના
સુગંધ ભળ્યા બરાબર છે એટલે ભાવના લક્ષપૂર્વક
ભાવના કારણરૂપ થાય એવી દ્રવ્ય વિરતિ પણ પ્રશસ્ત
ઉપકારી હોઈ, તેનું અત્ર યથાયોગ્ય સ્થાન છે- મ
ચારિત્રમોહનીયરૂપ મોહભાવનો જ્યાં અભાવ વર્તે છે એ
સમ્યગ્દર્શન સંયુક્ત સર્વવિરતિ જ સુપ્રશસ્ત છે દ્રવ્યથી અ
ભાવથી તેની વિરતિ કર્યે જ છૂટકો છે કારણકે જ્યાંલગી જી
વિરતિ કરતો નથી, ત્યાંલગી અવિરતિપણાથી જે કંઈ પાપક્રિ
થાય છે, તે પાપ ચાલ્યું આવે છે પાંચ ઇંદ્રિય અને મન
અસંયમન, તથા પાંચ સ્થાવર અને ત્રસનું હિંસન-એ
અવિરતિપણું બાર પ્રકારનું છે ' એવો સિદ્ધાન્ત છે કે કૃ
વિના જીવને પાપ લાગતું નથી તે કૃતિની જ્યાંસુધી વિર

કરી નથી,' ત્યાંસુધી સમસ્ત એવા ચૌદ રાજલોકમા તેની પાપક્રિયા ચાલી આવી અવિરતિપણાનુ પાપ લાગે છે દાખલા તરીકે—કોઈ જીવ જેનાથી પાપક્રિયા થયા કરે એવુ અધિકરણ—પાપયુક્ત પદાર્થ યોજી મરણ પામે, તો જ્યાલગી મોહભાવ મૂકી વિરતિ ન કરે ત્યાલગી તેને અવ્યક્તપણે તેની પાપ ક્રિયા લાગ્યા કરે, મોહ મૂકી વિરતિપણુ કરે તો તે પાપક્રિયા બધ થાય

આમ 'મોહભાવ ક્ષય થાય તો જ અવિ તિરૂપ ચારિત્ર મોહનીયની ક્રિયા બધ પડે છે, તે પહેલા બધ પડતી નથી કારણકે ઉપરમા કહ્યુ તેમ મિથ્યાત્વ હોય ત્યાસુધી અવિરતિ પણુ નિર્મૂળ થાય નહિ, પણ મિથ્યાત્વ ટળે તો અવિરતિપણું જાય જ એટલે 'મિથ્યાત્વસહિત વિરતિપણું આદરવાથી મોહભાવ જતો નથી મોહભાવ કાયમ છે ત્યાસુધી અભ્યતર વિરતિપણુ થતુ નથી, અને પ્રમુખપણે રહેલો જે મોહભાવ તે નાશ પામવાથી અભ્યતર અવિરતિપણુ રહેતુ નથી' અને આમ અભ્યતર વિરતિપણુ પ્રાપ્ત થયા પછી કવચિત ઉદયાધીનપણે બાહ્ય વિરતિપણુ ન આદરી શકે, તોપણ ઉદય વીત્યે સહેજે બાહ્ય વિરતિ પણુ પામે છે

(દોહરા) મોહભાવ અતર્ છૂટયે, સાચી વિરતિ છાપ,
સાધુપણાનું માપ એ, દ્રવ્યલિંગ ના માપ
દ્રવ્યથી વિરતિ ભાવથી, વિરતિ વિરતિ સાવ,
દ્રવ્યથી અવિરતિ ભાવથી, વિરતિ વિરતિ ભાવ
દ્રવ્યથી વિરતિ ભાવથી, અવિરતિ અવિરતિ ભાવ,
દ્રવ્યથી અવિરતિ ભાવથી અવિરતિ અવિરતિ સાવ
પાપક્રિયા લાગ્યા કરે, જ્યાલગી અવિરતિ હોય,
જ્ય લગી અવિરતિ ત્યાલગી, અધ્યાતમ ક્યમ હોય ?

---

# शिक्षापाठ ६९ अध्यात्म

જેમ જેમ મોહજન્ય અવિરતિપણું છૂટે ને જેમ જેમ જીવ પરભાવ-વિભાવથી વિરામ પામે તેમ તેમ તેનો અધ્યાત્મમાં પ્રવેશ થાય છે "નિજસ્વરૂપ જે ક્રિયા સાધે, તેહ અધ્યાતમ કહિયે રે" (આનંદઘનજી) અર્થાત્ જે ક્રિયા નિજ સ્વરૂપને સાધે તે અધ્યાત્મ, જે ક્રિયા વડે કરી ચતુર્ગતિ સાધે તે અધ્યાત્મ નહિ "અધ્યાતમ વિણ જે ક્રિયા, તે તનુમલ તોલે" (યશોવિજયજી) જે પ્રક્રિયા વડે કરીને આત્મા અંતર્મુખ થઈ, અંતર્યામી બની, શુદ્ધ આત્મસ્વરૂપ પદનું સુયોજન પામે તે યોગ અને તે જ અધ્યાત્મ અધ્યાત્મ, ભાવના, ધ્યાન, સમતા અને વૃત્તિસંક્ષય એમ ઉત્તરોત્તર શ્રેષ્ઠ એવો પાંચ તબક્કાવાળો (Stages) યોગ કહ્યો છે, તે સર્વ યોગમાં અધ્યાત્મ તો સર્વ ચારિત્રમાં સામાયિકની જેમ વ્યાપક જ છે નિશ્ચય નયથી અધ્યાત્મનો પ્રારંભ પાંચમા ગુણસ્થાનથી છે, પણ વ્યવહાર નયથી તો ઉપચારથી તેની પૂર્વે પણ હોય છે, અર્થાત્ ખરેખરા મુમુક્ષુ એવા અપુનર્બંધકથી માંડીને ચૌદમા ગુણસ્થાનક પર્યંત ક્રમે કરીને શુદ્ધિ પામતી જતી એવી સ્વરૂપસાધક અધ્યાત્મ ક્રિયાથી આત્માનો ગુણવિકાસ હોય છે

ગુણસ્થાનની જેમ મિત્રા આદિ આઠ યોગદૃષ્ટિ પણ, થર્મોમીટરની પેઠે, આત્માના આધ્યાત્મિક ગુણવિકાસના માપરૂપ છે ગુણસ્થાનકની યોજના મોહઅપગમ પર નિર્ભર હોઈ, જેમ જેમ મોહાંધકાર ઓછો થતો જાય, તેમ તેમ આત્માનું ગુણસ્થાન વધતું જાય છે યોગદૃષ્ટિની યોજના

પ્રમાર્ગે-એ માર્ગે પ્રવર્તતો જોગીજન પરભાવ-વિભાવથી આત્મસ્વરૂપનું હિંસન ન થવા દેવાનો નિરંતર જાગ્રત ઉપયોગ રાખી, દ્રવ્યથી અને ભાવથી અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને નિષ્પરિગ્રહ એ પાંચ યમનું પરિપાલન કરે છે, શૌચ, સંતોષ, તપ, સ્વાધ્યાય અને ઈશ્વરપ્રણિધાન એ પાંચ નિયમનું આસેવન કરે છે, પરભાવની બેઠકરૂપ દેહાધ્યાસ છોડી દઈ, આત્મભાવમાં આસન જમાવે છે, બાહ્ય ભાવનું વિરેચન કરી, અંતરાત્મભાવના પૂરણ-કુંભનરૂપ ભાવપ્રાણાયામ સાધે છે, વિષયવિકારમાંથી ઇંદ્રિયોને પ્રત્યાહૃત કરી, પરભાવમાંથી આત્માને પાછો ખેંચી લેવારૂપ પ્રત્યાહાર કરે છે, આત્મસ્વભાવમાં આત્માને ધારી રાખવારૂપ ધારણા ધરે છે, સ્થિરચિત્ત અને સ્થિતપ્રજ્ઞ થઈ આત્માનું એકાગ્ર ધ્યાન ધ્યાવે છે, અને શુદ્ધ આત્મસ્વરૂપમાં લીન થઈ જવારૂપ-સમાઈ જવારૂપ પરમ આત્મસમાધિ અનુભવે છે.

અને જિનનો રત્નત્રયીરૂપ મૂળમાર્ગ પણ કેવળ શુદ્ધ આત્મપરિણતિરૂપ હોઈ, મુખ્યપણે આધ્યાત્મિક માર્ગ છે, અંતરંગ ભાવમાર્ગ છે. આવા અધ્યાત્મમાર્ગનું જ્યાં મુખ્યતાએ આત્માને પુરસ્કૃત કરી કથન કર્યું છે તે અધ્યાત્મ શાસ્ત્ર છે. એ ખાસ યાદ રાખવા જેવું છે કે અધ્યાત્મ રસ પરિણતિ વિનાનું જે શાસ્ત્રજ્ઞાન તે ગદર્ભે વહેલા ચંદનભારની જેમ ભારરૂપ જ છે. કારણકે શાસ્ત્રસમુદ્રનો પાર પામીને વિદ્વાન્-વિબુધ થયો હોય, પણ અનુષ્ઠાન કરવા યોગ્ય એવું આરાધ્ય ઇષ્ટ તત્ત્વ ન જાણ્યું, તો તે અજ્ઞાની જ કહેવાય છે. વિબુધોએ (દેવોએ) મંદર પર્વત વડે સાગરમંથન કરી સારભૂત રત્નોની

ને તેમા પણ સાભૂત અમૃતની પ્રાપ્તિ કરી એમ પુરાણોક્તિ છે તે રૂપકને અત્રે અધ્યાત્મ પરિભાષામા ઘટાવીએ તો વિબુધો (વિદ્વજ્જનો) અધ્યાત્મશાસ્ત્રરૂપ મદરાચલ વડે શાસ્ત્રસમુદ્રનું મથન કરી, તેમાથી સારભૂત તત્ત્વજ્ઞાન ખોળી કાઢી પરમ અમૃતરૂપ આત્મતત્ત્વને ન પામે, તો તે તેમનુ વિબુધપણુ પણ અબુધપણારૂપ જ છે નામ અધ્યાત્મી, શબ્દ અધ્યાત્મી ને દ્રવ્ય અધ્યાત્મીનો જગતમા સુકાળ છે પણ ભાવ અધ્યાત્મીની વિરલતા છે એટલા માટે જ શ્રી આનંદઘનજી જેવા જ્ઞાનીપુરુષો પોકારી ગયા છે કે—"નામ અધ્યાતમ ઠવણ અધ્યાતમ, દ્રવ્ય અધ્યાતમ છડો રે, ભાવ અધ્યાતમ નિજ ગુણ સાધે, તો તેહશુ રઢ મંડો રે" તાત્પર્ય કે માત્ર શુષ્ક વાત કરવારૂપ શબ્દ અધ્યાત્મ છોડી, આત્માર્થી મુમુક્ષુએ શબ્દનયે યથાર્થ એવુ તથારૂપ આત્મપરિણમનરૂપ ભાવ અધ્યાત્મ ભજવા યોગ્ય છે

અને નિજ સ્વરૂપના સાધન એવા આ ભાવ અધ્યાત્મના માર્ગે ચડવા માટે ષડ્ આવશ્યકાદિ આત્મપરિણતિમય અધ્યાત્મક્રિયા પરમ ઉપકારી છે કારણકે પૂર્વ દોષના તીવ્ર પશ્ચાત્તાપપૂર્વક જેમા પરભાવ-વિભાવનુ પ્રત્યાખ્યાન કરી સ્વભાવમા પ્રતિ-પાછુ ક્રમણ-ગમન કરવારૂપ પ્રતિક્રમણ કરવાનુ હોય છે, અને આ સ્વભાવમા સમવસ્થિતિરૂપ સામાયિક કરી જેમા દેહ છતા દેહાતીત દશાનો અનુભવ અનુભવ કરવારૂપ કાયોત્સર્ગ કરવાનો હોય છે, એવી આ ષડ્ આવશ્યક ક્રિયા, આ મારાથી વીતરાગ સદ્ગુરુના ચરણ શરણના આશ્રયે અને પ્રગટ પરમાત્મસ્વરૂપ વીતરાગ સદ્દેવના

ભક્તિ અવલંબને કરવાની હોઈ મુખ્યપણે ભક્તિપ્રધાન છે એટલે સ્વાભાવિક અધ્યાત્મશ્રેણીએ ચઢવાનું તે ઉત્તમ નિમિત્ત સાધન છે

તેવા ભક્તિરૂપ અવલંબન વિના સીધેસીધું (Direct) સ્વરૂપશ્રેણીએ ચઢવું અતિ અતિ દુષ્કર છે પણ પૂર્ણ અધ્યાત્મયોગની પરાકાષ્ઠાને પામી, જે સહજ એવી મુક્તિ ગતિને પામ્યા છે, એવા સાક્ષાત્ સહજાત્મસ્વરૂપી અર્હત-સિદ્ધ ભગવંતના ધ્યાનાવલંબનથી તે શ્રેણીએ ચઢવું સુગમ થઈ પડે છે એકલા નિરાલંબન અધ્યાત્મસ્વરૂપ ચિંતનમાં સ્વચ્છંદતા, શુષ્કતા, ઉન્મત્તપ્રલાપતા, કૃત્રિમતા આદિ અનેક દોષરૂપ ભયસ્થાનો રહેલા છે, પણ ભગવદ્‌ભક્તિના પુષ્ટ આલંબનથી તેવા કોઈ પણ દોષની સંભાવના નથી હોતી, અને આત્મા સ્વાભાવિક એવી આધ્યાત્મિક ગુણશ્રેણીએ આરોહણ કરતો જાય છે અંતરમાં ગમન કરવારૂપ અંતર્યામિપણું આદરી જે અંતરના જાણનાર અંતર્યામિ થયા છે,–એવા આદર્શરૂપ પ્રભુના અવલંબનથી આત્મા અંતરમાં ગમન કરવારૂપ અંતર્યામિપણાની પ્રેરણા પામે છે આમ ભક્તિમય અધ્યાત્મ અથવા અધ્યાત્મમય ભક્તિના માર્ગે ચઢતાં ઉક્ત દોષરૂપ પતનસ્થાનો (Pitfalls) હોતા નથી, એટલું જ નહિ પણ ભક્તિપ્રધાનપણે વર્તતાં, સ્વયં ગુણીના ગુણ સામગ્રી સહજ અધ્યાત્મ દશા પ્રગટે છે, અને જીવ અનુક્રમે ઉચ્ચ ઉચ્ચ અધ્યાત્મ ગુણસ્થાનો સ્પર્શી પૂર્ણ આત્મગુણ વિકાસને પામે છે

(દોહરા) જ્યમ જ્યમ મોહ ઘટે અને, વાધે બોધ પ્ર
ત્યમ ત્યમ અધ્યાત્મ શ્રેણીએ, ચઢતા આત્મવિ
અંતર્યામી પ્રભુ તણા, ભક્તિ તણું અવલંબ,
અંતર્યામી જીવ લહે, સહજ અધ્યાત્મ બળ.

---

## शिक्षापाठ ७० मंत्र

યોગનો પ્રથમ ભેદ આ મંત્ર છે અને તે [illegible]
પ્રાથમિક પ્રકાર મંત્ર જપ છે, આ દેવતાસ્તવરૂપ મંત્ર
પણ ભક્તિપ્રધાન હોઈ, ભક્તિમય અધ્યાત્મના માર્ગ [illegible]
એક ઉત્તમ પ્રકાર છે કારણકે પુનઃ પુનઃ તેને તે મંત્ર[illegible]
પરાવર્ત્તનરૂપ જપથી, ભાવનથી, રટણથી, [illegible]
સ્તત્ત્વ પ્રત્યે જીવનું લક્ષ્ય કેન્દ્રિત થાય છે [illegible]
નામમંત્રનું પદસ્થ ધ્યાન એ જીવને [illegible]
પુષ્ટ આલંબન થઈ પડે છે

આવો સન્મંત્રવિષયી જપ ક્યાં અને કેવ[illegible]
કરવા યોગ્ય છે, તેનો યોગબિન્દુમાં [illegible]
કરેલો છે દેવતાની આગળમાં, અથવા [illegible]
અથવા વિશિષ્ટ દ્રુમકુંજમાં સ્થિર [illegible]
વેઢાથી કે રૂદ્રાક્ષની માળાથી (નોકા[illegible]
નાસિકાના અગ્રભાગે દૃષ્ટિ સ્થાપિત [illegible]
મંત્રજપ કરવા યોગ્ય છે, અને તે [illegible]
વર્ણોમાં, અર્થમાં, આલંબનમાં [illegible] અનુસંધાન કરવા
યોગ્ય છે પરંતુ મનોવિસ્રોતસિકા [illegible] ઉપપ્લવ થાય

અર્થાત્ મન ડોળાઈને આડું અવળુ ભમવા માંડે, તો જપનો ત્યાગ કરવો ઈષ્ટ છે કારણકે તેવી ડામાડોળ ઉપપ્લવ અવસ્થામાં જપનો ત્યાગ કરવાથી મિથ્યાચારનો પરિત્યાગ હોય છે, અર્થાત્ અંદરમાથી ઇંદ્રિયાદિ વિકાર રોંધ્યા નથી ને બ્હારમાં પ્રણિધાનથી પ્રશાંત આકાર ધારણ કર્યો છે એવા દાંભિક દેખાવનો પરિત્યાગ હોય છે એટલે મંત્રભંગ મ થાઓ એવા ભાવપરિણામને લીધે તેની શુદ્ધિકામનાથી થતો ત્યાગ પણ અત્યાગ જ છે

આમ વિધિથી પવિત્ર મંત્રના જપથી, તથાવિધ મંત્રથી સ્થાવર-જંગમ વિષની જેમ, મિથ્યાત્વાદિ સર્વ પાપનો પ્રણાશ થાય છે 'મંત્ર' શબ્દનો અર્થ પણ તે જ સૂચવે છે મ+ત્ર અર્થાત્ પાપમાથી ત્રાણ કરે, રક્ષે-બચાવે તે મંત્ર મં+ગલ-પાપને ગાળનારા આ મંગલ મંત્રોમાં પ્રથમ મંગલરૂપ મંત્રશિરોમણિ નમસ્કાર મંત્ર છે 'નવકાર મહા પદને સમરો, નહિ એહ સમાન સુમંત્ર હો' આ પંચ પરમેષ્ઠિ પદના વાચક મંત્રાક્ષરોમાં લબ્ધિ સિદ્ધિ સભર ભરેલી છે અને તેથી આત્મસાધનનો સંગ-અનુસંધાન ઉપજે છે "લબ્ધિ સિદ્ધિ મંત્રાક્ષરે રે લાલ, ઉપજે સાધન સંગ" (દેવચંદ્રજી) કારણકે એ મંત્રપદોના સ્મરણથી અરિહંત કોણ ? સિદ્ધ કોણ ? આચાર્ય કોણ ? ઉપાધ્યાય કોણ ? સાધુ કોણ ? એમ તેનું અંતસ્તત્ત્વ સ્વરૂપ ચિંતવતાં તાત્ત્વિક રંગ પ્રગટે છે ને સમજાય છે કે- સહજાત્મસ્વરૂપમાં સુસ્થિત એવા જીવન્મુક્ત આત્મા તે અરિહંત સહજાત્મસ્વરૂપમાં સુસ્થિત એવા વિદેહમુક્ત આત્મા તે સિદ્ધ સહજાત્મસ્વરૂપ સ્થિતિની ઉચ્ચ ભૂમિકાને પામેલા

એવા જીવન્મુક્ત સાધક આત્માઓ તે આચાર્ય ઉપાધ્યાય અને સાધુ આ ગુણનિધાન પચ પરમેષ્ઠિ જ્ઞાન-દર્શન-ચારિત્ર અને તપ એ ચાર આત્મગુણોના અધિષ્ઠાન છે, એટલે ગુણીથી અભિન્ન એવા આ ચારે પદ પણ આત્મારૂપ હોઈ સહજા મસ્વરૂપ છે

આમ આ પાચે પદ અથવા નવે પ આત્મારૂપ છે અને તેનુ અતસ્તત્ત્વ સહજાત્મસ્વરૂપ છે ચૌદ પૂર્વ એ એક આત્મા પ્રગટ કરવા માટે છે અને આ પચ પરમેષ્ઠિ ને નવ પદ એ પ્રગટ મૂર્ત્તિમત આત્મારૂપ છે, એટલે આ પચ પરમેષ્ઠિનો નમસ્કાર મત્ર ચૌદ પૂર્વનો સાર કહ્યો છે તે સર્વથા યથાર્થ છે અને આ નમસ્કાર મત્રના અથવા સિદ્ધચક્ર મત્રના પરમ સારરૂપ જે 'સહજાત્મસ્વરૂપ' છે, તે તેના અતસ્તત્ત્વરૂપ બીજમત્ર હોઈ આત્મારૂપ નવે પદની એકી સાથે પરમ તત્ત્વસ્તુતિ, પરમ નિશ્ચયસ્તુતિ, પરમ ભાવ સ્તુતિ અને પરમ પરમાર્થસ્તુતિરૂપ છે, એટલે તે પણ ચૌદ પૂર્વના સારરૂપ પરમ નમસ્કાર મત્રથી અભિન્ન છે આવા પરમ ચમત્કારિક પરમાર્થલબ્ધિસપન્ન નમસ્કાર મત્રના પદસ્થ ધ્યાનથી આત્મધ્યાનની શ્રેણીએ ચડતા આત્માને, મહા ભાગ્ય વત **શ્રીપાળ રાજા ને મયણાસુદરીની** જેમ, સર્વ દ્રવ્ય-ભાવ ઋદ્ધિ-સિદ્ધિ આવીને મળે એમા આશ્ચર્ય શુ ? ભાવિતાત્મા મહાત્મા શ્રી **વિનયવિજયજી** કૃત શ્રીપાળરાસમા ગાયુ છે કે-"વીર જિણેસર ઉપદિશે, સાભળજો ચિત્ત લાઈ રે, આતમધ્યાને આતમા, ઋદ્ધિ મળે સવિ આઈ રે "

(દોહરા) ચૌદ પૂર્વનો સાર છે, નવપદરૂપ નવકાર,
આત્મારૂપ નવપદ તણો, સહજાત્મસ્વરૂપ -

---

## શિક્ષાપાઠ ૭૧ શ્રીપાલ રાજા અને મયણાસુંદરી

મ્હારા પસાયે સકલ લોક સુખ ભોગવે છે-એવી અભિમાનવાણી રાજસભામાં રાજા પ્રજાપાલે ઉચ્ચારી, ત્યારે તેની પુત્રી મયણાસુંદરી બોલી ઊઠી-પિતાજી! વિવેકથી વિચારો "એ ઋદ્ધિ અથિર નિદાન" સર્વ જીવો સુખદુ:ખ અનુભવે છે, તે કેવલ કર્મના પસાયે કરીને છે તેમાં અધિકું ઓછું કોઈથી પણ કર્યું જતું નથી માટે "પિતાજી! મ કરો જૂઠ ગુમાન" આ વચન સાંભળી રાજા કોપથી કકળી ઊઠયો ને બોલ્યો-તું વ્હાલી પણ વેરણ થઈ તે મ્હારા વચનનો વિઘાત કર્યો ને મ્હારી લાજ લોપી "રે! બેટી! ભલીરે જાણી તું આજ!" તું ખરેખર મૂર્ખ શિરતાજ છે તું જે આ લીલા લ્હેર કરી રહી છો તે બધોય મ્હારો જ પ્રસાદ છે મયણાએ કહ્યું-પિતાજી! તમે તત્ત્વ વિચારો. મનમાં રોષ મ આણો "કર્મે તુમ કુલ અવતરી રે, મેં કિહાં જોયો જોષ?" મોટા મને તમે મને મલ્હાવો છો, તે સર્વ કર્મપ્રસાદે કરીને જ છે, એ ભેદ આપ અવધારો રાજાએ કહ્યું-જો તને એકાંત કર્મ ઉપર આટલો બધો હઠવાદ છે, તો અમે તને કર્મે આણેલો કંથ પરણાવશું એમ મનમાં રોષ રાખીને રાજાએ સભા વિસર્જન કરી

એક દિવસ રાજા રયવાડીએ ચઢયો હતો ત્યાં રસ્તામાં અંગ દેશનો રાજકુંવર શ્રીપાલકુમાર-જે કોઢીયાની સંગતિથી કોઢીયો થયો હતો-તેની સાતસો કોઢીયાની સેના સામી મળી તે કોઢીઆ ઉંબર રાણાનો એક દૂત આવીને પ્રજાપાલ

ઉપદેશથી શુદ્ધ આત્માર્થે નિષ્કામપણે સિદ્ધચક્રની પરમ ભક્તિથી એકનિષ્ઠ આરાધના કરવા માંડી "જસ જગ જગતી જ્યોત રે" એવા તે સિદ્ધચક્રના સહજ પ્રભાવે કિલષ્ટ કર્મનો ઉદય નષ્ટ થતાં તેનો કુષ્ટ રોગ નષ્ટ થયો, દિને દિને તેનો વાન વધવા લાગ્યો ને દેહ સુવર્ણ સમાન થયો સાતસો કોઢિયા હતા તે પણ રોગમુક્ત થયા ને હર્ષ પામી નિજ નિજ સ્થાનકે ગયા "સિદ્ધચક્રનો મહિમા જુઓ! સકલ લોક મન અચરિજ હુઓ" આ સર્વ મહિમાથી મયણાસુંદરીની માતા રૂપસુંદરી હર્ષથી બોલી ઉઠી "વખતવંત મયણા ગમી, નારી ન કો સંસાર, જિણે બેહુ કુલ ઉદ્ધર્યા, સતી શિરોમણિ સાર" અનુક્રમે રાજા પ્રજાપાલે પણ આ વાત સાંભળી, એટલે તે પણ આશ્ચર્ય-ચકિત થઈ પશ્ચાત્તાપ પામી બોલી ઊઠયો—હે મયણા! તેં સભામાં સર્વ વાત સાચી કહી હતી મેં અજ્ઞાનમાં કહ્યું હતું તે સઘળું મિથ્યાત્વ છે મેં તને દુઃખ દેવા માટે આ ઉપાય કીધો, તે દુઃખ ટળીને સુખ થયું, તે ત્હારો પુણ્યપસાય છે મયણા કહે—હે પિતાજી! અહીં તમારો વાંક નથી "જીવ સયલ વશ કર્મને, કુણ રાજા? કુણ રાંક?"

અને પછી—ભાવિતાત્મા મહાત્મા **વિનયવિજયજી** અને **યશોવિજયજી**એ શ્રીપાળ રાસમાં વિસ્તારથી રસમય વર્ણન કર્યું છે તેમ, "પગ પગ ઋદ્ધિ રસાળ" પામતા મહા ભાગ્યવંત શ્રીપાળ રાજા મયણાસુંદરી સાથે નિષ્કામ ભક્તિથી સિદ્ધચક્રનું એકનિષ્ઠ આરાધન કરવા લાગ્યા અને—"અરિહંત પદ ધ્યાતો થકો, દવ્વહ ગુણ પજ્જાય રે, ભેદ છેદ કરી આતમા, અરિહંતરૂપી થાય રે વીર જિનેસર ઉપદિશે રૂપાતીત

સ્વભાવ જે, દેવળ દંસણ નાણી રે તે ધ્યાતા નિજ આતમા, હોયે સિદ્ધ ગુણખાણી રે વીર. યોગ અસંખ્ય જે જિન કહ્યા, નવપદ મુખ્ય તે જાણો રે, એહ તણે અવલંબને, આતમધ્યાન પ્રમાણો રે વીર ”—ઈત્યાદિ પ્રકારે આ નારૂપ નવપદજીના સહજાત્મસ્વરૂપનુ ભાવન કરતા તેઓ આત્મધ્યાનની શ્રેણીએ ચઢી આત્માની જ્ઞાનાદિ ઋદ્ધિની નિરંતર વૃદ્ધિ કરવા લાગ્યા, અને આમ તાત્ત્વિક શુદ્ધ ભક્તિથી આત્માર્થરૂપ અમૃતાનુષ્ઠાન વડે આત્માને ધન્ય કરી, આ બન્ને ભાવિતાત્મા મહાત્માઓ ઉત્તમ ગતિને પામ્યા

(દોહ ૧) આત્મારૂપ સિદ્ધચક્રના, આરાધનથી નિષ્કામ,
શ્રીપાળ મયણાએ કર્યું, આત્મસિદ્ધિનું કામ

---

## શિક્ષાપાઠ ૭૨ છ પદ નિશ્ચય

સાક્ષાત્ આત્મસિદ્ધિને પ્રાપ્ત થયા છે એવા પરમ આપ્ત જ્ઞાની પુરુષોએ આ છ પદને ‘સમ્યગ્દર્શનના નિવાસના સર્વોત્કૃષ્ટ સ્થાનક’ કહ્યા છે (૧) આત્મા છે (૨) આત્મા નિત્ય છે (૩) આત્મા કર્તા છે (૪) આત્મા ભોક્તા છે (૫) મોક્ષપદ છે ( ) તે મોક્ષનો ઉપાય છે છએ દર્શન જેમા સમાય છે એવા આ છ પદ જ્ઞાનીએ પરમાર્થ સમજવા માટે કહ્યા છે તેનુ સંક્ષેપ સ્વરૂપ આ પ્રકારે –

**પહેલુ પદ આત્મા છે**—‘જેમ ઘટપટાદિ પદાર્થો છે, તેમ આત્મા પણ છે’ ઘટપટાદિ પૌદ્ગલિક જડ પદાર્થ છે, આત્મા સ્વપરપ્રકાશક ચેતન પદાર્થ છે ઘટપટાદિ રૂપી હોઈ

ઇંદ્રિયગમ્ય છે, આત્મા અરૂપી હોઈ અતીંદ્રિય અનુભવગમ્ય છે. આ નહિ, આ નહિ, નેતિ નેતિ એમ બાધ કરતા કરતા બાધ ન કરી શકાય એવો જે 'અબાધ્ય અનુભવ' બાકી રહે એ જ આ અરૂપી આત્માનું સ્વરૂપ છે. આવો આ અરૂપી આત્મા દૃષ્ટિથી દેખાય જ કેમ? ને એનું રૂપ પણ કેમ જણાય? કારણકે એ દૃષ્ટિનો દૃષ્ટા આત્મા છે ને રૂપનો જ્ઞાતા પણ આત્મા જ છે. વળી બીજી ઇંદ્રિયોથી પણ આ આ કેમ જણાય વારુ? કારણકે પ્રત્યેક ઇંદ્રિયની જ્ઞાન-સત્તા તો નાના ઠકરડાની પેઠે પોતપોતાના નાનકડા સ્વક્ષેત્ર પૂરતી જ મર્યાદિત છે, પણ આ આને તો પાંચ ઇંદ્રિયના વિષયનું જ્ઞાન છે. આવી સર્વ ઇંદ્રિયોની સત્તાથી જે પર છે એવો આત્મા તો ઇંદ્રિયોનો પણ દ્રષ્ટ-અધિષ્ઠાતા સ્વામી છે. દેહ તેને જાણતો નથી, ઇંદ્રિયો તેને જાણતી નથી, અને પ્રાણ પણ તેને જાણતો નથી, પણ ખુદ આત્માની સત્તા વડે કરીને જ તે સર્વ પોતપોતાના નિયત વિષયમાં પ્રવર્તે છે. આત્મા એ બધા યંત્રનો ચલાવનારો યંત્રવાહક છે. મોટરનો ચલાવનારો (ડ્રાઈવર) મોટરથી જૂદો છે, તેમ દેહયંત્રનો ચલાવનારો આત્મા દેહથી જૂદો છે. તથાપિ દેહમાં આત્મબુદ્ધિરૂપ અનાદિના દેહાધ્યાસને લીધે અજ્ઞાની જીવને દેહ એ જ આત્મા ભાસે છે. પણ તે બન્ને મ્યાન ને તલવારની જેમ પ્રગટ લક્ષણથી ભિન્ન છે. દેહ જડ છે, આત્મા ચેતન છે. આમ આ બન્નેનો સ્વભાવ પ્રગટપણે કેવલ ભિન્ન છે, તે ત્રણે કાળમાં એકપણું પામે નહિ. 'પ્રગટરૂપ ચૈતન્યમય, એ એંધાણ સદાય' જેને હાજરાહજૂર છે, એવો આ આ મ... જાગ્રત સ્વપ્ન ને નિદ્રા એ સર્વ અવસ્થાને વિષે ન્યારો ન્યારો જ તરી આવે છે, અને હું ઉંઘી ગયો હતો, મ...

સ્વપ્ન આવ્યુ હતુ, ઈત્યાદિ પ્રકારે તે તે અવસ્થાને તે જાણે છે આમ જ્ઞાયક સ્વભાવી આત્માનુ પ્રગટ અનુભવરૂપ અસ્તિત્વ છે તોપણ પોતે જ આત્મા છતા આત્માની જે શકા કરે છે, એ જ અમાપ આશ્ચર્ય છે! 'આત્માની શકા કરે, આત્મા પોતે આપ, શકાનો કરનાર તે, અચરિજ એહ અમાપ!'

**બીજુ પદ આત્મા નિત્ય છે**—આત્મા ત્રિકાળ વર્તી નિત્ય પદાર્થ છે આત્મા દેહસયોગથી ઉપજે છે ને દેહવિયોગે નાશ પામે છે એમ અજ્ઞાની જીવ કલ્પે છે, પણ તેમ નથી કારણકે માત્ર પરમાણુના સયોગરૂપ એવો દેહ આત્મા સાથે, ક્ષીર-નીર અથવા અગ્નિ-લોહ જેમ, માત્ર સયોગ સબધ ધરાવે છે, તાદાત્મ્યસબધે નહિ વળી દેહ જડ ને રૂપી છે, આત્મા ચેતન ને અરૂપી છે, દેહ દૃશ્ય છે, આત્મા દ્રષ્ટા છે એ વિચારતા જણાય છે કે દેહના ઉત્પત્તિ-લયની સાથે આત્માનો સબધ નથી કારણકે જડમાથી ચેતનની ઉત્પત્તિ ને ચેતનમાથી જડની ઉત્પત્તિ કોઈ કાળે થવા યોગ્ય નથી વૈજ્ઞાનિક વિજ્ઞાનના ગમે તેટલા પ્રયોગો કરી મરી મથે, તોપણ કોઈ પણ સયોગોથી આત્માની ઉત્પત્તિ થવી સભવતી નથી અર્થાત્ આત્મા અસયોગી એવો સ્વાભાવિક પદાર્થ છે, ને સ્વભાવનો તો કોઈ કાળે નાશ થાય નહિ, માટે આત્મા પ્રત્યક્ષપણે નિત્ય છે આમ આત્મા અનુત્પન્ન છે, એટલે અવિનાશી પણ છે ક્રોધ આદિ પ્રકૃતિનુ અધિકપણુ સર્પ આદિમા જન્મથી જ દેખવામા આવે છે, તે પૂર્વજન્મનો જ સસ્કાર છે,—જે પૂર્વજન્મ પરથી પણ જીવની નિત્યતા જ સિદ્ધ થાય છે કોઈ આત્માને એકાતે ક્ષણિક માને છે, કોઈ

એકાંતે નિત્ય માને છે, આ બન્ને માન્યતા ભ્રાંતિમૂલક છે આત્મા દ્રવ્ય અપેક્ષાએ નિત્ય છે, પર્યાય અપેક્ષાએ અનિત્ય છે, અર્થાત્ આ આત્મા પરિણામી નિત્ય છે તેની પ્રતીતિ બાળ યુવાન ને વૃદ્ધ એ ત્રણે અવસ્થાનું જ્ઞાન એક જ પુરુષને થાય છે એ ઉપરથી થાય છે આ વસ્તુ ક્ષણિક છે એમ જાણીને જ તેમ કહે છે, તે વદનારા પોતે ક્ષણિક નથી, એ વસ્તુનો અનુભવથી નિશ્ચય થાય છે ક્યારેય પણ કોઈ પણ વસ્તુનો કેવળ સર્વથા નાશ હોય નહિ, માત્ર અવસ્થાતર હોય "नासतो विद्यते भावो नाभावो विद्यते सत ।' (ગીતા) અસત્‌નો ભાવ (હોવાપણું) હોય નહિ ને સતનો અભાવ હોય નહિ એક સમય હોય તે સર્વ સમય હોય, માત્ર અવસ્થાતર હોય તે ભલે 'હોય તેહનો નાશ નહિ, નહિ તેહ નહિ હોય, એક સમય તે સૌ સમય, ભેદ અવસ્થા જોય'

**ત્રીજું પદ આત્મા કર્તા છે**—'સર્વ પદાર્થ અર્થક્રિયાસંપન્ન છે,' તેમ આત્મા પણ છે, માટે તે પરિણામ ક્રિયાનો અર્થાત્ કર્મનો કર્તા છે પુરુષ (આત્મા) તો સદા અસંગ છે ને પ્રકૃતિ બંધ કરે છે એમ કોઈ કહે છે, તે યથાર્થ નથી કારણકે ચેતનની પ્રેરણા વિના કર્મ કોણ ગ્રહણ કરશે વારુ ? જડનો સ્વભાવ કાંઈ પ્રેરણા નથી માટે ચેતન એવા આત્માના કર્યા વિના કર્મ થતા નથી, અર્થાત્ જીવ કરે તો જ કર્મ થાય છે, નહિ તો નહિ તેથી કર્મ સહજ સ્વભાવે અનાયાસે થતા નથી, તેમજ કર્મ એ જીવનો ધર્મ પણ નથી વળી આ આત્મા જો સર્વથા કેવળ અસંગ હોત,

તો પ્રથમથી તેનો સ્પષ્ટપણે તેવો ભાસ થવો જોઈતો હતો હા, પરમાર્થથી તે અસંગ છે, પણ તે તો નિજ સ્વરૂપનું ભાન પ્રગટયે તેમ હોય છે ઈશ્વરની પ્રેરણાથી કર્મ થયા કરે છે, તેથી જીવ અબંધ છે એમ કોઈ કહે છે પણ જગતનો અથવા જીવોના કર્મોનો કર્તા એવો કોઈ ઈશ્વર નથી, કારણકે શુદ્ધ આત્મસ્વભાવ જેનો પ્રગટ્યો છે તે જ ઈશ્વર છે અને ઈશ્વરને જો કર્મનો પ્રેરનાર ગણવામા આવે તો તે જ દોષિત ઠરે ને તેના જ દોષનો પ્રભાવ થાય માટે આત્મા 'પરમાર્થથી સ્વભાવપરિણતિએ નિજ સ્વરૂપનો કર્તા છે અનુપચરિત વ્યવહારથી તે આત્મા દ્રવ્યકર્મનો કર્તા છે' ચેતન જો નિજ ભાનમા, કર્તા આપ સ્વભાવ, વર્તે નહિ નિજ ભાનમા, કર્તા કર્મ પ્રભાવ '

**ચોથુ પદ આત્મા ભોક્તા છે**—જે કરે તે ભોગવે આ નિયમ પ્રમાણે આત્મા કર્મનો કર્તા હોવાથી તે કર્મના ફળનો ભોક્તા છે કારણકે 'જે જે કંઈ ક્રિયા છે તે તે સર્વ સફળ છે કષાયાદિ કે અકષાયાદિ જે કંઈ પરિણામે આત્મા પ્રવર્ત્તે તેનુ ફળ પણ થવા યોગ્ય જ છે' અને જડ એવા કર્મ તે શુ સમજે કે તે ફળ પરિણામ આપે ? એવી શકા પણ કરવા યોગ્ય નથી કારણકે આત્મભ્રાંતિરૂપ ભાવકર્મ એ ચેતનનુ પોતાનુ સર્જન છે, માટે તે ચેતનરૂપ છે, અને આ ભાવકર્મરૂપ ચેતનવીર્યની સ્ફુરણા જડ પુદ્ગલવર્ગણા ગ્રહે છે ઝેર કે અમૃત પોતે કાંઈ સમજતા નથી કે અમે આને આ ફળ આપીએ, પણ જે જીવ તે ખાય તેને તે તે ઝેર-અમૃતનું તેવુ તેવુ ફળ પ્રાપ્ત થાય છે, તેમ કર્મના સબંધમા પણ છે 'એક

એકાંતે નિત્ય માને છે, આ બન્ને માન્યતા ભ્રાંતિમૂલક છે આત્મા દ્રવ્ય અપેક્ષાએ નિત્ય છે, પર્યાય અપેક્ષાએ અનિત્ય છે, અર્થાત્ આત્મા પરિણામી નિત્ય છે તેની પ્રતીતિ બાળ યુવાન ને વૃદ્ધ એ ત્રણે અવસ્થાનું જ્ઞાન એક જ પુરુષને થાય છે એ જ્ઞાન પરથી થાય છે આ વસ્તુ ક્ષણિક છે એમ જાણીને જ તેમ કહે છે, તે વદનારો પોતે ક્ષણિક નથી, એ વસ્તુનો અનુભવથી નિશ્ચય થાય છે ક્યારેય પણ કોઈ પણ વસ્તુનો કેવળ સર્વથા નાશ હોય નહિ, માત્ર અવસ્થાંતર હોય "नासतो विद्यते भावो नाभावो विद्यते सत ।" (ગીતા) અસત્‌નો ભાવ (હોવાપણું) હોય નહિ ને સત્‌નો અભાવ હોય નહિ એક સમય હોય તે સર્વ સમય હોય, માત્ર અવસ્થાંતર હોય તે ભલે 'હોય તેહનો નાશ નહિ, નહિ તેહ નહિ હોય, એક સમય તે સૌ સમય ભેદ અવસ્થા જોય'

ત્રીજું પદ આત્મા કર્ત્તા છે—'સર્વ પદાર્થ અર્થક્રિયાસંપન્ન છે,' તેમ આત્મા પણ છે, માટે તે પરિણામ ક્રિયાનો અર્થાત્ કર્મનો કર્ત્તા છે પુરુષ (આત્મા) તો સદા અસંગ છે ને પ્રકૃતિ બંધ કરે છે એમ કોઈ કહે છે, તે યથાર્થ નથી કારણકે ચેતનની પ્રેરણા વિના કર્મ કોણ ગ્રહણ કરશે વારુ? જડનો સ્વભાવ કાંઈ પ્રેરણા નથી માટે ચેતન એવા આત્માના કર્યા વિના કર્મ થતા નથી, અર્થાત્ જીવ કરે તો જ કર્મ થાય છે, નહિ તો નહિ તેથી કર્મ સહજ સ્વભાવે અનાયાસે થતા નથી, તેમજ કર્મ એ જીવનો ધર્મ પણ નથી વળી આ આત્મા જો સર્વથા કેવળ અસંગ હોય

'દેહાદિક સંયોગનો, આત્યંતિક વિયોગ, સિદ્ધ મોક્ષ શાશ્વત પદે, નિજ અનંત સુખ ભોગ,'—એવી શાશ્વત મુક્ત સ્થિતિ પ્રાપ્ત થાય.

**છઠ્ઠું પદ તે મોક્ષનો ઉપાય છે**—કર્મબંધનથી છૂટવારૂપ મોક્ષ છે, તો તેનો ઉપાય પણ છે કારણ કે 'કર્મ બંધથી વિપરીત સ્વભાવવાળા એવા જ્ઞાન દર્શન, સમાધિ, વૈરાગ્ય, ભક્ત્યાદિ સાધન પ્રત્યક્ષ છે' મિથ્યાત્વાદિ બંધહેતુ તેના પ્રતિપક્ષી સમ્યક્ત્વાદિથી છેદાય છે, ક્રોધાદિ કષાય તેના પ્રતિપક્ષી ક્ષમાદિથી હણાય છે, આ નવના પ્રત્યક્ષ અનુભવની વાત છે અનંતકાળના કર્મ અલ્પ આયુષ્યવાળા મનુષ્યદેહમાં શાથી છેદાય? એવો વિકલ્પ પણ કરવા યોગ્ય નથી જીવ જો અજ્ઞાન નિદ્રામાંથી જાગે તો અનંતકાળના કર્મ પણ શીઘ્ર ભાગે,—એવું આ પુરુષાર્થનું બળ છે કારણ કે 'કર્મભાવ અજ્ઞાન છે, મોક્ષભાવ નિજ વાસ,' અર્થાત્ કર્મભાવ છે તે જીવનું અજ્ઞાન છે ને મોક્ષભાવ છે તે નિજ સ્વરૂપનો વાસ છે, આ અજ્ઞાન છે તે અંધકાર સમાન છે, એટલે ચિરકાળના અંધકારની જેમ આ અજ્ઞાનઅંધકાર જ્ઞાનપ્રકાશ થતાં તત્ક્ષણ જ નાશ પામે છે વળી આ જાતના બધા મતદર્શન છે, તે "સહુ થાપે અહમેવ," તેમાં ક્યો મત સાચો માનવો? એમ મતની આ આંધીમાં પણ મતિને મુંઝવી દેવા યોગ્ય નથી કારણ કે અવિરોધ એવો સર્વસંમત મોક્ષમાર્ગ આ નીચે છે

જે જે બંધના કારણ છે, તે બંધનો માર્ગ છે, તે કારણની છેદક એવી આત્મદશા તે જ મોક્ષમાર્ગ છે આ બંધ કારણોમાં રાગ દ્વેષ ને અજ્ઞાન એ જ મુખ્ય કર્મગ્રંથિ (ગા૦)

રંક ને એ ન્યાય' એ આદિ જગતનું વિચિત્રપણું કર્મના ચમત્કારને લીધે છે, અને એ જ શુભાશુભ કર્મનું ભોક્તાપણું સિદ્ધ કરે છે ફળદાતા એવા કોઈ ઈશ્વરની એમાં કંઈ પણ જરૂર નથી, કારણકે અચિંત્ય સામર્થ્યવાળા કર્મ પોતાના સ્વભાવ પ્રમાણે પરિણામી ફળ આપે છે, અને ભોગવ્યાથી નિઃસત્ત્વ થયે દૂર થાય છે તેમજ શુભાશુભ અધ્યવસાયની તરતમતારૂપ મુખ્ય ગતિ પ્રમાણે તે તે ગતિમાં તે કર્મના જ પ્રભાવે દ્રવ્યસ્વભાવરૂપ એવા તે તે ભોગ્ય સ્થાન પણ વર્તે છે આમ જીવના ભોક્તાપણાનો નિશ્ચય થાય છે

(દોહરા) જીવ મુમુક્ષુ ષટ્પદો, પરપદમાંહિ રમંત,
સમ્યગ્દર્શન પામી તે, આત્મસિદ્ધિ વરંત

---

## शिक्षापाठ ७३ छ पद निश्चय–भाग २

**પાંચમું પદ મોક્ષપદ છે**—કષાયાદિ બંધહેતુઓના અનભ્યાસથી ને તે બંધભાવ ક્ષીણ થવાથી શુદ્ધ આત્મસ્વભાવ પ્રગટવારૂપ મોક્ષપદ છે દેવ-નરકાદિ ગતિમાં ફળ ભોગવવા વડે કરીને જેમ શુભાશુભ કર્મ સફળ છે, તેમજ તે શુભાશુભ કર્મની નિવૃત્તિની પણ સફળતા સંભવે છે, માટે તે નિવૃત્તિ રૂપ મોક્ષ છે શુભાશુભ કર્મ ભોગવતા અનંતકાળ વીત્યો, તોપણ જીવનો આ કર્મદોષ હજુ એમ ને એમ જ વર્તમાન પડ્યો છે, માટે એનો મોક્ષ ક્યાંથી હોય? એમ આશંકા કરવા યોગ્ય નથી કારણકે અનંત કાળ વીત્યો તે 'શુભાશુભ કર્મ પ્રત્યેની જીવની આસક્તિને લીધે' તે શુભાશુભ ભાવ છેદી શુદ્ધ ભાવમાં વર્તતા આત્માનો મોક્ષસ્વભાવ પ્રગટે, અને

'દેહાદિક સંયોગનો, આત્યંતિક વિયોગ, સિદ્ધ મોક્ષ શાશ્વત પદે, નિજ અનંત સુખ ભોગ,'—એવી શાશ્વત મુક્ત સ્થિતિ પ્રાપ્ત થાય.

**છઠ્ઠુ પદ તે મોક્ષનો ઉપાય છે**—કર્મબંધનથી છૂટવારૂપ મોક્ષ છે, તો તેનો ઉપાય પણ છે કારણકે 'કર્મ બંધથી વિપરીત સ્વભાવવાળા એવા જ્ઞાન દર્શન, સમાધિ, વૈરાગ્ય, ભક્ત્યાદિ સાધન પ્રત્યક્ષ છે' મિથ્યાત્વાદિ બંધહેતુ તેના પ્રતિપક્ષી સમ્યક્ત્વાદિથી છેદાય છે, ક્રોધાદિ કષાય તેના પ્રતિપક્ષી ક્ષમાદિથી હણાય છે, આ સર્વના પ્રત્યક્ષ અનુભવની વાત છે અનંતકાળના કર્મ અલ્પ આયુષ્યવાળા મનુષ્યદેહમાં શાથી છેદાય જાય? એવો વિકલ્પ પણ કરવા યોગ્ય નથી કારણ જો અજ્ઞાન નિદ્રામાંથી જાગે તો અનંતકાળના કર્મ પણ શીઘ્ર ભાગે,—એવું આ પુરુષાર્થનું બળ છે કારણકે 'કર્મભાવ અજ્ઞાન છે, મોક્ષભાવ નિજ વાસ,' અર્થાત્ કર્મભાવ છે તે જીવનું અજ્ઞાન છે ને મોક્ષભાવ છે તે નિજ સ્વરૂપના વાસ છે, આ અજ્ઞાન છે તે અંધકાર સમાન છે, એટલે ચિરકાળના અંધકારની જેમ આ અજ્ઞાનઅંધકાર જ્ઞાનપ્રકાશ થતાં તત્કાળ જ નાશ પામે છે વળી આ સાટેના બધા મતદર્શન છે તે "મહુ થાપ અનુગેવ," તેમાં ક્યો મત સાચો માનવો? એમ મનની મૂંઝારીમાં પણ મતિને મુંઝવી દેવા યોગ્ય નથી કારણકે અવિરોધ એવો સર્વસંમત મોક્ષમાર્ગ આ પ્રકારે છે

જે જે બંધના કારણ છે, તે બંધનો માર્ગ છે; તે કારણની છેદક એવી આત્મદશા તે જ મોક્ષમાર્ગ છે કારણોમાં રાગ દ્વેષ ને અજ્ઞાન

શુદ્ધ બુદ્ધ ચૈતન્યઘન, સ્વયંજ્યોતિ સુખધામ
બીજું કહિયે કેટલું? કર વિચાર તો પામ
નિશ્ચય સર્વે જ્ઞાનિનો, આવી અત્ર શમાય
ધરી મૌનતા એમ કહી, સહજ સમાધિમાંય'

આવા આ પરમ નિશ્ચયરૂપ છ પદનો શ્રી આત્મસિદ્ધિ શાસ્ત્રમાં અનન્ય ભાવપૂર્ણ ગુરુશિષ્યસંવાદથી અપૂર્વ નિશ્ચય કરાવ્યો છે,—જેનો સારભૂત આશય ઉપરમાં કહ્યો છે. આ અવનિના અમૃત સમી આ આત્મસિદ્ધિના કર્તા પુરુષે, આ છ પદ સંબંધી તલસ્પર્શી મીમાંસા કરતાં પ્રસિદ્ધ છ પદના પત્રમાં છેવટે સ્વર્ણાક્ષરે વચન પ્રકાશ્યું કે—'આ છ પદ અત્યંત સંદેહરહિત છે, એમ પરમ પુરુષે નિરૂપણ કર્યું છે. એ છ પદનો વિવેક જીવને સ્વસ્વરૂપ સમજવાને અર્થે કહ્યો છે. અનાદિ સ્વપ્નદશાને લીધે ઉત્પન્ન થયેલો એવો જીવનો અહંભાવ, મમત્વભાવ તે નિવૃત્ત થવાને અર્થે આ છ પદની જ્ઞાની પુરુષોએ દેશના પ્રકાશી છે. તે સ્વપ્નદશાથી રહિત માત્ર પોતાનું સ્વરૂપ છે, એમ જો જીવ પરિણામ કરે, તો સહજ માત્રમાં તે જાગૃત થઈ સમ્યક્દર્શનને પ્રાપ્ત થાય, સમ્યક્દર્શનને પ્રાપ્ત થઈ સ્વસ્વભાવરૂપ મોક્ષને પામે.'

(દોહરો) ષટ્ દર્શન જિન અંગ તે, છ પદમાંહિ શોધ!
મન સાધક થઈ ભજ સદા, મોક્ષમાર્ગ અવિરોધ.

---

## શિક્ષાપાઠ ૭૪ મોક્ષમાર્ગની અવિરોધતા

આત્માની શુદ્ધ સ્વભાવરૂપ સ્વસ્થ આરોગ્ય અવસ્થા એ જ સુખધામ મોક્ષ છે, અને તેનો જે યોગ કરાવે તે

આગલા પાઠમા પ્રદર્શિત કરેલ યોગરૂપ મોક્ષમાર્ગમા સર્વ દર્શનોનો અવિરોધ છે જાતિ-વેષના ભેદ વિના કે મતદર્શનના આગ્રહ વિના જે કોઈ તે માર્ગને આરાધે છે, તે પરમ શાન્તિસ્વરૂપ મોક્ષને પામે છે આ મોક્ષરૂપ પરતત્ત્વ ભલે ગમે તે નામે ઓળખાતુ હોય, પણ તેના સહજ એવા શુદ્ધ આત્મસ્વરૂપ પદમા ભેદ પડતો નથી આ સહજાત્મસ્વરૂપી મોક્ષપદ એ જ સર્વ દર્શનોનુ એક નિશ્ચિત સાધ્ય ધ્યેય (Goal) છે અને એનો યોગ કરાવનાર સત્સાધનરૂપ યોગમાર્ગ પણ શમનિષ્ઠ એવો એક શાતિમાર્ગ જ છે અર્થાત્ સહજ આત્મસ્વરૂપ પદમા સ્થિતિ કરવી, સ્વરૂપ સમજી સ્વરૂપમા શમાવુ તે શમ છે, પરભાવ-વિભાવથી વિરામ પામી આત્મસ્વભાવમા વિશ્રાંત થવુ એ જ શાતિ છે, અને તે જ એક સર્વ દર્શનોને સમ્મત એવો મોક્ષનો શમનિષ્ઠ માર્ગ અથવા **શાંતિમાર્ગ** છે મોક્ષરૂપ પરમ શાતિ પામવા ઇચ્છનારા સર્વ મુમુક્ષુઓ તે જ એક શાતિમાર્ગને પામવાને ઇચ્છે છે એટલે તે સર્વનો માર્ગ સાગરના તીરમાર્ગની પેઠે એક જ છે,-પછી ભલે અવસ્થાભેદના ભેદને લીધે કોઈ તે મોક્ષરૂપ તીરની નિકટ હોય ને કોઈ દૂર હોય પણ તે સર્વ એક અખડ અભેદ પરમ અમૃતરસસાગરસ્વરૂપ મોક્ષમાર્ગના ભક્તો, આરાધકો, ઉપાસકો છે, સાધર્મિક બધુઓ છે માટે 'મોક્ષના માર્ગ બે નથી, જે જે પુરુષો મોક્ષરૂપ પરમ શાતિને ભૂતકાળે પામ્યા, તે તે સઘળા એક જ માર્ગથી પામ્યા છે, વર્તમાનકાળે પણ તેથી જ પામે છે, ભવિષ્યકાળે પણ તેથી જ પામશે '

આ પરમ શાંતિમય મોક્ષમાર્ગની રત્નત્રયીરૂપ પરમ સુંદર યોજના જિન ભગવાને દાખવી છે સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્ર એ રત્નોની અવિરોધ એવી અભેદ એકતા આત્મામાં પરિણમાવવી એ જ જિનનો 'મૂળમાર્ગ' છે એટલે શુદ્ધ આત્મદર્શન, આત્મજ્ઞાન ને આત્મચારિત્રની અભેદ એકતા જે સાધે, તે નિજ સ્વરૂપને અથવા જિનના મૂળમાર્ગને પામે. કોઈ સિદ્ધ થયા છે, થાય છે, કે થશે, તે સર્વ જિન વીતરાગના આ મૂળ પરમાર્થમાર્ગ પ્રયાણ કરીને જ, એમ સર્વ જ્ઞાની સત્પુરુષોનો પરમ નિશ્ચય છે ગમે તે દેશમાં, ગમે તે કાળમાં એ જ એક ત્રિકાળાબાધિત અવિચ્છિન્ન પરમાર્થ મોક્ષમાર્ગ છે, અને તે પરમાર્થને જે પ્રેરે તે જ વ્યવહાર સત્પુરુષોને સંમત છે 'એક હોય ત્રણ કાળમાં, પરમારથનો પંથ, પ્રેરે તે પરમાર્થને, તે વ્યવહાર સમંત'

'જે દેહાદિથી ભિન્ન આતમા રે, ઉપયોગી સદા અવિનાશ,
મૂળ મારગ સાંભળો જિનનો રે
એમ જાણે સદ્ગુરુ ઉપદેશથી રે, જ્ઞાન કહ્યું તેનું નામ ખાસ મૂળ
જે જ્ઞાને કરીને જાણિયું રે, તેની વર્તે છે શુદ્ધ પ્રતીત, મૂળ
કહ્યું ભગવંતે દર્શન તેહને રે, જેનું બીજું નામ સમકિત મૂળ
જેમ આવી પ્રતીતિ જીવની રે, જાણ્યો સર્વેથી ભિન્ન અસંગ, મૂળ
તેવો સ્થિર સ્વભાવ તે ઊપજે રે, નામ ચારિત્ર તે અણલિંગ મૂળ
તે ત્રણે અભેદ પરિણામથી રે, જ્યારે વર્તે તે આત્મારૂપ, મૂળ
તેહ મારગ જિનનો પામિયો રે, કિંવા પામ્યો તે નિજ સ્વરૂપ મૂળ

અને વ્યવહાર માર્ગ પણ આ પરમાર્થનું જ પ્રતિપાદન કરવા માટે, પરમાર્થ સમજાવવા માટે પ્રરૂપવામાં આવ્યો છે,

માર્ગની અવિરોધ આરાધના છે, પરપરિણતિને ભજી આત્મ પરિણતિને ત્યજવી, તે મોક્ષમાર્ગની વિરોધિની વિરાધના છે આ પ્રમાણે જિનપ્રણીત મોક્ષમાર્ગની ત્રિકાલાબાધિત સનાતન સ્થિતિ છે

(દોહરા) મોક્ષ શું યોજે યોગ તે, મોક્ષમાર્ગ અવિરોધ,
જ્ઞાતિમાર્ગ મૂળમાર્ગ તે, રત્નત્રયીમય શોધ
માર્ગ મુમુક્ષુ સર્વનો, શમપરાયણ છેક,
સાગરના તીર્થમાર્ગ શું, મોક્ષમાર્ગ આ એક

---

## શિક્ષાપાઠ ૭૫ સનાતન ધર્મ

સનાતન ધર્મ એટલે શું ? સનાતન એટલે શાશ્વત, સદા સ્થાયી રહેનારો, અને ધર્મ એટલે વસ્તુનો સ્વભાવ 'वत्थु-सहावो धम्मो।" સનાતન વસ્તુ કોઈ હોય તો તે આત્મા છે. એટલે આ આત્માનો જે વસ્તુસ્વભાવરૂપ ધર્મ તે જ સનાતન શાશ્વત ધર્મ છે બાકી બીજુ બધુ કલ્પના માત્ર છે જગતમા સર્વ કોઈ પોતપોતાના ધર્મને સનાતન સ્થાપન કરવા મથે છે, અને આખુ જગત્ 'ધર્મ ધર્મ' કરતુ ફરે છે, "ધરમ ધરમ કરતો સહુ જગ ફિરે," પણ તેને આ ધર્મના મર્મની ખબર નથી

આત્મા પોતાના શુદ્ધ જ્ઞાનદર્શનમય સ્વભાવમા વર્તે, તે જ વાસ્તવિક એવો **વસ્તુ ધર્મ** છે આ **આત્મધર્મ** આત્માનો સ્વભાવભૂત હોઈ સનાતન છે, શાશ્વત છે, ત્રિકાલા બાધિત છે વાસ્તવિક સનાતન ધર્મ એ જ છે નિજ

આત્મસ્વભાવમાં વર્ત્તવારૂપ આ સનાતન આત્મધર્મ એ જ આત્માનો સ્વધર્મ—સ્વસમય છે, અને આત્માથી અન્ય એવા પરભાવ-વિભાવમાં વર્ત્તવું એજ પરધર્મ—પરસમય છે. આ આત્મસ્વભાવરૂપ 'સ્વધર્મ'માં વર્ત્તતાં નિધન–મૃત્યુ થાય તે શ્રેય છે, પણ પરભાવમાં વર્ત્તવારૂપ 'પરધર્મ' ખરેખર ભયાવહ છે! "स्वधर्मे निधनं श्रेय परधर्मो भयावह ।"

આ ધર્મ તો પોતાના આત્મામાંજ રહ્યો છે અને તેમાંથી જ આવિર્ભૂત-પ્રગટ કરવાનો છે, અથવા આ આત્મા પોતે જ ધર્મ છે એટલી સીધી સાદી વાત લોક સમજતા નથી, અને પારકે ઘેર ધર્મ ઢૂંઢતા ફરે છે, પણ પોતાને ઘેર જ ધર્મ છે તે દેખતા નથી! અને કસ્તૂરીઆ મૃગ જેવું આચરણ કરે છે! આ ધર્મમૂર્ત્તિ આત્મારૂપ "પરમ નિધાન પ્રગટ મુખ આગળે" ખુલ્લો પડયો છે, તેને ઉલ્લંઘી જઇને તેઓ તેની શોધમાં બ્હાર નીકળી પડયા છે!

જેમ નિર્મલતા એ સ્ફટિક રત્નનો સ્વભાવ હોઈ તેનો ધર્મ છે, તેમ કષાયઅભાવરૂપ નિર્મલતા એ જ આત્માનો શુદ્ધ સ્વભાવ હોઈ આત્માનો ધર્મ છે. પણ સ્ફટિક રત્નનો સ્વભાવ નિર્મલ છતાં રાતું ફૂલ વગેરે બાહ્ય ઉપાધિને લીધે તેની નિર્મલતામાં ઉપરાગરૂપ આવરણ આવે છે, તેમ કર્મરૂપ બાહ્ય ઉપાધિને લીધે રાગ-દ્વેષ-મોહાદિ વિભાવ પરિણામોની ઉત્પત્તિથી આત્માની નિર્મલતા અવરાય છે. તે ઉપાધિ દૂર થાય એટલે સ્ફટિક જેમ સ્વયમેવ શુદ્ધ સહજ સ્વરૂપે પ્રકાશે છે, તેમ રાગાદિ વિભાવ ઉપાધિ દૂર થયે આત્મા સ્વયં શુદ્ધ સહજ સ્વરૂપે પ્રકાશે છે.

જેટલે જેટલે અંશે આવરણ દૂર થાય, વિભાવ ઉપાધિ ટળે, નિરુપાધિપણું આવે, તેટલે તેટલે અંશે આ આત્મધર્મની સિદ્ધિ છે અને તેવું નિરુપાધિકપણું સમ્યગ્દૃષ્ટિ ગુણસ્થાનકથી માંડીને મોક્ષપ્રાપ્તિ પર્યંત ઉત્તરોત્તર પ્રગટતું જાય છે જેમ જેમ પરપરિણતિ ત્યજાતી જાય છે ને આ મપરિણતિ ભજાતી જાય છે, તેમ તેમ આ શુદ્ધ આત્મધર્મ ઉન્નીવન પામતો જાય છે, વિકસતો જાય છે, યાવત્ મોક્ષમાં શુદ્ધ ધર્મમૂર્તિસ્વરૂપ આત્મા સિદ્ધ થાય છે પરમના દ્રવ્ય ધર્મ આદિ બીજા પ્રકારો પણ આ ઉક્ત ભાવધર્મની-સનાતન આત્મધર્મની ઉત્પત્તિમાં-સિદ્ધિમાં જેટલે જેટલે અંશે કારણ ભૂત થાય, તેટલે અંશે જ તેની સફળતા છે નહિં તો મહામુનિ દેવચંદ્રજીએ ગાયું છે તેમ "ભાવ વિના સહુ આળ," વસ્તુના સ્વભાવધર્મની સિદ્ધિ વિના નિષ્ફળતા છે

આ સનાતન **આત્મધર્મ** એજ સર્વ યોગીઓને સંમત એવો યોગિધર્મ છે કારણકે આત્મસ્વરૂપનું સુઅન-અનુસંધાન કરવું એ જ આ યોગિઓનો ધર્મ છે એટલે આ ધર્મને અનુસરતા આ સમ્યગ્દૃષ્ટિ યોગીપુરુષો સર્વત્ર આત્માને આગળ કરી, આત્મઅનુગત ભાવવાળી ભાવધર્મ પ્રવૃત્તિ કરે છે, જેમ બને તેમ આત્મપદાર્થને વિરોધ ન આવે, વિરાધના ન થાય, એમ સર્વ વિધિનિષેધ આચરે છે, અને આત્મસ્વરૂપની આરાધના કરે છે આ આરાધક યોગિપુરુષો જ્ઞાન-દર્શન-ચારિત્ર સ્વભાવરૂપ ધર્મને આદરે છે ને રાગદ્વેષાદિ વિભાવરૂપ અધર્મને પરિહરે છે આવો આ સર્વ યોગીઓને સંમત યોગીધર્મ વા વસ્તુસ્વભાવરૂપ

સનાતન આત્મધર્મ એ સાર્વજનિક એવો વિશ્વધર્મ બનવાને પરમ યોગ્ય છે કારણકે 'આત્માનો સનાતન ધર્મ શાંત થવું, વિરામ પામવું તે છે, આખી દ્વાદશાંગીનો સાર પણ તે જ છે તે ષડ્દર્શનમાં સમાય છે, અને તે ષડ્દર્શન જૈનમાં સમાય છે.' આત્માનો આ સનાતન ધર્મ જે કોઈ કોઈ મુમુક્ષુ સાધે છે, આરાધે છે, ઉપાસે છે, તે જ મોક્ષ પામે છે. આ 'જ્ઞાનીઓનો સનાતન સન્માર્ગ જયવંત વર્તો!'

(દોહરા) વસ્તુ સનાતન આત્મ છે, વસ્તુ સ્વભાવ જ ધર્મ,
આત્મસ્વભાવે વર્તવું, તે જ સનાતન ધર્મ.
આત્મધર્મ જ સનાતનો, તે જ જિનનો ધર્મ,
તે જ યોગિનો ધર્મ છે, તે જ વિશ્વનો ધર્મ.



## શિક્ષાપાઠ ૭૬ સૂક્ષ્મ તત્ત્વ પ્રતીતિ

આત્માનો સનાતન ધર્મ સમજીને તે પામવા માટે આત્મા અને તેના બંધમોક્ષની વ્યવસ્થાનું સૂક્ષ્મ તત્ત્વ સમજવા યોગ્ય છે. "બંધાનારો એવો આત્મા અને બાંધનારું એવું કર્મબંધન" એ બન્ને જો પરમાર્થસત્ એવી મુખ્ય નિરુપચરિત વસ્તુ હોય, તો જ બંધમોક્ષ વ્યવસ્થા ઘટે, નહિ તો કલ્પનામાત્ર થઈ પડે. અને આ બંધ છે તે કનકોપલની જેમ પ્રવાહથી અનાદિ છે, તેનું કૃતકપણું–કૃત્રિમપણું છતાં, અતીત કાલની અપરાપર ક્ષણની જેમ અનુસંધથી તેનું અનાદિમંતપણું ઘટે છે. આ કર્મબંધ બે પ્રકારે છે. જ્ઞાનાવરણીયાદિ પુદ્ગલપરમાણુરૂપ તે દ્રવ્યકર્મ અને રાગ-

દ્વેષ-મોહ એ અશુદ્ધ આત્મપરિણામ તે ભાવકર્મ આ ભાવકર્મ-દ્રવ્યકર્મનો પરસ્પર કાર્યકારણ સબંધ છે

આ "બંધના હેતુઓ હિંસાદિ છે ને મોક્ષના હેતુઓ અહિંસાદિ છે આ હિંસા-અહિંસાદિ પણ પરિણામી અને દેહથી ભિન્નાભિન્ન આત્મામાં જ ઘટે છે,-અન્યથા પ્રકારે નહિ" (ધર્મજિન) કારણકે (૧) અપ્રચ્યુત, અનુત્પન્ન, સ્થિર, એકરૂપ એવો એકાંત નિત્ય જ આત્મા માનવામાં આવે, તો પૂર્વ સ્વરૂપથી અવસ્થાતરપ્રાપ્તિના અભાવે હિંસાનો અસંભવ થશે તેમજ એકાંત અનિત્ય આત્મામાં પણ અન્યદ્વારા અહિંસનને લીધે હિંસાનો અસંભવ થશે, ત્યાં પછી કોણ કોનો હિંસક વા કોણ કોનો હિંસ્ય? આમ એકાંત નિત્ય કે એકાંત અનિત્ય પક્ષમાં હિંસાદિ નહિ ઘટે, માત્ર પરિણામી નિત્ય આત્મામાં જ ઘટશે (૨) દેહથી આત્મા એકાંતે અભિન્ન જ હોય, તો મરણનો અભાવ થશે કારણકે મૃત દેહમાં પણ પંચભૂતોનું કંઈ પણ વિકલપણું જોવામાં આવતું નથી, અને જો મરણ ઘટે છે એમ કહો, તો પરલોકગામી જુદો જીવ નહિ હોવાથી સર્વ શિષ્ટ જનને ઇષ્ટ એવા પરલોકનો અભાવ થશે અને (૩) દેહથી આત્મા એકાંતે ભિન્ન જ હોય તો પુરુષને ઇષ્ટ-અનિષ્ટ સ્પર્શ આદિનું વેદન નહિ થાય, નિગ્રહ-અનુગ્રહ પણ નિરર્થક થઈ પડશે, અને દેહે કરેલા કર્મનો આત્માથી સુખદુઃખ અનુભવરૂપ ભોગવટો નહિ થાય, તેમજ આત્માએ કરેલા કર્મનો દેહથી પણ તેવો ભોગવટો નહિ થાય, અને આમ સર્વલોક-પ્રતીત દૃષ્ટનો અને શાસ્ત્રસિદ્ધ એવા ઇષ્ટનો અપલાપ થશે માટે દેહથી એકાંતે ભિન્ન કે એકાંતે અભિન્ન આત્મામાં હિંસાદિ ઘટતા નથી, પણ

દેહથી ભિન્નાભિન્ન આત્મામાં જ ઘટે છે આમ એકાન્તવાદથી અન્યથા એવા અનેકાન્તવાદથી જ આ હિંસાદિની સિદ્ધિ થાય, એમ તત્ત્વવાદ છે

એમ સૂક્ષ્મ તત્ત્વ પ્રતીતિ કરી, મુમુક્ષુએ સર્વ તત્ત્વના તત્ત્વરૂપ આત્મતત્ત્વનો સૂક્ષ્મ વિચાર કરવા યોગ્ય છે કારણકે જ્ઞાનીઓ કહે છે કે-'હે મુમુક્ષુ ! એક આત્માને જાણતાં સમસ્ત લોકાલોકને જાણીશ, અને સર્વ જાણવાનું ફળ પણ એક આત્મપ્રાપ્તિ છે માટે આત્માથી જુદા એવા બીજા ભાવો જાણવાની વારંવારની ઇચ્છાથી તું નિવૃત્ત અને એક નિજ સ્વરૂપને વિષે દૃષ્ટિ દે,-કે જે દૃષ્ટિથી સમસ્ત સૃષ્ટિ જ્ઞેયપણે તારે વિષે દેખાશે તત્ત્વસ્વરૂપ એવા સત્શાસ્ત્રમાં કહેલા માર્ગનું પણ આ તત્ત્વ છે'× આ જગતમાં જો કોઈ પરમ સર્વોત્કૃષ્ટ, પરમોત્તમ તત્ત્વ હોય તો તે આ અંતરમાં ઝગઝગી રહેલી કેવળ એક, શુદ્ધ, અદ્વૈત જ્ઞાનજ્યોતિ જ છે શુદ્ધ ચૈતન્યચમત્કારરૂપ આ કેવળ જ્ઞાનજ્યોતિ જ અબાહ્ય છે, બાકી બીજું બધું બાહ્ય છે અર્થાત્ કર્મ, નોકર્મ આદિ આ આત્માથી બાહ્ય છે, ન ભલે બહાર ગાળોટયા કર, પણ તેનો આત્મામાં અન્તઃપ્રવેશ નથી જ્ઞાનાવરણીયાદિ દ્રવ્યકર્મ સાથે જીવનો માત્ર વ્યવહાર નયથી નિમિત્ત-નૈમિત્તિક સંબંધ છે રાગ-દ્વેષાદિ ભાવકર્મ સાથે અશુદ્ધ નિશ્ચયથી પરિણામ-પરિણામી સંબંધ છે, પણ શુદ્ધ નિશ્ચય નયથી તો આ આત્મા સર્વ કર્મકલંકપંકથી રહિત એવો શુદ્ધ સ્વભાવી "દેવ સ્વયં શાશ્વત" છે

---

× શ્રીમદ્, ગજચંદ્ર, અં ૫૩૯

વળી જેમ ભીત બ્હાર લગાડેલી ખડી ભીતરૂપ નથી, ભીતથી બાહ્ય છે, જૂદી છે, એટલે ખડી ભીતની નથી, ખડી તે ખડી જ છે, તેમ જ્ઞાયક એવા આત્માનું વ્યવહારથી પુદ્ગલાદિ દ્રવ્ય જ્ઞેય છે, પણ તે જ્ઞાયક જ્ઞેયથી બાહ્ય છે, જૂદો છે, એટલે તે જ્ઞાયક કાંઈ જ્ઞેય એવા પરદ્રવ્યનો થઈ જતો નથી, અર્થાત્ પરદ્રવ્યરૂપ બની જતો નથી, પણ નિશ્ચયથી જ્ઞાયક તે જ્ઞાયક જ રહે છે, કારણકે એ જ એનો સ્વભાવ છે અને આમ જ્ઞાયકપણુ આત્માનો સ્વભાવ હોઈ તે વિશ્વને પ્રકાશે છે, તેથી તે કાંઈ વિશ્વરૂપ થઈ જતો નથી,—વિશ્વપ્રકાશક 'ચંદ્ર ભૂમિરૂપ થતો નથી તેમ' આમ જ્ઞાયક સ્વભાવી આત્મા સ્વરૂપસ્થિત રહી વિશ્વરૂપ જ્ઞેયને જાણે છે, તથાપિ પરમાર્થથી આ સર્વે બાહ્ય પરભાવો સાથે આત્માને કાંઈ લેવા દેવા નથી પણ અનાદિ અધ્યાસની કુવાસનાથી તેમાં અહંત્વ-મમત્વ કરીને તે બંધાય છે, તે પરભાવને વિષે આત્મબુદ્ધિરૂપ અહંત્વ-મમત્વ જન્ય રાગાદિ તે છોડી દીએ, એટલે તે પરમાર્થથી મુક્ત જ છે

(દોહરા) દેહથી ભિન્નાભિન્ન નિત, પરિણામી આત્મામાં જ;
બંધ મોક્ષ આદિ ઘટે, ઘટે અન્યથા ના જ
જ્ઞાયક અંતર્ જ્યોતિ આ, સર્વ તત્ત્વનું તત્ત્વ,
બાહ્ય જ જ્ઞેય જગત બધું, તેમાં કેમ મમત્વ?
જ્ઞાયક આત્મ જાણે સહુ, તે જાણ્યે સહુ જાણ,
જ્ઞાન કુવારો છોડી કાં, જ્ઞેય કણે મતિ આણ?
ખડી ઉજાળે ભીતને, ખડી ભીતની નો'ય,
ચંદ્ર પ્રકાશે ભૂમિને, ભૂમિ ચંદ્રની નો'ય

—o—

# शिक्षापाठ ७७ समिति गुप्ति

ઉપયોગસ્વરૂપ આત્મા આ દેહની સાથે ક્ષીરનીરવત્ એકક્ષેત્રાવગાહ સ્થિતિ કરી રહ્યો છે, છતા તે દેહથી આ આત્મા મ્યાનથી તલવારની જેમ ભિન્ન છે, તેને કેમ પ્રાપ્ત કરવો ? તો કે-ઉપયોગ ન ચૂકાય એ રીતે મન-વચન-કાયાના સમ્યક્ યોગથી આ મન-વચન-કાયાનો એવો સમ્યક્ યોગ કરવો, એવુ કર્મકૌશલ દાખવવુ, કે જેથી તે આત્માને સ્વરૂપ સાધનમા બાધક ન થતા સાધક થઈ પડે "याग कर्मसु कौशलम् ।" અને તેને માટેની વિધિ આ છે કે મન-વચન-કાયાના યોગનું એવુ સક્ષિપ્તપણું કરવુ, ગુપ્તપણુ-સુરક્ષિત પણુ કરવુ કે જેથી કરીને ઉપયોગસ્વરૂપ આત્મા સ્વરૂપને વિષે સ્થિર થાય, સ્વરૂપગુપ્ત થાય આનું નામ જ મનોગુપ્તિ, વચનગુપ્તિ ને કાયગુપ્તિ છે હવે જ્યાસુધી દેહ છે, ત્યાસુધી મન-વચન-કાયાના યોગની જે કાઈ પ્રવૃત્તિ કરવી પડે, તે એવી સમ્યક્ કરવી કે જેથી આત્માનું સ્વરૂપને વિષે સયમન રહે એવા એકાત આત્મસયમના હેતુથી જ, નિજ સ્વરૂપના લક્ષપૂર્વક ને જિન આજ્ઞાઅનુસારે, મન-વચન-કાયાની જે સમ્યક પ્રવૃત્તિ તેને 'સમિતિ' એવુ યથાર્થ નામ આપ્યું છે અને આવી જે સમ્યક્ પ્રવૃત્તિ તે પણ ક્ષણ ક્ષણ ઘટતી જઈ છેવટે નિજ સ્વરૂપને વિષે લીન થાય

આ પાચ સમિતિ અને ત્રણ ગુપ્તિ મળીને આઠ 'સમિતિ' કહી છે,-જેમા સમસ્ત દ્વાદશાગી સમાય છે

મમ=સમ્યક્, જિનવચનાનુસાર, ઇતિ=આત્માની ચેષ્ટા,—એ અપેક્ષાએ **ગુપ્તિ** પણ સમિતિ જ છે ત્રણ ગુપ્તિ અને પંચ સમિતિ મળીને **અષ્ટ પ્રવચન માતા** કહેવાય છે કારણકે જનની જેમ પુત્રનું હિત અને શુભ કરે, તેમ આ અષ્ટ પ્રવચન માતા સાધક સંયમીને પ્રવચનનું-આગમજ્ઞાનનું પરિણમન કરાવી, ચારિત્રગુણગણની વૃદ્ધિ કરી શિવસુખ પમાડે છે આમાં ગુપ્તિ છે તે સંવરમયી છે ને તે ઉત્સર્ગ માર્ગ છે, સમિતિ છે તે સંવર-નિર્જરારૂપ છે ને તે અપવાદ માર્ગ છે અયોગિ ભાવ કરવાની રુચિવાળા મુનિવર યોગનિવૃત્તિરૂપ ગુપ્તિ ધારે, અને જો ગુપ્તિ ન રહી શકે તો સમ્યક્ યોગપ્રવૃત્તિરૂપ સમિતિથી વિચરે આ સમિતિ-ગુપ્તિનું સ્વરૂપ દ્રવ્યથી ને ભાવથી સમજીઆચરવા યોગ્ય છે —

**ઈર્યાસમિતિ**—સ્વાધ્યાયનિમગ્ન સાધુ જિનવંદનાર્થે, ગ્રામાંતર અર્થે કે આહાર-નિહાર અર્થે એમ ચાર કારણે જ જવા માટે ઊઠે, અને યુગમાત્ર ક્ષેત્ર ચક્ષુથી જોતા જોતા ઉપયોગ રાખીને જયણાપૂર્વક ગમન કરે તે ઈર્યા સમિતિ **ભાષા સમિતિ**—મૌનધારી એવા મુનિ ક્રોધથી, માનથી, લોભથી, હાસ્યથી, ભયથી, મૌખર્યથી, કે વિકથાથી ઉપયુક્તપણે આશ્રવગેહરૂપ સાવદ્ય વચન ન વદે, પણ યોગ્ય કાળે અમાવદ્ય એવું હિત મિત ને પ્રીત વચન જ વદે, પોતાને ને પરને બોધ પ્રગટે એમ ઉદ્દેશી સ્વાધ્યાય કરતા હોય એવું વ્યાખ્યાન કરે, અનેકાંતિક સાપેક્ષ મત વાણી સ્વપર હિતાર્થે ઉચ્ચરે, ને પ્રભુગુણના ગાનથી રસનાને ધન્ય કરે આમ સાધ્ય એવા ચિદ્રૂપને સાધતા સાધુ ભાષાના સમ્યક્ પ્રયોગથી

આશ્રવરૂપ વચનયોગને નિર્જરારૂપ કરી લોઢાનું સોનું બનાવે **એષણા સમિતિ**–સંયમ-સ્વાધ્યાયના સાધનરૂપ દેહના નિર્વાહાર્થે મુનિ ઉદ્દગમાદિ સડતાલીશ દોષ રહિત વિશુદ્ધ આહાર, ઉપધિ ને શય્યાની ગવેષણા કરે ભમરો રસ ચૂસે પણ ફૂલને પીડા ન ઉપજાવે એવી માધુકરી વૃત્તિથી ગોચરી કરે **આદાનનિક્ષેપ સમિતિ**–વર્મોપકરણો લેતા મૂકતા સૂક્ષ્મ જંતુને પણ કિલામણા ન થાય એમ ચક્ષુથી પ્રતિલેખીને અને પ્રમાર્જીને યત્નાવંત યતિ ગ્રહે ને મૂકે આ દ્રવ્ય જયણા સાચવતા સાથે સાથે શુદ્ધ આત્મસ્વરૂપને પ્રતિલેખીને-પુન પુન લક્ષમાં રાખીને, બાધક ભાવરૂપ કચરો પૂંજે પ્રમાર્જે નાખે ને શુદ્ધ સાધક ભાવનું ગ્રહણ કરે **પારિષ્ઠાપનિકા સમિતિ**–શરીરના મળમૂત્ર, શ્લેષ્મ આદિને,-ચરાચર જંતુને દૂભવ્યા વિના ને દુગંછા ઉપજાવ્યા વિના,-જીવાકુલ નહિ એવી સ્થંડિલ નિર્જીવ ભૂમિમાં પરઠવવા, અથવા શરીરને ધ્યાનમાં-કાયોત્સર્ગમાં સ્થિર સ્થાપવું તે પારિષ્ઠાપનિકા ભાવથી તો આત્માની અદરના જે વિભાવરૂપ ભાવમલ છે તે પરઠવવા, આત્મામાથી વોસરાવવા અને આત્માને સ્વભાવને વિષે સ્થાપન કરવો તે પારિષ્ઠાપનિકા

**મનગુપ્તિ**–મનને આર્ત્ત-રૌદ્ર ધ્યાનરૂપ અસત્ ચિંતનમાથી નિવર્ત્તાવી ધર્મ-શુક્લધ્યાનરૂપ સત્ચિંતનમા પ્રવર્ત્તાવી તેનું ગોપન-રક્ષણ કરવું તે મનોગુપ્તિ દુષ્પ્રયોજન કે નિષ્પ્રયોજન સંકલ્પ-વિકલ્પનું રટણ ન કરતા મનને જે નિર્વિકલ્પ કરે, તે જ નિર્વિકલ્પ ધ્યાનસમાધિનો અનુભવરસ ચાખી પૂર્ણાનંદ અનુભવે **વચનગુપ્તિ**–સત્ય, મૃષા, સત્યામૃષા, અસત્ય

અમૃષા એ પ્રમાણે વચનગુપ્તિ ચાર પ્રકારની છે વચન અગોચર આત્માના અનુભવરસને આસ્વાદતા ને આત્મધ્યા ધ્યાવતા મુનિ વચનને બાધક ભાવ જાણી તેનું ગોપન ક છે, પ્રાય વદતા નથી, અને ક્વચિત્ વદે તો વચનઆશ્રવ સવરમા પલટાવવા માટે સ્વાધ્યાય સાધે છે કાયગુપ્તિ ઊઠવા-બેસવા આદિમા કાયનું ગોપન કરવુ, ચચલભાવ છો કાયાને સ્થિર કરવી તે કાયગુપ્તિ તાત્પર્ય કે-સરભ સમારભમા અને આરભમા પ્રવર્તતા મનને વચનને કાયને યતનાવત મુનિ નિવર્ત્તાવે, એ જ અનુક્રમે મનોગુ વચનગુપ્તિ ને કાયગુપ્તિ છે

અને પરમાર્થથી વિચારીએ તો આત્માનું સ્વરૂ વિપ સવરથી સવૃત થવુ-ગુપ્ત થવુ, તે જ ગુપ્તિ આત્મ સ્વરૂપને વિષે વિચરવુ તે ઈર્યાસમિતિ દેહાદિથી ભિન્ન એ હુ આત્મા છું એ નિરતર દૃષ્ટિ સન્મુખ રાખી, સા પરમાર્થસત્ સત્ય વચન ઉચ્ચારવુ તે ભાષાસમિતિ આ સ્વભાવ શિવાય અન્ય વસ્તુ ન ઇચ્છવી તે એષણાસમિ સ્વભાવનું આદાન-ગ્રહણ કરવુ અને પરભાવ-વિભાવનો ત કરવો તે આદાનનિક્ષેપ સમિતિ અને આમ આ માને ન શુદ્ધ સ્વભાવમા પરિસ્થાપન કરી, શુદ્ધ આત્મસ્વભાવરિ આત્મવસ્તુનો ઉત્સર્ગ કરવો, આત્મસિદ્ધિ કરવી તે પારિ પનિકા અથવા ઉત્સર્ગ સમિતિ આવી આ અષ્ટ પ્રવ માતા જે મુનિ સમ્યક્પણે આચરે છે, તે જ્ઞાની શીઘ્ર સસારથી વિપ્રમુક્ત થાય છે

દ્રુતવિલંબિત

અવનિ જે યુગમાત્ર નિરીક્ષતા,
ગમન આગમને જીવ રક્ષતા,
ત્રિજગબાંધવ સંયમ માર્ગમાં,
વિચરતા ઉપયોગથી સર્વદા.
અમૃતની વ ને ઘનધાર શું?
શીકર ચંદનના હિમ શીત શું?
સુમનપંક્તિ મુખાબ્જથી શું ખરે?
વિભ્રમ એ મુનિના વચનો કરે.
અશન દોષવિવર્જિત સર્વથા,
શરીરની સ્થિતિ અર્થ ગવેષતા,
રસ ચુસે પણ પુષ્પ ન પીડતા,
તૃણ ચરે મૂળને ન ઉખેડતા
ગ્રહણ ત્યાગ કરે મૂઢ બ્હારમાં,
શ્રમણ તો નિજ અંતર આત્મમાં,
પરિહરે પરભાવ પ્રવૃત્તિઓ,
પરિગ્રહે સ્વ સ્વભાવ સુવૃત્તિઓ
મલવિસર્જન આત્મતણું કરે,
સકલ કર્મકલંક વોસરે,
અમલ માનસ શુભ્ર સરોવરે,
નિત ઝીલે મુનિ રાજહંસો ખરે!
(અનુષ્ટુપ) ત્રિયોગ તણી સાવદ્ય, પ્રવૃત્તિથી નિવર્તતા,
ત્રિગુપ્તિ કવચદ્વારા, સાધે છે આત્મગુપ્તતા

——o——

# શિક્ષાપાઠ ૭૮ કર્મના નિયમો

૧ કર્મ બે પ્રકારના છે એક તો તેના સ્થિતિ આદિ પ્રમાણે હોય તે જ પ્રકારે ભોગવ્યે છૂટકો થાય એવા હોય જેમકે-વેદનીય, નામ, આયુ આદિ અઘાતિ કર્મ અને બીજા જીવના જ્ઞાનાદિ પુરુષાર્થ ધર્મે નિવૃત્ત થાય એવા ાય છે 'x જેમકે-જ્ઞાનાવરણીય, મોહનીય આદિ ઘાતિકર્મ ટલે જ ઘાતિકર્મ પુરુષાર્થથી નિવૃત્ત કર્યાં છતાં કેવળી ગવાનને પણ વેદનીયાદિ ચાર અઘાતિ કર્મ તે ભવના ત પર્યંત અવશ્ય ભોગવવા જ પડે છે આમ મોહનીયાદિ ાર ઘાતિકર્મ એક અપેક્ષાએ ખપાવવા સહેલા છે, ને દનીયાદિ અઘાતિ કર્મ પ્રદેશબંધરૂપ હોવાથી ખપાવવા આકરા છે મોહનીય કર્મ સર્વથી બળવાન છતાં 'ભોળું ણ છે જેમ તેની આવળી (વેણુ) આવવામાં જબરી છે, તેમ તે જલદીથી ખસી પણ શકે છે, તે પ્રદેશબંધ ન હોવાથી તરત ખપાવી શકાય છે '

૨ જિને જીવને પ્રવાહથી અનંત કર્મનો કર્તા કહ્યો છે પણ મોહનીયનો ઉત્કૃષ્ટ બંધ સીત્તેર કોડાકોડીનો થાય, તેનું રહસ્ય એ છે કે 'જો અનંતકાળનું બંધન થતું હોય, તો પછી જીવનો મોક્ષ ન થાય ' તેમજ, આયુષ્ કર્મ માટે એવો નિયમ કહ્યો છે કે-'એક જીવ એક દેહમાં વર્તતાં તે દેહનું જેટલું આયુષ્ય છે, તેટલાના ત્રણ ભાગમાંના બે

xજુઓ શ્રીમદ્ રાજચંદ્ર આ ૪૦૭ ૪૨૨, ૭૫૩, ७૯૩ ૮૬૪ આદિ

ભાગ વ્યતીત થયે આવતા ભવનુ આયુષ્ય બાધે, તે પ્રથમ બાધે નહીં અને એક ભવમા આગામિક કાળના બે ભવનું આયુષ્ય બાધે નહિં એવી સ્થિતિ છે આમ જીવને મોક્ષનો અવકાશ કહી કર્મબધ કહ્યો છે ' અર્થાત્ જીવ કોઈ પણ ભવમા અપૂર્વ આત્મપુરુષાર્થ સ્ફુરાવી છૂટવા ધારે તો છૂટી શકે, એમ જીવના પુરુષાર્થનો માર્ગ સદાય સાવ ખુલ્લો પડયો છે

૩ માટે 'જીવમા જાગ્રતિ અને પુરુષાર્થ જોઇએ ' કર્મબધ પડ્યા પછી પણ તેમાથી છૂટવુ હોય તો અમાવાકાલ સુધીમા છૂટી શકાય

૪ જીવ જે કર્મબધ કરે છે તે દેહસ્થિત આકાશમા રહેલા સૂક્ષ્મ પુદ્ગલ તેમાથી ગ્રહી કરે છે, બ્હારથી લઈને નહિ

૫ ચાર પ્રકારના બધમા પ્રકૃતિબધ–પ્રદેશબધ યોગથી થાય છે અને સ્થિતિબધ–અનુભાગબધ કષાયથી થાય છે એક સમયે સાત અથવા આઠ પ્રકૃતિનો બધ થાય છે, અને 'ખોરાક તથા વિષના દષ્ટાતે' બધી પ્રકૃતિઓમા તેના ભાગની વ્હેચણી થાય છે કેવલિ ભગવાનને માત્ર એક સમયનો સાતા વેદનીયનો જ બધ હોય છે

૬ 'જેમ જેમ જીવ કર્મપુદ્ગલ વધારે ગ્રહણ કરે છે, તેમ તેમ તે વધારે નિબિડ થઈ નાના દેહને વિષે રહે છે '

૭ 'જે આત્માનો અતર્વ્યાપાર (અતર્ પરિણામની ધારા) તે બધ અને મોક્ષની વ્યવસ્થાનો હેતુ છે માત્ર શરીરચેષ્ટા બધમોક્ષની વ્યવસ્થાનો હેતુ નથી '

૮ યથાકર્મ આ —(૧) કોઈ પણ એક ભવમા

ભાવી એક જ ભવનું આયુષ્ બંધાય (૨) કોઈપણ ભવની આયુષ્ પ્રકૃતિ તે એક જ ભવમા વેદાય,-બીજી પ્રકૃતિઓ અન્ય ભવમા પણ વેદાય (૩) 'જીવ જે ભવની આયુષ્ય પ્રકૃતિ ભોગવે છે, તે આખા ભવની એક જ બંધ પ્રકૃતિ છે' તે ભવની શરૂઆતથી જ આ આયુષ્ય પ્રકૃતિ ઉદયમા છે એટલે તેમા સંક્રમણ, ઉત્કર્ષ અપકર્ષાદિ હોઈ શકે નહિ (૪) 'આયુષ્ ઉદયપ્રકૃતિ અધવચથી ત્રુટી શકે નહિ,' જે જે પ્રકારે બંધ પડયો હોય તે તે પ્રકારે ઉદયમા આવી ભોગવાય કારણકે આયુષ્યના બે પ્રકાર છે સોપક્રમ-અપવર્ત્તનીય અર્થાત્ શીઘ્ર ભોગવી લેવાય એવુ, અને નિરુપક્રમ-અનપવર્ત્તનીય અર્થાત્ નિકાચિત (૫) મનુષ્ય તિર્યંચ આદિ જે જે પર્યાયમા જીવ વર્ત્તતો હોય તેને તે તે આયુનો ઉદય હોય

૯ ઉદય બે પ્રકારનો છે-પ્રદેશોદય અને વિપાકોદય 'વિપાકોદય બાહ્ય રીતે વેદાય છે, અને પ્રદેશોદય અંદરથી વેદાય છે'

૧૨ ઉદયાગત પ્રકૃતિના ઉત્કર્ષ, અપકર્ષ અને સંક્રમણ થઈ શકે નહિ, સત્તાગત પ્રકૃતિના જ થઈ શકે

૧૧ ઉદયાગત પ્રકૃતિની ઉદીરણા ન હોય, ઉદયમા નહિ આવેલી પ્રકૃતિની ઉદીરણા હોય

૧૨ જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય અને અંતરાય એ ત્રણ પ્રકૃતિ 'ઉપશમભાવમા હોઈ શકે જ નહિ, ક્ષયોપશમ ભાવે જ હોય એ પ્રકૃતિ જો ઉપશમ ભાવે હોય તો આત્મા જડવત્ થઈ જાય'

૧૩ સર્વ કર્મપ્રકૃતિઓનો ક્ષય કરવાથી સિદ્ધપર્યાય પ્રકટે છે, એટલે સિદ્ધત્વ ક્ષાયિક ભાવે હોય

૧૪ અનાદિથી જીવ નિર્જરા કરે છે, પરંતુ કર્મની ૧૫૮ પ્રકૃતિમાંથી એક પણ પ્રકૃતિ સમ્યક્ત્વ આવ્યા વિના મૂળથી ક્ષય પામતી નથી પણ 'સમ્યક્ત્વમાં એવું સામર્થ્ય છે કે તે પ્રકૃતિને મૂળમાંથી ક્ષય કરે છે કારણકે અમુક પ્રકૃતિ ક્ષય થયા પછી તે આવે છે '

૧૫ સુંજનકરણનો ક્ષય ગુણકરણ વડે કરી શકાય છે કર્મપ્રકૃતિનું સુંજન કરવું તે સુંજનકરણ, અને આત્મગુણનું ગુણન કરવું તે ગુણકરણ અર્થાત જ્ઞાન તે આત્મગુણ છે, આ જ્ઞાનગુણ વડે કરીને દર્શનગુણની વૃદ્ધિ કરવી, ને દર્શનગુણ વડે કરીને ચારિત્રગુણની વૃદ્ધિ કરવી તે ગુણકરણ ગુણાકાર (Multiplication) આમ આત્મગુણની વૃદ્ધિરૂપ ગુણકરણ વડે કરીને કર્મસુંજનરૂપ સુંજનકરણનો ભંગ (ક્ષય) થાય છે "સુંજનકરણે હો વિરહ તુજ પડયો, ગુણકરણે કરી ભંગ" તાત્પર્ય કે–સમ્યગ્દર્શન–જ્ઞાનાદિ આત્મગુણની વૃદ્ધિ કરવી એજ કર્મક્ષયનો ઉપાય છે, મોક્ષનો હેતુ છે

ભવ્યો! વિષમ આ સંસાર, ભવ્યો! ભીષણ આ સંસાર,
કર્મનિયમથી ચાલી રહ્યો છે, વિચિત્ર આ સંસાર ભવ્યો
મોહ ધીવરે અહીં બીછાવી, કર્મ પ્રપંચી જાળ,
જીવ મીનને લલચાવીને, આપે દુઃખ કરાલ ભવ્યો
ભવરૂપી આ રંગભૂમિમાં, ધારી નવ નવ વેષ,
જીવ નટડો આ નાટક નાચે, યથા કર્મ આદેશ ભવ્યો
કવચિત ભજવે પાઠ દેવનો, ક્વચિત નારક રૂપ,
કવચિત નાચે તિર્યંચ રૂપે. કવચિત નર સ્વરૂપ ભવ્યો.

પ્રાયે તેહ વિચારો કરતો, ખોટ તણો વેપાર,
કર્મ લેણદારો આવીને, માર પુષ્કળ માર ભવ્યો
બોલ્યુ તો કયાથી તે જાણે ? જો ભૂલ્યો નિજ ભાન,
કયાથી સ્મરે વા કયાથી ભજે ત, ચેતનઘન ભગવાન? ભવ્યો



## शिक्षापाठ ७९ महत् पुरुषोनी अनत दया

આ "જગત જીવ હે કર્માધીના, અચરિજ કછુઅ ન લીના" એમ જાણી જેના હૃદયસરામાથી સર્વ જીવ પ્રત્યે વાત્સલ્યધારાજ ઝરે છે, તે દયાર્દ્ર મહાત્માઓ કેવા અક્ષય દયાનિધિ હશે ? નાનામા નાના પ્રાણીને પણ ન હણવુ એટલુજ નહિ, પણ તેની રક્ષામા જેમ બને તેમ યત્નથી પ્રવર્તવુ એવો જેણે નિર્મલ ઉપદેશ કર્યો છે, તે કરુણાસિન્ધુ મહાત્માઓની દયા કેવી અનત હશે ? પચેન્દ્રિ આદિ જીવની દયા તો દૂર રહી, પણ સૂક્ષ્મમા સૂક્ષ્મ એકે ન્દ્રિયાદિ જીવની પણ જેણે 'દયા દયા નિર્મલ અવિરોધ'વ બોધી છે, તે દયામૂર્તિ મહત્ પુરુષોની દયા કેવી અખૂટ હશે! પુષ્પપાખડીને પણ દૂભવતા કે લીલોતરીને પણ મોળત દેખી જાણે પોતાનુ અતર્ કપાઇ જતુ હોય, એવી અનુકપ જેને ઉપજે છે, તે વિશ્વવત્સલ પરમ કૃપાળુ મહાત્માઓનુ હૃદય કેવુ કોમળપરિણામી હશે ?

પોતાના પ્રત્યે મહા અપરાધ કરનાર દુષ્ટ જીવો પ્રત્યે પણ આ પરમ કૃપાળુ મહાત્માઓ કરુણાજ ભાવે છે દુ સગમ દેવે ભગવાન્ મહાવીરને છ છ મહિના સુધી ભીષણમ

ભીષણ ઉપસર્ગો કરી ખૂબ પજવ્યા, પણ ભગવાને તો તેના પ્રત્યે કરુણા જ વર્ષાવી કમઠ અસુરે અનેક પ્રકારના મહા ઉપસર્ગો કરી છેવટ થાકીને લાગટ ત્રણ દિવસ મૂશળધાર વૃષ્ટિ કરી, એટલે કંઠ સુધી જલમા ડૂબી ગયા છતા કરુણા મૂર્તિ ભગવાન્ **પાર્શ્વનાથજી**એ તો તે કમઠ પ્રત્યે પણ દયામય અમીદૃષ્ટિ જ વૃષ્ટિ કરી શ્રી **શાંતિનાથ** ભગવાને મેઘરથ રાજાના ભવમા બાજ પક્ષીને પોતાની જાંઘનું માસ કાપી શરણે આવેલા નિર્દોષ પારેવાનું રક્ષણ કર્યું ભાવદયા સાગર શ્રી **મુનિસુવ્રતસ્વામી** એક અશ્વ જેવા સુપાત્ર જીવને પ્રતિબોધ પમાડવા લાંબો વિહાર કરી ભરૂચ પધાર્યા,– કે જ્યા અશ્વાવબોધ તીર્થ પ્રસિદ્ધિ પામ્યું **મેઘકુમારે** પૂર્વ હાથીના ભવમા સસલાની રક્ષા કરી અનુપમ દયા દાખવી હતી વનમા દાવાનલ લાગ્યો હતો સર્વ પ્રાણીઓ જીવ બચાવવા નાશભાગમા પડયા હતા હાથી પણ ભાગીને એક સ્થળે આશ્રય લઈને ઉભો રહ્યો તેણે એક પગ ઉંચો કર્યો ત્યા એક શરણાર્થી સસલુ તે પગની જગ્યા તળે આવી ઉભુ રહ્યુ હાથીએ તે જોયુ, એટલે દયાર્દ્ર પરિણામથી વિચાર્યું કે અરે! જો હુ પગ નીચે મૂકીશ તો આ બિચારૂ જે અત્રે આશ્રયાર્થે આવેલ છે તે ચગદાઈ મરશે એમ વિચારી શુભ ધ્યાનથી એ પગ એમ જ ઉંચો રહેવા દઈ યોગીની જેમ સ્થિર રહ્યો એમ ને એમ લાગટ ત્રણ દિવસ વ્યતીત થયા, ત્યારે દાવાનલ શમ્યો, અને સસલુ અન્યત્ર ચાલ્યું ગયુ એટલે પછી હાથી પગ નીચે મૂકતા ત્રણ દિવસના થાકથી તૂટી પડયો આમ સકામ નિર્જરા કરી શુભ ધ્યાને મરણ

પામી તે હાથી શ્રેણિક રાજાની રાણી ધારિણીના પુત્ર
કુમારરૂપે જન્મ્યો, અને પછી ભગવાન્ મહાવીરનું ઉપદેશા
પામી આ ભવસાગર તરી ગયો

ભવરોગથી આર્ત્ત જીવોને અનંત જન્મ-જરા-મરણ
મહા દુઃખ ભોગવી રહેલા દેખીને કરુણાસિન્ધુ મહાત્માઓ
દયા વછૂટે છે કે—આ બિચારા જીવોના આ અનંત દુઃખનો
કેમ આવે ? વિષયકષાયથી આર્ત્ત થઈ ત્રિવિધ તાપ
રહેલા આ જીવો બાપડા પોતાના હાથે દુર્ગતિની ખા
ઊંડા ને ઊંડા ઉતરતા જાય છે, તેને કેમ ઉદ્ધ્ આણુ
વીતરાગ વચનામૃતના હસ્તાવલંબ વિના તેઓનો
દુર્ગતિ ગર્તામાંથી નિસ્તાર કેમ ઘટે ? વીતરાગ દેવ
ભાવવૈદ્યના રત્નત્રયી ઔષધ વિના તેઓનો આ મહા જ
રોગ કેમ મટે ? હરણની જેમ કુગુરુના પાશમાં સપડા
આ મોહમૂઢ જીવો અતિમય કરુણ દશા પામી રહ્યા
તેઓ સદ્ગુરુના ચરણશરણ વિના આ ભ્રમજાલમાંથી
કેમ થાય ? આત્મસ્વરૂપના અજ્ઞાનથી અસત્ ધર્મનું
કરતા આ અજ્ઞ જીવો ઉન્માર્ગે ગમન કરી રહ્યા છે, તે
નિજ સ્વરૂપના ભાન વિના સત્ધર્મરૂપ સન્માર્ગે અવ
કેમ પામે ? એમ વિચારતા કરુણાવતાર બોધિસત્ત્વ મ
ત્માઓ ભાવે છે કે—હું જ્ઞાનનો પ્રકાશ પાથરી આ
લોકોને આ ગહન મોહાંધકારમાંથી બચાવી, શુદ્ધ આત્મધર્મ
સતશાસનના રસિક કરું "સવિ જીવ કરું શાસનરસી,
ભાવના મન ઉલસી" આવી ભાવદયામય શુદ્ધ પરોપ
ભાવનાથી આવા બોધિસત્ત્વ મહાત્માઓ તીર્થંકર નામ

ખાધે છે અને પછી તીર્થંકર જન્મમાં આ નિષ્કારણ કરુણા રસસાગર પરમ પરોપકારી જિન ભગવાનો, સર્વ જીવને અભય આપનારા પરમ દયામય ધર્મનો ઉપદેશ વર્ષાવે છે, અને રાગાદિ વડે શુદ્ધ આત્મસ્વરૂપની ઘાત ન થવા દેવાનો નિર્મલ બોધ કરી, અનંત જન્મમરણપરંપરાથી છોડાવનારૂં ભાવ અભયદાન આપે છે આવો જે પરમ પરોપકાર કરે છે એવા આ પરમ કૃપાળુ દેવ અર્હંત ભગવંતોમાં દયાના આદર્શની પરાકાષ્ઠા પ્રાપ્ત થાય છે કારણકે પરભાવના સ્પર્શ-લેશથી પણ જેનો આત્મગુણ વિરાધના પામતો નથી, એવા આ ભાવદયાસાગર ભગવંતો દ્રવ્યથી, ક્ષેત્રથી, કાળથી ને ભાવથી પરમ અહિંસક એવા અનંત દયામય હોય છે

(માલિની) સકલ જીવગણોને આત્મ જેવા જ જાણી,
'તન મન વચને જે ના હણે કોઈ પ્રાણી,
હૃદય હ્રદ થકી વાત્સલ્ય ધારા સ્રવે છે,
પરદુઃખ દુખીં સતો તે દયાર્દ્રો દ્રવે છે



## शिक्षापाठ ८० 'कलिकाल सर्वज्ञ'

અહિંસાનો મહામંત્ર ફૂંકી જેણે જગતમાં 'અમારિ'નો ડંકો વગડાવ્યો, તે 'કલિકાલસર્વજ્ઞ' શ્રી હેમચંદ્રાચાર્યનો દયામય વીતરાગધર્મની પ્રભાવનામાં અનન્ય ફાળો છે આ મહા જ્યોતિર્ધરની અગાધાગાધ પ્રતિભાથી અંજાયેલા મહારાજા સિદ્ધરાજ જયસિંહ તેમને ગૂજરાતનું ગૌરવ ગણી બહુમાનથી સન્માનતા, અને મહારાજા કુમારપાળ તો તેમના આજ્ઞાંકિત

શિષ્ય બની, દયામય વીતરાગ ધર્મના કેવા પ્રભાવક પરમાર્હત થયા તે વાર્તા ઇતિહાસપ્રસિદ્ધ છે

આ મહા જ્યોતિર્ધરનો જન્મ ધંધુકામાં મોઢ વણિક્ ચાચિંગની ગૃહિણી પાહિણીની કુક્ષિએ સં ૧૧૪૫ના કાર્તિકી પૂર્ણિમાના પુણ્ય દિને થયો. એમનું નામ ચાંગદેવ પાડવામાં આવ્યું લઘુવયમાં જ અસાધારણ બુદ્ધિચાપલ્ય દાખવનારો આ તેજસ્વી બાલક શ્રી દેવચંદ્રસૂરિના દૃષ્ટિપથે પડતાં, તેનામાં તેમણે મહાન્ શાસનપ્રભાવક થાય એવાં લક્ષણ દીઠાં એટલે લઘુવયમાં દીક્ષા પ્રાયઃ ઉચિત નહિં છતાં, આવા કોઈ વિરલા અસાધારણ પાત્રના અપવાદવિશેષે શાસનપ્રભાવનાનો હેતુ જાણી, તેમણે પાહિણી પાસે તે બાલકની ભિક્ષા માગી અને પાહિણીએ તે ભક્તિથી આપી આમ સં ૧૧૫૪ની સાલમાં નવ વર્ષની વયે ચાંગદેવ દીક્ષિત થઈ મુનિ સોમચંદ્ર થયો, અને સ્વલ્પ સમયમાં સર્વ આગમ સાહિત્યમાં પારંગત થઈ સત્તર વર્ષની વયે આચાર્ય હેમચંદ્ર બન્યો! શાસનધુરાને ધારણ કરતા આ ધુરંધર અસાધારણ પ્રતિભાસંપન્ન યુવાન આચાર્યે અપૂર્વ પુરુષાર્થથી વીતરાગ શાસનની સેવામાં જીવન સમર્પણ કર્યું અમારૂં તો ગમે તે થાઓ, અમે ભલે થોડા ભવ વધારે વ્હોરી લઈશું, પણ આ સત્ય અહિંસાધર્મપ્રવર્તક પરમ લોકકલ્યાણકારી વીતરાગ શાસનની પ્રભાવના અવશ્ય થવી જ જોઈએ, એવી ઉદાત્ત ભાવનાથી તેમણે લોકાનુગ્રહમાં ઝંપલાવ્યું, અને લોકકલ્યાણાર્થે જીવન સમર્પણ કરી વીતરાગ શાસનના અનન્ય જિસસનું કાર્ય કર્યું

શ્રી હેમચંદ્રાચાર્ય વિદ્યાસિદ્ધ-મંત્રસિદ્ધ પુરુષ હતા

ગૂર્જરપતિ મહારાજા સિદ્ધરાજ આ મહાવિદ્યાસંપન્ન પુરુષના ગાઢ સંપર્કમાં આવ્યા. એક વખત સિદ્ધરાજે આ જગતમાં કયો ધર્મ શ્રેષ્ઠ છે? એવો સીધો પ્રશ્ન હેમચંદ્રાચાર્યને પૂછ્યો. જવાબમાં હેમચંદ્રે શંખપુરાણ મધ્યેનું ચારિસંજીવનીચાર ન્યાયનું દૃષ્ટાંત આપ્યું અને તે પરથી ગર્ભિતપણે માર્મિક સૂચન કર્યું કે—હે રાજન્! હે પુરુષર્ષભ! જેમ તે વૃષભને ચરતા ચરતા સંજીવની ઔષધિ મળી ગઈ, તેમ તમે પણ જો સત્યતત્ત્વગવેષકપણે તમારી વિવેકબુદ્ધિને કોઈ પણ પૂર્વગ્રહ વિના મુક્તપણે છૂટી ચરવા દઈ, સર્વ દર્શનના તત્ત્વનું માર્ગણ—સંશોધન કરશો, તો તમને પણ સત્ય ધર્મનો માર્ગ મળી આવશે. હેમચંદ્રાચાર્યના આ અદ્ભુત મધ્યસ્થ ભાવના ઉત્તરથી સિદ્ધરાજ તો દિંગ થઈ જઈ પ્રીણ પ્રીણ થઈ ગયા. એક વખત માળવા પર જીત મેળવી સિદ્ધરાજ પાછા ફર્યા, ત્યારે તેણે રાજસભામાં પૂછયું—મ્હારા રાજ્યમાં એવો કોઈ પંડિત છે કે જે બીજા વ્યાકરણની જરૂર ન પડે એવું નવું વ્યાકરણ રચી શકે? સર્વની દૃષ્ટિ મહાપંડિત-શિરોમણિ હેમચંદ્ર પર પડી, અને તેમણે તે માટેનું બીડું ઝડપ્યું, અને પાણિનિ આદિ વ્યાકરણને ભૂલાવી દે એવું સંસ્કૃત-પ્રાકૃત આદિ છએ ભાષાનું એક લાખ શ્લોકપ્રમાણ 'સિદ્ધહૈમ' નામનું મહા-વ્યાકરણ સાંગોપાંગ રચ્યું. મહારાજા સિદ્ધરાજે આ ભવ્ય ગ્રંથને હાથીની અંબાડીએ આરોપી તેનું પરમ ગૌરવ બહુમાન કર્યું.

પછી કાળક્રમે સિદ્ધરાજનું મૃત્યુ થયે કુમારપાળે

 , ત્યારે પોતાને અભયદાન આપનારા

પરમ ઉપકારી હેમચંદ્રાચાર્યનું સ્મરણ કરી તે તેમના ચરણપંકજના ભ્રમર બન્યા, અને નિરંતર તેમના ઉપદેશા-મૃતનું પાન કરતાં અનુક્રમે વીતરાગ ધર્મના દૃઢ અનુયાયી અને વ્રતધારી ગૃહસ્થ થયા. સંપ્રતિ મહારાજની જેમ, આ ધર્માત્મા પરમાર્હત કુમારપાળે અવનિને જિનમંદિરમંડિત કરી પોતાના રાજ્યમાં સર્વત્ર સર્વ જીવને અભયદાન આપનારો અમારિ પટહ વગડાવ્યો, મદ્ય અસુરને દેશવટો દીધો, અપુત્રીઆના ધનહરણનો અન્યાય દૂર કર્યો, સર્વ ધર્મ પ્રત્યે સમભાવની દૃષ્ટિ દાખવી સર્વત્ર ન્યાયનીતિ ને સુખશાંતિનું સામ્રાજ્ય ફેલાવ્યું. કુમારપાળની વિજ્ઞપ્તિથી શ્રીહેમચંદ્રાચાર્ય તેના સ્વાધ્યાયાર્થ વીતરાગસ્તવ અને યોગશાસ્ત્રનું નિરૂપણ કર્યું, તેમજ ત્રિષષ્ટિ શલાકાપુરુષ ચરિત્રનું રસમય મહાકાવ્ય ગૂંથ્યું. આવા રાજપૂજ્ય છતાં હેમચંદ્રાચાર્ય મહારાજે કંઈ પણ રાજપિંડ ગ્રહ્યો નહિં, એ એમની પરમ નિઃસ્પૃહિતાનું ઉત્તમ ઉદાહરણ છે.

તેમની મધ્યસ્થતા અને સર્વ ધર્મ પ્રત્યેનો સમભા[illegible] અદ્‌ભુત હતા. એક વખત તેઓ વિહાર કરતા સોમનાથ પાટ[illegible] પધાર્યા. રાજેન્દ્ર કુમારપાળ પણ ત્યાં આવ્યા હતા. વિરોધ[illegible] જનોએ રાજાના કાન ભંભેર્યા—આ હેમચંદ્ર મહાદેવને નમ[illegible] નહિ. પણ હેમચંદ્રાચાર્યે તેમની આ ધારણા ખોટી પાડ[illegible] તેમણે તો સાષ્ટાંગ દંડવત કરી, મહાદેવનું સાચું સ્વરૂ[illegible] દર્શાવનારૂં મહાદેવસ્તોત્ર લલકાર્યું અને છેવટે ગાયું કે [illegible]

"भवबीजाङ्कुरजनना रागाद्याः क्षयमुपागता यस्य । ब्रह्मा [illegible]

ઉત્પન્ન કરનારા રાગાદિ જેના ક્ષય પામી ગયા હોય, તે બ્રહ્મા હો, વિષ્ણુ હો, હર હો વા જિન હો, તેને નમસ્કાર હો! વિરોધીઓ ને રાજા કુમારપાળ આદિ તો દિગ જ થઈ ગયા.

હેમચદ્રાચાર્ય આવા મહાન્ છતા તેમની ગુણગ્રાહિતા, સજ્જનતા ને નિર્માનિતા આશ્ચર્યકારક હતા. એક વખત તેઓ શત્રુજયની યાત્રાર્થે ગયા હતા. ત્યા ભગવાન્ ઋષભદેવજીની સન્મુખ આ નિરભિમાની મહાન્ આચાર્યે, એક ગૃહસ્થ કવિ–મહાકવિ ધનપાલકૃત ઋષભપચાશિકા અપૂર્વ ભાવથી ગાઈ, અને ભાણ મદભાગીને આટી દે એવી તિલકમજરી મહાકથાના સર્જક આ મહાકવિ ધનપાલ પડિતની આ કાવ્યકૃતિ તો પદે પદે કેવો અદ્ભુત ભક્તિરસ નિર્ઝરે છે, એમ બધાની સમક્ષ તેની ભારોભાર પ્રશસા કરી, પોતાનુ અનુપમ ગુણઆહિપણુ દાખવ્યુ, અને ગૃહસ્થની સુકૃતિ પ્રત્યે ગુણપ્રમોદ દાખવવાને બદલે મત્સરથી મુખ મચકોડનારાઓને ભવિષ્યમા ધડો લેવા યોગ્ય દાખલો પૂરો પાડયો

શ્રી હેમચદ્રાચાર્યે શાસનપ્રભાવનાર્થે અનેક ચમત્કારો કરી બતાવ્યા કહેવાય છે પણ તેમનો મોટામા મોટો ચમત્કાર (*Miracle*) તો તેમનુ અદ્ભુત સર્વાંગીણ (All–round) સાહિત્યસર્જન છે કોઈ કાવ્યમા, કોઈ નાટ્યમા, કોઈ શબ્દશાસ્ત્રમા, કોઈ ન્યાયમા, કોઈ અધ્યાત્મમા, કોઈ છદમા દક્ષ હોય, પણ સર્વપટુ (All-round) આ 'કલિકાલસર્વજ્ઞ'નુ પાટવ તો સર્વત્ર હતુ આવ વળુ કોઈ આ પ્રમાણ વિપુલ સાહિત્ય સર્જનારા આ સાહિત્ય જગતના કોઈ પુરુષે ) એવુ કોઈ ભાગ્યે જ ક્ષેત્ર

પોતાના પદન્યાસથી ક્ષુણ્ણ ન કર્યું હોય સાહિત્ય સુંદરીને સર્વ અંગે અલંકૃત કરનારા આ અસાધારણ કોટિના સાહિત્ય-સ્વામી (Literary Giant) મહાકવિની એકએકથી સરસ ચિરંજીવ કૃતિઓ, આ મહાજ્યોતિર્ધરની યશ પ્રભા અખિલ ભારતમાં પ્રસારી, પ્રાજ્ઞજનોને જ્ઞાનચંદ્રિકામાં નિમજ્જન કરાવતી અનુપમ આનંદ વિતરી રહી છે

(શાર્દૂલવિ૦) સ્પર્દ્ધા પાણિનિ વાણીનીય કરતી વાણી વહે હેમની,<br>
મોં પાંડિત્ય ગુમાનિતા ગળી ગઈ સૌ પંડિત મન્યની,<br>
બીડાયા વદનાબ્જ વાદી જનના શ્રી હેમચંદ્ર સ્ફુર્યે,<br>
સર્વે વાઙ્મય વક્ત્રપદ્મ વિકસ્યા વાગ્વ્યોમમાં તે ઉગ્યે

(સ્રગ્ધરા) પામી સદ્બોધ જેનો નૃપકુલતિલકે ભૂપ કુમારપાલે,<br>
આખા રાષ્ટ્રે અમારિપટહતણી કરી ઘોષણાઓ કૃપાળે,<br>
લાખો મુંગા જીવોને અભય દઈ લીધી મૂક આશિષ ભારી,<br>
શ્રીહેમાચાર્ય એવા કરુણનિધિ કરો નિત્ય રક્ષા અમારી!



## શિક્ષાપાઠ ૮૧ નિર્જરાક્રમ

દયામૂર્તિ મહત્ પુરુષો આ ક્રમે કર્મની નિર્જરા કરી ક્ષપક શ્રેણી આશ્રી, શાશ્વત મોક્ષને પામે છે

પ્રથમ તો યથાપ્રવૃત્તકરણ, અપૂર્વકરણ અને અનિવૃત્તિકરણ એ ત્રણ કરણપૂર્વક જ અનંતાનુબંધી ક્રોધ, માન, માયા, લોભને ખપાવે, પછી મિથ્યાત્વમોહની, મિશ્રમોહની ને સમ્યક્ત્વમોહની એ ત્રણને ખપાવે આમ દર્શનમોહની સાત પ્રકૃતિ ક્ષય થયે, ક્ષાયિક સમ્યગ્દૃષ્ટિ હોય આ

સાત પ્રકૃતિ અસંયત સમ્યગ્દૃષ્ટિથી માંડીને અપ્રમત્ત સંયત પર્યંત કોઈ પણ ખપાવે જેણે આયુષ્ય બાંધ્યું છે તે, શ્રેણિક રાજા જેમ, અત્રે જ અવસ્થિત રહે છે, પણ જેણે નથી બાંધ્યું તે ચારિત્રમોહના ક્ષપણાર્થે આગળ વધે છે, અને આઠમું અપૂર્વકરણ ગુણસ્થાનક પામી ત્યાં અપૂર્વ એવા સ્થિતિઘાત, રસઘાત, ગુણશ્રેણી, ગુણસંક્રમ અને સ્થિતિબંધ કરે છે

આ અપૂર્વકરણનો સંખ્યેય ભાગ ગયે, નિદ્રા-પ્રચલાનો બંધવ્યવચ્છેદ હોય છે પછી ચરમ સમયે પરભવિક એવી દેવગતિ આદિ નામકર્મની ત્રીશ પ્રકૃતિઓનો, તેમજ હાસ્ય, રતિ-ભય-જુગુપ્સાનો બંધવ્યવચ્છેદ હોય છે આમ અપૂર્વ આત્મસામર્થ્યથી જ્યાં આ પ્રકૃતિઓનો નવો બંધ ટળવારૂપ બંધવ્યવચ્છેદ થાય છે, એવા આ અપૂર્વકરણમાં ક્ષપકશ્રેણી પર આરોહે છે

પછી નવમા અનિવૃત્તિકરણ ગુણસ્થાનમાં,-સ્ત્યાનર્દ્ધિ ત્રિક, નરક-તિર્યંચગતિ, એ બેની આનુપૂર્વી, એકેન્દ્રિયાદિ ૪ જાતિ, આતપ, ઉદ્યોત, સ્થાવર, સૂક્ષ્મ, સાધારણ-એ સોળ પ્રકૃતિઓનો ક્ષય હોય છે પછી અપ્રત્યાખ્યાનાવરણ ૪, પ્રત્યાખ્યાનાવરણ ૪ એમ કષાય અષ્ટકને ખપાવે છે પછી નપુંસકવેદ, હાસ્યાદિ ષટ્ક, પુંવેદ, સ્ત્રીવેદ ખપાવે છે પછી ક્રમે કરીને સંજ્વલન ક્રોધ-માન-માયાને ખપાવે છે, અને લોભને ખંડ ખંડ કરી ખપાવે છે તેમાં બાદર ખંડોને ખપાવતો નવમા અનિવૃત્તિબાદર ગુણસ્થાને ને સૂક્ષ્મ ખંડોને ખપાવતો દશમા સૂક્ષ્મસંપરાય ગુણસ્થાને હોય છે તેના અંતે જ્ઞાનાવરણીય ૫, અંતરાય ૫, દર્શનાવરણીય ૪, યશ

કીર્તિ અને ઉચ્ચગોત્ર એ સોળ પ્રકૃતિઓનો બંધવ્યવચ્છેદ હોય છે

પછી બારમા ક્ષીણમોહ ગુણસ્થાને અંતર્મુહૂર્ત સ્થિતિ કરી તેના અંતે છેલ્લા બે સમયમાં નિદ્રા-પ્રચલા ખપાવે છે, અને અંત સમયે જ્ઞાનાવરણ ૫, અંતરાય ૫, દર્શનાવરણ ૪-એ ૧૪ પ્રકૃતિ ખપાવી, નિરાવરણ જ્ઞાન-દર્શન સમન્વિત કેવલી થાય છે, અને યાવત્ સયોગ હોય ત્યાંસુધી માત્ર એક સમય સ્થિતિનું સાતા વેદનીય જ બાંધે છે આમ તેરમા સયોગી કેવલી ગુણસ્થાનકે આયુષ્ય પ્રમાણે અંતર્મુહૂર્તથી માંડી દેશ ઊન પૂર્વકોટિ વર્ષ સુધી સ્થિતિ કરે છે

પછી તે સયોગી કેવલી આયુષ્ય અંતર્મુહૂર્ત અવશેષ રહ્યે, વેદનીય જો આયુષ્ય કરતાં અધિક હોય તો તે બન્નેના સમીકરણ અર્થે સમુદ્દ્ઘાત કરે છે અર્થાત્ આત્મપ્રદેશનો વિસ્તાર કરી-વિરાટ સ્વરૂપ ધારણ કરી, તે આત્મપ્રદેશ વડે આખો લોક દંડ-કપાટ-પ્રતર આકારે પૂરી દે છે, અને તે તે કર્મપ્રદેશોને સ્પર્શી, શીઘ્ર ભોગવી લઈ ખેરવી નાખે છે; અને પછી તે આત્મપ્રદેશોને ઉલટા ક્રમે ઉપસંહરે છે આ બધો સમુદ્દ્ઘાતનો વિધિ માત્ર આઠ સમયમાં પતાવી, સયોગી કેવલી ભગવાન્ યોગનિરોધ કરી ચૌદમું અયોગી કેવલી ગુણસ્થાન પામે છે ને ત્યાં નામકર્મ આદિની શેષ સર્વ પ્રકૃતિઓનો ક્ષય કરી, આ અયોગી કેવલી ભગવાન્ તત્ક્ષણ જ સર્વ કર્મથી રહિત એવા શુદ્ધ આત્મા બની સિદ્ધ ગતિને પામે છે

આમ ગુણસ્થાનની શ્રેણીએ ચઢતા જ્ઞાનીને સમયે

સમયે અનંતા સંયમ વર્ધમાન થયા કરે છે અને તેથી કરીને ઉત્તરોત્તર અસંખ્ય ગુણી નિર્જરા થયા કરે છે (૧) અધિક મત્વો જે થોડા સમયમાં પ્રથિમેદ કરી સમ્યગ્ દર્શન પામવાના છે, તે આગ્રા માર્ગજિજ્ઞાસુ મિથ્યાદૃષ્ટિ જીવો કરતાં અવિરતિ સમ્યગ્દૃષ્ટિ અસંખ્યગુણી નિર્જરા કરે છે (૨) તેના કરતા દેશવિરતિ સમ્યગ્દૃષ્ટિ, (૩) તેના કરતા સર્વવિરતિ સમ્યગ્દૃષ્ટિ, (૪) તેના કરતા અનંતાનુબંધીનો વિસંયોજક, (૫) તેના કરતા દર્શનમોહનો ક્ષપક, (૬) તેના કરતા ઉપશમશ્રેણી આરૂઢ ઉપશમક, (૭) તેના કરતા ઉપશાતમોહ, (૮) તેના કરતા ક્ષપકશ્રેણી આરૂઢ ક્ષપક, (૯) તેના કરતા ક્ષીણમોહ, અને (૧૦) તેના કરતા જિન ભગવાન્ અસંખ્યગણી નિર્જરા કરે છે અને તેનો કાળ તો તેથી વિપરીત છે અર્થાત્ જેટલા કાળે જેટલું કર્મ જિન ખપાવે, તેટલું કર્મ ક્ષીણમોહ તેનાથી સંખ્યેયગણા કાળે ખપાવે,—એમ પ્રતિલોમતાથી (ઉલટા ક્રમે) યાવત્ મિથ્યાદૃષ્ટિ પર્યંત સંખ્યેયગણો કાળ સમજવો

(દોહરા) સમકિત ગુણથી માંડીને, અસંખ્ય ગુણ નિર્જરા જ,
કર્મસમૂહ જર્જર બને, ગુણશ્રેણે ચઢતા જ



## શિક્ષાપાઠ ૮૨ આકાંક્ષા સ્થાનકે કેમ વર્તવું ?

નિર્જરા વડે કરીને પૂર્વોપાર્જિત કર્મનું દેવું પરમાણુએ પરમાણુ જેમ બને તેમ ત્વરાથી ચૂકવી દેવું એ જ એક જેની આકાંક્ષા છે, તે જ્ઞાની પુરુષ સ્વપ્ને પણ પૌદ્ગલિક પરભાવની

આકાંક્ષા કેમ કરે ? પોતાને ઘેરથી ભૂલથી આવી ગયેલું પારકું વસ્ત્ર તેના મૂળ ધણીને પાછું આપી દેવું જોઇએ, એ ન્યાયે જે પર વસ્તુ પાછી આપી દેવા ઇચ્છે છે, તે જ્ઞાની પુરુષ તે પરવસ્તુની પ્રાપ્તિ કેમ ઇચ્છે ? કારણકે તે ભાવિના મા ભાવે છે કે-હે જીવ ! આ પુદ્ગલ ભોગની કાંક્ષાથી જ તે અનત જન્મમરણ કર્યા છે "જન્મમરણ બહુલા કયા, પુદ્ગલ ભોગને કાજ રે " માટે 'હે જીવ ! ક્યા ઇચ્છત હવે ? હૈ ઇચ્છા દુ ખમૂલ, જબ ઇચ્છાકા નાશ તબ, મિટે અનાદિ ભૂલ ' એટલે સર્વ ઇચ્છા-આશાને મારી નાખી જ્ઞાની સ્વરૂપથી જીવે છે અને અનિચ્છતા છતા પૂર્વ પ્રારબ્ધના યોગથી ક્વચિત્ ભોગપ્રવૃત્તિરૂપ આશાસ્થાનક વર્ત્તવું પડે, તો પણ જ્ઞાની તો જાગ્રત ઉપયોગ રાખી જલમા કમલવત્ નિર્લેપ રહી, અનાસક્ત ભાવે તે ભોગકર્મ નિર્જરી નાખે છે જ્ઞાનીની આ ઉદાસીન ભોગપ્રવૃત્તિ પણ પૂર્વપશ્ચાત પશ્ચાત્તાપવાળી અને મદમા મદ પરિણામ સયુક્ત હોય છે જેને જ્ઞાનદશા વર્ત્તે છે, એવા અનાસક્ત જ્ઞાની પણ જ્યા માડ માડ બચી શકે છે, ત્યા અન્ય સામાન્ય મુમુક્ષુએ તો વિષયભોગથી વિષયવિરક્તિ થશે એવો ભ્રાત ખ્યાલ છોડી દઈ, જેમ બને તેમ વિષયોના આકાક્ષાસ્થાનકોનો દૂરથી જ ત્યાગ કરવા યોગ્ય હોય એમા પૂછવુ જ શુ ?

કારણકે ભોગથી તેની ઇચ્છાવિરતિ માનવી તે તો એક ખાધેથી ભાર ઉતારી બીજી ખાધે ભાર આરોપવા બરાબર છે અર્થાત્ વાસનાનો અનુબધ ચાલુ હોવાથી ઇચ્છાવિરતિ થવી શકય નથી આમ સમજી મુમુક્ષુ પુરુષે વિષયાકાક્ષા

કરથી પરિહરવી ઘટે છે, અને કદાચિત્ પ્રારબ્ધોદયથી તેના આકાંક્ષાસ્થાનકે વર્ત્તવુ પડે, તોપણ તેમા ઉદાસીનતા રાખી, 'અહબુદ્ધિ છોડી દઇ રોગરૂપ જાણી' પ્રવર્ત્તવુ ઘટે છે તેમજ— આ જે દુષ્ટ અનિષ્ટ ભોગપ્રવૃત્તિમા હુ પ્રવર્ત્તુ છુ, તે માત્ર મ્હારૂ શિથિલપણુ—મદવીર્યપણુ છે, એમ ક્ષણે ક્ષણે પુન પુન ખેદ પામતા રહી, મુમુક્ષુ પુરુષે મહત્ પુરુષોના ચરિત્રનું સ્મરણ કરી, તે આમાકાક્ષાસ્થાનકોથી પાછા હઠી, શૂરવીરપણે વિષયવાસનાનો જય કરવા યોગ્ય છે અને આ જય માટે જેમ બને તેમ ત્વરાથી પચ વિષયના સાધનોના પ્રસગની નિવૃત્તિ કરી પુન પુન વિચારથી કરી તેનુ તુચ્છપણુ ભાવવા યોગ્ય છે જેમકે—

હે ચેતન ! તને આ જડ ને ચલ જગતની એઠરૂપ પુદ્ગલનો ભોગ ઘટતો નથી આ પુદ્ગલો સર્વ જીવોએ અનતવાર ભોગવીને મૂકી દીધેલા છે તે તેઓના ઉચ્છિષ્ટ ભોજન જેવા, એઠ જેવા છે આવી પ્રગટ અશુચિરૂપ એઠ કોણ ખાય ? ને પોતાના પરમ શુચિ આત્મસ્વરૂપને કોણ ભ્રષ્ટ કરે ? વળી હે ચેતન ! આ પુદ્ગલભોગ અનિત્ય છે, ક્ષણનાશી છે જે પૌદ્ગલિક વિષયભોગ સરસ ને પ્રિય લાગતા હતા, તે ક્ષણવારમા વિરસ અને અપ્રિય થઈ પડે છે રાજસ પદાર્થી કે સ્વર્ગસ પદાર્થી પ્રાપ્ત થતા ભોગ પણ દુર્ગંધી કદન જેવા છે માટે નિત્ય સરસ એવા ચૈતન્યરસમય નિજાત્મ-સ્વરૂપનો આસ્વાદ છોડીને, તેવા અનિત્ય વિરસ પુદ્ગલ કદન્નને કોણ ચાખે ? વળી હે ચેતન ! પાચે ઇદ્રિયના વિષય ભોગ પરિણામે અત્યત દુ ખદાયી છે સ્પર્શનેદ્રિયને વશ

થવાથી મદોન્મત્ત હાથી પણ બંધન પામે છે. રસનેંદ્રિયને વશ થવાથી માછલું સપડાઈને તરફડી તરફડીને મરે છે. ઘ્રાણેંદ્રિયને વશ થવાથી ભમરો કમળમાં પૂરાઈ જઈ પ્રાણાંત દુઃખ પામે છે. ચક્ષુ ઇંદ્રિયને વશ થવાથી પતંગીઓ દીપકમાં ઝંપલાવી બળી મરે છે. શ્રોત્રેંદ્રિયને વશ થવાથી મૃગલા પારધિની જાલમાં ફસાઈ પડે છે. આમ એકેક ઇંદ્રિયવિષયના પરવશપણાથી પ્રાણી દારુણ વિપાક પામે છે તો પછી પાંચે ઇંદ્રિય જ્યાં મોકળી હોય, ત્યાં તો પૂછવું જ શું? વળી હે ચેતન! આ અનાદિ સંસારમાં તેં અનેક વાર દેવલોકાદિના અનંત સુખ ભોગવ્યા, છતાં તને તૃપ્તિ ઉપજી નથી અને હજુ ભૂખાળવાની જેમ જાણે કોઈ દિવસ દીઠા ન હોય એમ તું આ મનુષ્યલોકના તુચ્છ કામભોગની આકાંક્ષા કરે છે! તો તેથી તને શી રીતે તૃપ્તિ ઉપજશે? સાગરજલથી જે તૃષા નથી છીપી, તે ઝાકળ જલથી કેમ છીપશે? માટે આવા તૃષ્ણાતાપ ઉપજાવનારા દારુણ વિષયસુખથી સર્યું! આ પુદ્ગલભોગ સર્વથા અશુચિ, અનિત્ય, દુઃખમય અને તૃષ્ણાતાપ ઉપજાવનાર છે, અને તારૂં સ્વરૂપ તો હે ચેતન! પરમ શુચિ, નિત્ય, પરમ સુખમય ને આત્મતૃપ્તિજન્ય પરમ શાંતિ ઉપજાવનારૂં છે. માટે હવે તું પરપરિણતિરસરૂપ પુદ્ગલભોગની આકાંક્ષા છોડી દઈ, સ્વસ્વરૂપરસના ભોગનો આસ્વાદ લે!

(દોહરા) અશુચિ અશરણ અશાશ્વતો, પુદ્ગલભોગ કદર્થ,
શુચિ શરણ તું શાશ્વતો, ભોગવ સ્વરૂપ સદર્થ.

---

# शिक्षापाठ ८३ मुनिधर्म योग्यता

જ્યાં સર્વ પરભાવ-વિભાવની આકાંક્ષા વિરામ પામે છે, એવા સર્વવિરતિરૂપ મહાન્ મુનિધર્મના ગ્રહણ માટે કેટલી બધી યોગ્યતા હોવી જોઈએ? કારણકે મુનિધર્મ અથવા ભાગવતી દીક્ષા એ નામ જ ઉત્તમ ગૌરવ ભરેલું છે ભગવાન્ વીતરાગદેવે જે અંગીકાર કરી પરમ ધન્ય કર્યો હતો, તે ઉત્તમ મુનિભાવરૂપ સંસ્કારનું આત્મામાં સ્થાપિતપણું તેનું નામ ભાગવતી દીક્ષા. વીતરાગ જ્ઞાની પુરુષ જેવા પુરુષસિંહે આચરેલી દ્રવ્ય-ભાવ નિર્ગ્રંથ ચર્યા આદરવી, તે મહા ક્ષમાશ્રમણે આશ્રય કરેલા વિશુદ્ધ દર્શન-જ્ઞાનપ્રધાન આત્મનો આશ્રય કરી સામ્યને-સમભાવરૂપ શ્રમણપણાને ભજવું તેનું નામ ભાગવતી દીક્ષા. આવી ભગવંતના જેવી ઉત્તમ વીતરાગ દશા સાધવાની જ્યાં પ્રતિજ્ઞા લેવાની હોય, તે ભાગવતી દીક્ષા કેવી ઉત્તમ વસ્તુ છે? અને તેનું પાત્ર પણ કેવું ઉત્તમ હોવું જોઈએ? આ વીરમાર્ગે ગમન કરવાનું [illegible] જનોનું કામ નથી. આત્મપરાક્રમી એવા વીર પુરુષસિંહ [illegible] આને ગ્રહણ કરી દીપાવી શકે છે. એટલા [illegible] હરિભદ્રસૂરિએ ષોડશકમાં સમ્યગ્દર્શનયોગથી [illegible] મતે સત્ત્વવંતને જ તત્ત્વથી આ દીક્ષાનો [illegible] પણ ઇતરની દીક્ષાને તો વેષવિડંબક '[illegible]' કહી છે. શ્રેયનું દાન કરનારી અને [illegible] આ યથાર્થનામા 'દીક્ષા' યથોદિત [illegible] હોય છે, અથવા તેવા જ્ઞાની ગીતાર્થ [illegible] પણ તેમજ હોય છે.

કારણકે આવો મેરુ સમો મહાભાર જ્યાં ધારણ કરવાનો છે એવી ભાગવતી દીક્ષા ગ્રહણ કરવા માટે પણ કેટલી બધી યોગ્યતા જોઈએ? કેટલી બધી પૂર્વસેવા-પૂર્વ તૈયારી જોઈએ? કેટલો બધો દીર્ઘકાલીન આત્મભાવનામય અભ્યાસ જોઈએ? કેટલો બધો ઉત્કૃષ્ટ વૈરાગ્ય જોઈએ? કેવો સંવેગરંગ જોઈએ? કેવો આત્મોલ્લાસમય પરમ ઉત્સાહ જોઈએ? કેવી ધીરતા જોઈએ? કેવી વીરતા જોઈએ? કેવી સ્થિરતા જોઈએ? તેની પાત્રતા માટેના આ ઉત્તમ લક્ષણો ધર્મબિન્દુમાં સ્પષ્ટપણે દર્શાવ્યા છે (૧) જે આર્ય દેશમાં ઉત્પન્ન હોય, (૨) વિશિષ્ટ જાતિ-કુલસંપન્ન હોય (૩) જેના કર્મમલ ક્ષીણપ્રાય હોય, (૪) એથી કરીને જ જે વિમલબુદ્ધિ હોય, (૫) મનુષ્યપણું દુર્લભ છે, જન્મ મરણનું કારણ છે, સંપદાઓ ચપલ છે, વિષયો દુઃખના હેતુ છે, સંયોગમાં વિયોગ છે, પ્રતિક્ષણે મરણ છે, કર્મનો વિપાક દારુણ છે, એમ જેણે સંસારનું નિર્ગુણપણું-નિઃસારપણું જાણ્યું હોય, (૬) તેથી કરીને જ તે સંસારથી જે વિરક્ત હોય, (૭) જેના કષાય અત્યંત કૃશ, પાતળા, દુબળા પડી ગયા હોય અર્થાત્ જે મંદકષાયી હોય, (૮) અલ્પ હાસ્ય-રતિ-અરતિ હોય, (૯) કૃતજ્ઞ હોય, (૧૦) વિનીત હોય, (૧૧) પૂર્વે પણ રાજા-અમાત્ય આદિને બહુમત હોય, (૧૨) અદ્રોહકારી હોય, અર્થાત્ દેવ, ગુરુ, ધર્મ, રાજ, દેશ, સમાજ વગેરેનો જે દ્રોહ કરનાર ન હોય, (૧૩) કલ્યાણ અંગવાળો ભદ્રમૂર્તિ હોય, (૧૪) શ્રાદ્ધ-સમ્યક્ શ્રદ્ધાવંત હોય, (૧૫) સ્થિર હોય, (૧૬) સમુપપન્ન હોય, અર્થાત્ સમ્યક્ પ્રકારે સદ્ગુરુચરણે આવેલો-આત્મસમર્પણ કરનારો

હોય આ મેળે ગુણ જેનામા હોય તે ઉત્તમ પાત્ર છે, પાદ ન્યૂન ગુણ હોય તે મધ્યમ પાત્ર છે, અને અર્ધન્યૂન ગુણ હોય તે જઘન્ય પાત્ર છે તેમા એટલી વિશિષ્ટતા છે કે અલ્પ પણ અસાધારણ ગુણો હોય તો તે કલ્યાણ ઉ કર્ષના સાધક હોય છે

દીક્ષા દેનાર ગુરુએ પણ પોતાની જોખમદારી બરાબર સમજી આ ગુણોની સમ્યક્ પરીક્ષાપૂર્વક, લેનાર પાત્રની મુનિ ધર્મ યોગ્યતા ચકાસવા યોગ્ય છે મહીનાના મહીના સુધી સાથે ફેરવી, 'તુ દીક્ષા લે ! દીક્ષા લે !' એવી પ્રેરણા કરવાની, કે અનેક પ્રકારના કાવાદાવા કરી ભગાડવાની વાત તો ક્યાય દૂર રહી, પણ સ્વય દીક્ષા લેવા ઉપસ્થિત થયેલાને પ્રથમ તો ઉલટો સામો પ્રશ્ન કરવા યોગ્ય છે–હે વત્સ ! તું દીક્ષા શું નિમિત્તે લેવા ઇચ્છે છે ? ઉત્તરમા સહજ ભવવૈરાગ્ય શિવાય બીજુ કઈ પણ કારણ ન હોય, તો તે પ્રશ્નશુદ્ધ છે એમ જાણી, તેને મુનિધર્મના આચારની કઠિનતાનો ને દુષ્કરતાનો પૂરેપૂરો ખ્યાલ આપવા યોગ્ય છે,–કે આ દીક્ષા તે તો લોઢાના ચણા ચાવવાના છે ને વેળુના કોળીઆ ભરવાના છે, જિનોની આજ્ઞા સમ્યક્ આરાધવામા આવતા જેમ મહા સુખદાયી મોક્ષફલ છે, તેમ સયમભગથી વિરાધવામા આવતા મહાદુ ખદાયી સસારફલ છે, કારણકે કર્મ વ્યાધિના ક્ષયનિમિત્ત એવી સયમરૂપ ભાવક્રિયા અગીકાર કરી, પછી અસયમરૂપ અપથ્ય સેવે, તો આજ્ઞાભગાદિ કારણે અધિક તીવ્ર કર્મ ઉપાર્જે ઇત્યાદિ પ્રકારે સમ્યક્ આચાર કથન કરી, બાહ્ય દેખાવોથી છેતરાયા વિના તેની

નિપુણપણે પરીક્ષા કરવા યોગ્ય છે, અર્થાત્ તેના સમ્યક્ત્વ, જ્ઞાન, ચારિત્રપરિણામ આદિ કેવા છે, તેની યાવત્ છ માસ પર્યંત વિચક્ષણપણે ચકાસણી કરવા યોગ્ય છે આ સમસ્ત નિર્દેશ વિધિની અગ્નિપરીક્ષામાથી સમુત્તીર્ણ થાય તો જ તેની મુનિધર્મયોગ્યતા જાણી, તેના ગુરુજનાદિની અનુજ્ઞાપૂર્વક સવિધિ દીક્ષા આપવા યોગ્ય છે

આમ સ્વય દીક્ષા લેવા ઉપસ્થિત થયેલો પુરુષ ગુરુને આત્મનિવેદન-આત્મસમર્પણ કરે, અને ગુરુ પણ શિષ્યમા સમ્યક્ત્વાદિ ગુણારોપણ કરવાની એકાત અનુગ્રહબુદ્ધિથીજ તેનો અભ્યુપગમ-સ્વીકાર કરે,-નહિ કે ચેલાચેલીની મૂડી પોતાનો શિષ્યપરિવાર વધારવાની અધમ ક્ષુદ્ર બુદ્ધિથી મુનિધર્મ-યોગ્યતા અગે આ બધુ એટલા માટે વિચારવા યોગ્ય છે કે દ્રવ્યસાધુત્વ ભાવસાધુત્વ સયુક્ત હોય અથવા ભાવ સાધુત્વનુ કારણ થઈ પડે તો જ તેનુ સફળપણુ છે, નહિ તો વેષવિડબના માત્ર જ થાય અને નામ મોટુ ને દર્શન ખોટુ થઈ પડે !

(દોહરા) દીક્ષા ભાગવતી જ જે, કરી ભગવતે ધન્ય,
તે ભાગવતી દીક્ષની, યોગ્યતા પણ અનન્ય
મહાન્ આ મુનિધર્મને, યોગ્ય મહાગુણપાત્ર,
યોગ્યતા વિણુ લીંધે દીંધે, વેષવિડબન માત્ર

---

## શિક્ષાપાઠ ૮૪ પ્રત્યક્ષ અને પરોક્ષ

પ્રત્યક્ષ કે પરોક્ષ જ્યાલગી આત્મસ્વરૂપ જાણ્યુ નથી, ત્યાલગી જ જીવ મોહ પામી પરવસ્તુની

આકાક્ષાથી વિરતિરૂપ વિરામ પામતો નથી, પણ સ્વપર-પ્રકાશક જ્ઞાન થયે તેનો આ મોહ નિવર્ત્તે છે આ જ્ઞાન એ જ પ્રમાણ છે, અને પ્રમેયનો વિનિશ્ચય પ્રત્યક્ષ-પરોક્ષ એમ બે પ્રકારે થાય છે, એટલે પ્રમાણ પણ પ્રત્યક્ષ અને પરોક્ષ બે પ્રકારનુ છે અપરોક્ષપણે અર્થનુ ગ્રાહક એવુ જે પ્રમાણ તે પ્રત્યક્ષ પ્રમાણ, અને તેથી ઇતર એટલે કે પરોક્ષપણે અર્થનું ગ્રાહક તે ગ્રહણ અપેક્ષાએ પરોક્ષ પ્રમાણ આ પ્રમાણ છે તે અભ્રાત છે કારણકે પ્રમાણ ભ્રાત છે એમ કહેવુ તે વદતોવ્યાઘાત છે એટલે કલ્પનાથી પર એવુ પ્રત્યક્ષ પ્રમાણ તો સાક્ષાત્ પરમાર્થસત્ અનુભવરૂપ હોવાથી અભ્રાત છે જ, પરતુ સાધ્ય અવિનાભાવી લિંગથી સાધ્યનો નિશ્ચય કરાવનારૂ એવુ પરોક્ષ અનુમાન પ્રમાણ તેમજ આપ્તપ્રણીત આગમરૂપ શાબ્દ પ્રમાણ પણ અભ્રાત છે આ પ્રત્યક્ષ-પરોક્ષ બન્ને પ્રમાણ સ્વનિશ્ચયની જેમ બીજાઓને પણ તેવો નિશ્ચય ઉપજાવનાર છે, એટલે પરાર્થ પ્રમાણરૂપ પણ છે

ઇંદ્રિયોથી દેખાય તે પ્રત્યક્ષ એમ લોકદૃષ્ટિમા મનાય છે, પણ શાસ્ત્રકારની દૃષ્ટિએ તો જે ઇંદ્રિયપ્રત્યક્ષ છે તે પ્રત્યક્ષ નહિ પણ પરોક્ષ છે કારણકે આત્માથી અનિરિક્ત-પર એવા મન-ઇંદ્રિયના પરાવલબનની જ્યા અપેક્ષા છે તે પરોક્ષ છે, અને જ્યા તેવી અપેક્ષા નથી એવુ જે આત્મ સાક્ષાત્ છે તે પ્રત્યક્ષ છે એટલા માટે જ મતિ, શ્રુત, અવધિ, મન પર્યવ ને કેવલ એમ જે પાચ પ્રમાણ્નુ જ્ઞાન કહ્યુ છે, તેમા મતિ અને શ્રુત એ બે જ્ઞાન પર એવા મન-ઇંદ્રિયના નિમિત્તથી ઉપજતા હોવાથી પરોક્ષ છે, અને અવધિ

મન પર્યવ ને કેવલ એ ત્રણ જ્ઞાન પરસહાયની અપેક્ષા વિના આત્માને સાક્ષાત્ થતા હોવાથી પ્રત્યક્ષ છે તેમા પણ અવધિ અને મન પર્યવ સર્વથા સપૂર્ણ પ્રત્યક્ષ નહિ હોવાથી દેશ પ્રત્યક્ષ છે, અને કેવલજ્ઞાન સર્વથા સપૂર્ણ આત્મસાક્ષાત્કારરૂપ હોવાથી સર્વપ્રત્યક્ષ છે આ પરોક્ષ-પ્રત્યક્ષ જ્ઞાનનુ સ્વરૂપ આ પ્રકારે –

**પરોક્ષ જ્ઞાન**—(૧) પાચ ઈંદ્રિય અને મનથી ઉપજતા મતિજ્ઞાનના મૂળ ચાર ભેદ છે અવગ્રહ, ઈહા, અપાય ને ધારણા અવગ્રહ એટલે વિષયનુ કિચિત્ ગ્રહણ, ઈહા એટલે તેની વિચારણા, અપાય એટલે નિશ્ચય અને ધારણા એટલે તે નિશ્ચયનુ સ્મૃતિસસ્કારરૂપે અવધારણ અવગ્રહના બે ભેદ છે-વ્યજનાવગ્રહ અને અર્થાવગ્રહ પદાર્થ અને ઇદ્રિયના સન્નિકર્ષથી-નિકટ સપર્કથી થતુ જે અવ્યક્ત ગ્રહણ તે વ્યજનાવગ્રહ પદાર્થનો તેવો સપર્ક સાધ્યા વિના સ્વ સ્થાને સ્થિત રહીને જ સ્વવિષય ગ્રહતા એવા ચક્ષુ અને મન અપ્રાપ્યકારી હોવાથી, તે વડે વ્યજનવગ્રહ હોઇ શકે નહિ એટલે શેષ ચાર ઈંદ્રિયથી જ થતા વ્યજનાવગ્રહના ચાર પ્રકાર, અને વ્યક્ત ગ્રહણરૂપ અર્થાવગ્રહ, ઈહા, અપાય અને ધારણા એ પ્રત્યેક્ના, પાચ ઇંદ્રિય અને છઠ્ઠા મનથી થતા છ છ પ્રકાર,–એમ ગણતા મતિનાનના ઉત્તર ભેદ અઠ્ઠાવીસ થાય છે (૨) **શ્રુતજ્ઞાન** છે તે મતિપૂર્વક હોય છે અને તે શ્રુતશ્રવણથી-પરોપદેશથી ઉપજે છે અગપ્રવિષ્ટ-અગબાહ્ય આદિ એના ઘણા ભેદ છે મતિજ્ઞાન વર્ત્તમાનકાળ વિષયક ને શ્રુતજ્ઞાન ત્રિકાળવિષયક છે મતિ-શ્રુતનો વિષય સર્વ

દ્રવ્યોના અસર્વ પર્યાયોમા છે મતિજ્ઞાનથી શ્રુતજ્ઞાન ને શ્રુતજ્ઞાનથી મતિજ્ઞાન બળવાન્ બને છે ચૌદ પૂર્વ આદિ એક ને એક શ્રુત જાણનારાઓમા પણ અસખ્ય ભેદ પડે છે તેનુ રહસ્ય કારણ મતિજ્ઞાનની તરતમતારૂપ ક્ષયોપશમ ભેદ છે,

પ્રત્યક્ષ જ્ઞાન-(૧) અવધિજ્ઞાન બે પ્રકારે ભવપ્રત્યયી, તે નારક-દેવોને હોય, ક્ષયોપશમનિમિત્તક, તે મનુષ્ય-તિર્યંચને હોય અમુક અવધિ-મર્યાદા સુધી જાણે એવા આ અવધિજ્ઞાનના છ ભેદ છે-અનાનુગામિક-આનુગામિક, હીયમાન-વર્ધમાન, અનવસ્થિત-અવસ્થિત (૨) મન પર્યવજ્ઞાનના બે ભેદ છે-ઋજુમતિ અને વિપુલમતિ ઋજુમતિ કરતા વિપુલમતિ વિશુદ્ધતર હોય છે, ઋજુમતિ પ્રતિપાતિ પણ હોય, આવીને ચાલ્યુ પણ જાય, અને વિપુલમતિ અપ્રતિપાતિ જ હોય મનોગત ભાવ જાણનારા મન પર્યવનુ ક્ષેત્ર અવધિ કરતા ઓછુ છતા વિશુદ્ધિ અધિક હોય છે અવધિજ્ઞાન સયત વા અસયતને સર્વ ગતિમા હોય, મનપર્યવ તો સયત એવા મનુષ્યને જ હોય, અન્યને નહિ અવધિજ્ઞાનનો વિષય રૂપી દ્રવ્યમા અસર્વ પર્યાયોમા હોય, મનપર્યાયનો વિષય તેના અનતમા ભાગમા હોય. અને (૩) નિર્વિકલ્પ, નિરાવરણ એવા કેવલજ્ઞાનનો વિષય સર્વ દ્રવ્યોમા ને સર્વ પર્યાયોમા હોય અર્થાત્ નિર્વિકલ્પ, નિરાવરણ, કેવલ શુદ્ધ એવુ કેવલજ્ઞાન સર્વભાવગ્રાહક, લોકાલોક પ્રકાશક છે 'આત્મા જ્યારે અત્યત શુદ્ધ જ્ઞાન સ્થિતિ ભજે, તેનું નામ કેવલજ્ઞાન મુખ્યપણે છે આત્માને વિશેષી સર્વ પ્રકારનો અન્ય અધ્યાસ ટળી સ્ફટિક પેઠે આત્મા અત્યત શુદ્ધતા ભજે તે કેવલજ્ઞાન છે'

આમાં 'મતિ આદિ ચાર જ્ઞાન સંપૂર્ણ શુદ્ધ જ્ઞાનની અપેક્ષાએ વિકલ્પ જ્ઞાન કહી શકાય, પણ સંપૂર્ણ શુદ્ધ જ્ઞાન એટલે સંપૂર્ણ નિર્વિકલ્પ જ્ઞાન ઉત્પન્ન થવાના એ જ્ઞાન સાધન છે તેમાં પણ શ્રુતજ્ઞાન મુખ્યપણે છે ' આ મતિજ્ઞાન આદિ પાંચે જ્ઞાનમાં આત્મજ્ઞાન સર્વત્ર વ્યાપક છે કારણકે જ્યાં આત્મજ્ઞાન( સમ્યગ્દર્શન ) નથી તે જ્ઞાન અજ્ઞાનરૂપ છે, આત્મજ્ઞાન રહિત એવા મતિ-શ્રુત-અવધિને મતિઅજ્ઞાન, શ્રુતઅજ્ઞાન ને વિભંગજ્ઞાન કહ્યા છે તેનું રહસ્ય એ જ છે માટે જ્યાં આત્મજ્ઞાન છે તે જ જ્ઞાન છે જેમ જેમ મોહનાશ થઈ આત્માની ચારિત્રશુદ્ધિ થતી જાય છે, તેમ તેમ આત્માનો બોધપ્રકાશ વધતો જઈ આ જ્ઞાનવિકાસ થતો જાય છે યાવત્ મોહનો સર્વનાશ થતા રાગદ્વેષ ક્ષય થયે, જેવું આત્માનું શુદ્ધ સ્વરૂપ ખ્યાત અથવા આખ્યાત છે, તેવું શુદ્ધ આત્મસ્વભાવ રમણતારૂપ 'યથાખ્યાત' વીતરાગ ચારિત્ર પ્રગટતા કેવળજ્ઞાન ઉપજે છે અર્થાત્ જ્યાં કેવલ, શુદ્ધ, અદ્વૈત આત્માનો અખંડ અનુભવ વર્તે છે એવી કૈવલ્ય જ્ઞાનદશા પ્રગટે છે 'કેવલ નિજ સ્વભાવનું અખંડ વર્તે જ્ઞાન કહિયે કેવલજ્ઞાન તે, દેહ છતા નિર્વાણ'

આ કેવલ જ્ઞાન એ જ આત્માનુ સ્વરૂપ છે, અર્થાત્ આત્મા કેવલ જ્ઞાનમય છે "ચંદ્ર છૂપે નહિ બાદલ છાયો," તેમ આ કેવલજ્ઞાનસ્વરૂપ આત્મચંદ્ર ગમે તેટલા ગાઢ કર્મપટલના આવરણથી આવૃત હોય, તોપણ તેની કાંઈ ને કાંઈ ઝાંખી થયા વિના રહેતી નથી તેની કંઈ ને કંઈ જ્ઞાન-જ્યોત્સ્ના ડોકીઉં કરી ચેતનસ્વરૂપનો ખ્યાલ આપ્યા વિના રહેતી નથી એટલા માટે જ અક્ષરના અનંતમા ભાગ જેટલો કેવલ

જ્ઞાનનો ભાગ નિત્ય ઉઘાડો જ રહે છે એમ શ્રી **નંદીસૂત્ર**માં કહ્યું છે નહિ તો તે પણ જો અવરાઈ જાય તો જીવ અજીવપણાને પામી જાય એટલે છદ્મસ્થને કેવલજ્ઞાનાવરણને લીધે જોકે જ્ઞાનનો પૂર્ણ પ્રકાશ પ્રાપ્ત થતો નથી, તોપણ અંશપ્રકાશરૂપ મંદ પ્રકાશ તો સદાય અવશ્ય દૃશ્યમાન હોય જ છે અને તે મંદ પ્રકાશનું કારણ પણ પ્રસ્તુત કેવલજ્ઞાનાવરણ જ છે આમ કેવલજ્ઞાનાવરણરૂપ એક જ કારણને લીધે પૂર્ણપ્રકાશરૂપ કેવલજ્ઞાન ઉપજતું નથી, અને મંદ પ્રકાશરૂપ છાદ્મસ્થિક જ્ઞાન ઉપજે છે

આ મંદ પ્રકાશમાં પણ જે તરતમતા દેખાય છે, ચિત્રવિચિત્ર ભેદ દેખાય છે, તેનું કારણ મતિજ્ઞાનાવરણાદિ ઈતર કર્મ છે વસ્ત્રના વિવરમાંથી કે ભીંતના વિવરમાંથી (છિદ્રમાંથી) દેખાતા અભ્રાચ્છાદિત સૂર્યના મંદ પ્રકાશમાં પણ તરતમતા હોય છે, તેમ અંતરાલમાં રહેલા મતિ આદિ ઈતર જ્ઞાનાવરણ કર્મને લીધે કેવલજ્ઞાનાવરણાચ્છાદિત આત્માના જ્ઞાનરૂપ મંદ પ્રકાશમાં પણ તરતમતા હોય છે, અને તેથી કરીને મતિ-અવધિઆદિ તે તે જ્ઞાનાવરણ કર્મોના ક્ષયોપશમના અનંત ભેદથી મતિ-અવધિઆદિ પરોક્ષ-પ્રત્યક્ષ જ્ઞાનના અનંત ભેદ જન્મે છે ગમે તેમ હો, પણ આત્મચંદ્રની ચંદ્રિકાનો કંઈ ને કંઈ પ્રકાશ અવશ્ય અનાવૃત હોય છે, અણુટાકયો જ રહે છે એટલા માટે જ જ્ઞાન એ ચંદ્ર-સૂર્ય કે દીપકની પેઠે આત્માનો સ્વપરઅવભાસક અસાધારણ વિશિષ્ટ ગુણ છે, અને તેના આવરણ દૂર થવા પ્રમાણે તે મતિ-શ્રુતજ્ઞાનરૂપ પરોક્ષ પ્રકારે ને અવધિ-

મનપર્યવ-કેવલરૂપ પ્રત્યક્ષ પ્રકારે વ્યક્ત થઈ, મોહરૂપ અજ્ઞાન અધકારને નિવૃત્ત કરે છે

(દોહરા) મન ઇંદ્રિય સાપેક્ષ તે, પરોક્ષ મતિ શ્રુતજ્ઞાન,
આત્મપ્રત્યક્ષ અવધિ મન-પર્યવ કેવલ જ્ઞાન
જ્યમ જ્યમ જ્ઞાન પ્રકાશથી, મોહતિમિરનો નાશ,
ત્યમ ત્યમ ઉન્મત્તતા ત્યજી, પ્રગટે આત્મવિકાસ



## शिक्षापाठ ८५ उन्मत्तता

જ્યાલગી જ્ઞાનપ્રકાશ સાપડ્યો નથી, ત્યાલગી જીવ મોહઅધકારમા ગોથા ખાય છે ને ઉન્મત્તની જેમ વર્તે છે શ્રી ભર્તૃહરિનુ વચન છે કે "पीत्वा मोहमयीमिमा च मदिरामु‍न्मत्तीभूत जगत्।" આ મોહમયી મદિરા પીને આ જગત્ ઉન્મત્ત (ગાડુ-પાગલ) થઈ ગયુ છે કારણકે સ્વરૂપથી પ્રમત્ત થયેલુ જગત્ મોહમદિરાથી મત્ત બની, પરભાવમા અહભાવરૂપ મદ ધરે છે ને તેનો ફાંકો રાખી છાકીને ફરે છે! મદ્યપાનથી મદ ચઢેલા મનુષ્યની જેમ પોતાનુ આત્મ ભાન ભૂલી ઉન્મત્ત પ્રલાપ કરે છે અને અસમજસ આચરણ કરી સ્વરૂપથી ચૂકે છે જ્ઞાન અતરૂપરિણામી થયુ નથી, અતરનો મોહ છૂટ્યો નથી, 'સકલ જગત્ તે એઠવત અથવા સ્વપ્ન સમાન' જાણ્યુ નથી, અને એવી અમોહરૂપ જ્ઞાનદશા ઉપજી નથી, એવા શુષ્કજ્ઞાની જનો ભલે ઉન્મત્તની જેમ મુખેથી 'વાચા જ્ઞાન' દાખવે કે હુ જ્ઞાની છુ

ખપેલા જ નહિં તો મુક્ત કેસે હોવે ? તોપણ તે તો તેઓનો જ્ઞાનના અજીર્ણરૂપ-અપરિણમનરૂપ ઉન્મત્ત પ્રલાપ જ છે

આત્મસ્વરૂપના અજ્ઞાનથી જ જીવ પરભાવમા મુઝાઈ મોહ પામે છે, અને પરવસ્તુમા આત્મબુદ્ધિરૂપ આ મોહને લીધે જ આ જીવ રાગદ્વેષ કરે છે આ મોહ-રાગ-દ્વેષ એ ત્રિદોષ જ જીવનો મોટામા મોટો ઉન્મત્તપણાનો રોગ છે ત્રિદોષ સન્નિપાતનો રોગી જેમ પોતાનુ ભાન ભૂલી જાય છે, બેભાનપણે ફાવે તેમ બકે છે, પોતાનુ તે પારકુ ને પારકુ તે પોતાનુ એવુ યદ્વાતદ્વા અસમજસ બોલે છે, હુ કામા જાણે બદલાઈ ગયો હોય એમ પોતાના મૂળ અસલ સ્વભાવથી વિપરીતપણે-વિભાવપણે વર્ત્તે છે, અને પોતાના સત્સ્વરૂપથી નિપાતને પામી સન્નિપાતી નામને યથાર્થ કરે છે, તેમ રાગ-દ્વેષ-મોહરૂપ ત્રિદોષ સન્નિપાતનુ ઉન્મત્તપણુ જે જીવને લાગુ પડ્યુ છે, તે જીવ પોતાના આત્મસ્વરૂપનુ ભાન ભૂલી જાય છે, પારકુ તે પોતાનુ ને પોતાનુ તે પારકુ એવુ બેભાનપણે ફાવે તેમ પ્રલપે છે-લવે છે, પોતાના મૂળ અસલ સહજ સ્વભાવથી વિપરીતપણે-વિભાવપણે વર્ત્તે છે આમ ત્રિદોષ સન્નિપાતની ઉન્મત્તતાથી જીવને નિજ સ્વરૂપથી નિપાત-અધઃપાતરૂપ પ્રમત્તતા થાય છે એટલે પછી ઝાડના ઠુઠામા પુરુષની ભ્રાંતિ જેને ઉપજી છે એવા ઉન્મત્ત પુરુષની જેમ, દેહાદિમા જેને આત્મભ્રાંતિ ઉપજી છે એવો આ મોહમૂઢ જીવ ઉન્મત્ત ચેષ્ટિત કરે છે, અર્થાત્ પરભાવમા રાચી, પર વસ્તુની તુચ્છ પ્રાપ્તિથી ઉન્મત્ત બની આ પામર જીવ કોડીડાની [illegible] અને જાતિ, કુલ, રૂપ, બલ, [illegible]

ઐશ્વર્ય, બુદ્ધિ, શ્રુત, એ આઠ પ્રકારના મદથી છકી જઈ, પોતાની પામરતાનું પ્રદર્શન કરે છે

કારણકે ઉપમિતિભવપ્રપંચ કથામાં ભાવિતાત્મા મહાત્મા સિદ્ધર્ષિએ અપૂર્વ લાક્ષણિક શૈલીથી વર્ણવ્યું છે તેમ મોટા મનો યોને સેવનારા એવા મહા કુલવાન્, મહા બળવાન્, મહા સમૃદ્ધિમાન્ ચક્રવર્તી આદિ પણ સત્પુરુષોને મન, "જડ ચલ જગની એઠ" ચાટનારા ક્ષુદ્ર "નિષ્પુણ્યક રંક" જેવા પામર ભાસે છે, તો પછી બીજાઓનું તો પૂછવું જ શું! ઉચ્ચ જાતિ-કુલઆદિ સંપન્ન જનો જ મદને સેવે છે એવું નથી, પણ હીનજાતિ આદિવાળા પણ મદોન્મત્તપણાથી મુક્ત નથી, બ્રાહ્મણ, ભરવાડઆદિ કોઈ પણ જાતિવાળો પણ પોતપોતાની જાતિનું અભિમાન ધરી, અમારૂં કુલ આવું ને અમારા બાપદાદા આવા, એવો ફાંકો રાખીને ફરે છે, ને પોતાના તુચ્છ પરિવારને પણ ઇંદ્રના પરિવાર જેવો લેખે છે! કવચિત્ કોઈ પોતે વિરૂપ છતાં પોતાને મકરધ્વજ જેવો સ્વરૂપવાન માને છે! કવચિત્ બિલાડીથી ડરનારો પણ હું વાઘને હરાવી દઉં એવો બળવાન્ છું એવી શેખી કરતો દેખાય છે! કવચિત બે-ચાર હજાર રૂપિયા જેવા ધનલાભને ધનદનો વૈભવ માની મનમાં મલકાય છે! કવચિત્ બે-ત્રણ ક્ષુદ્ર ગામના ઠાકરડાપણાને ચક્રવર્ત્તિપણું માને છે! કવચિત માતૃકાક્ષર જેટલું પણ નહિ ભણ્યો છતાં પોતાના બુદ્ધિબળની બડાઈ હાંકે છે! કવચિત્ ઈધર ઉધરથી બુધજન પાસેથી થોડું ઘણું શીખી લઈ, હું કેટલું બધું જાણું છું એવા મિથ્યાભિમાનથી ફૂલાઈને હાથીની જેમ મદોન્મત્ત બની

ફરે છે! આમ આ જગતમા જ્યા જુઓ ત્યા અષ્ટ મદથી ઉન્મત બનેલા જનોની પામરતાનુ જાહેર પ્રદર્શન (Vanity fair) ભરાયુ છે!

આ આઠે મદસ્થાનોમા નિશ્ચયે કરીને કોઈ પણ ગુણ છે નહિ, કેવલ ઉન્માદ અને સંસારવૃદ્ધિ છે પ્રશમરતિમા કહ્યુ છે તેમ જાતિ આદિ મદથી ઉન્મત્ત થએલો જીવ આ લોકમા "પિશાચની જેમ" દુઃખી થાય છે, અને પરલોકમા નીચ ગોત્રકર્મને લીધે નિ સંશયપણે જાતિઆદિની હીનતા પામે છે માટે આ સર્વ મદસ્થાનોના મૂળનાશ કરી મુમુક્ષુએ સર્વ પ્રકારનુ ઉન્મત્તપણુ ત્યજી, આત્મસ્વરૂપનુ અપ્રમત્તપણુ જ ભજવા યોગ્ય છે

(દોહરા) મોહમદિરા પાનથી, વધુ જગત ઉન્મત્ત,
પામરતા પ્રદર્શન ભરે, જુઓ! અષ્ટ મદમત્ત
પરભાવે અહભાવની, બુદ્ધિથી મદ મધ,
ઉન્મત્તવત્ ચેષ્ટા કરે જ્ઞાનચક્ષુ હીણુ અધ

---

## शिक्षापाठ ८६ एक अन्तर्मुहूर्त्त

ઉન્મત્તપણાનું મૂળ કારણ આત્મભ્રાતિરૂપ મિથ્યાદર્શન છે, તે સમ્યગ્દર્શનથી ટાળી જીવ જો અપ્રમત્ત યોગ સ્ફુરાવે, તો અતર્મુહૂર્ત્તમા કેવલજ્ઞાન પામે ઝાડના ઠુંઠામા પુરુષની ભ્રાતિ ટળતા જેમ મનુષ્યની ચેષ્ટા સમ્યક્ હોય છે, તેમ દેહાદિમા આત્મભ્રાતિ નિવૃત્ત થતા સમ્યગ્દર્શનથી આત્માની ચેષ્ટા પણ સમ્યક્ હોય છે, અને તેથી અનુક્રમે

સ્વરૂપસ્થિતિરૂપ અપ્રમત્તપણું પામે, એટલે અંતર્મુહૂર્તમાં કેવળજ્ઞાન પામવું માત્ર સુલભ છે કારણકે અપ્રમત્ત ગુણસ્થાનકથી કેવળજ્ઞાન પર્યંતનો ઉત્કૃષ્ટ કાળ પણ અંતર્મુહૂર્તનો છે અંતર્મુહૂર્ત એટલે નવ સમયથી માંડી બે ઘડીમાં એક સમય ન્યૂન જેટલો કાળ જ્ઞાનીની આજ્ઞા પ્રમાણે 'જીવ જો **પુરુષાર્થ કરે તો શું ન થાય ?'** અનંત કાળના કર્મગંજને પણ એક અંતર્મુહૂર્તમાં શુક્લ-શુદ્ધ આત્મધ્યાનના પ્રચંડ અગ્નિવડે બાળી નાખે એવું આ પુરુષાર્થનું બળ છે

આ કર્મના ક્ષયમાં 'અપૂર્વ કરણ' મોગમાં મોટો ભાગ ભજવે છે, એ હકીકત જ આત્માના પુરુષાર્થનું અપૂર્વ બળવાનપણું સૂચવે છે આ અપૂર્વકરણ બે છે પહેલું અપૂર્વકરણ, જેનું ફળ ગ્રંથિભેદ છે, અને બીજું અપૂર્વકરણ, જેનું ફળ સામર્થ્યયોગ-ક્ષપકશ્રેણી છે અપૂર્વકરણ એટલે અનાદિકાળના ભવભ્રમણમાં કદી પણ પૂર્વે પ્રાપ્ત થયો નથી, એવો શુભ પ્રશસ્ત આત્મપરિણામ જીવ જો અંતરાત્મ પરિણામી થઈ, અપૂર્વ આત્મભાવનો ઉલ્લાસ પામી, પુરુષાર્થ સ્ફુરાવે, તો અપૂર્વકરણથી અંતર્મુહૂર્તમાં ગ્રંથિભેદ કરી સમ્યગ્દર્શન પામે અને સમ્યક્ત્વ પ્રાપ્ત થયા પછી જીવ જો ઉત્તરોત્તર વધતા તીવ્ર સંવેગરંગથી અપૂર્વ પુરુષાર્થધારા ચાલુ રાખે ને વધારે, તો પલ્યોપમ-સાગરોપમાદિ જેટલી કર્મસ્થિતિ પણ શીઘ્ર ક્ષય કરી, અંતર્મુહૂર્તમાં પાંચમું દેશવિરતિ સમ્યગ્દૃષ્ટિ ગુણસ્થાનક સ્પર્શી ભાવશ્રાવક બને, ને અંતર્મુહૂર્તમાં જ છઠ્ઠું સર્વવિરતિ સમ્યગ્દૃષ્ટિ ગુણસ્થાનક સ્પર્શી ભાવસાધુ બને

આમ ઉત્તરોત્તર સંયમની વૃદ્ધિ કરતો જઈ, મન-
ન-કાયાના પ્રમત્ત યોગથી આત્માની વેડફાઈ જતી-
રેકોર વેરણ છેરણ થતી શક્તિને અટકાવી, જેમ બને
આત્મસ્વરૂપમાં આત્માનું સંયમન કરી, આત્મવીર્યની
યત જમાવટ (Mobilisation)કરે, શાસ્ત્રોક્ત રીતિ પ્રમાણે
દર્શ યોગસાધના કરી વિષયકષાયાદિ સર્વ પ્રમાદ વર્જી
ાસ્ત્ર સર્વ આચરણ કરે, તો તે **અપ્રમત્ત શાસ્ત્રયોગી**
તર્મુહૂર્તમાં સાતમા અપ્રમત્ત સંયત ગુણસ્થાને પહોંચે
ને આમ અપ્રમત્ત આત્મસંયમના યોગે તીક્ષ્ણ આત્મોપ
ગવંત રહી, જેણે અત્યંત શક્તિસંચય કર્યો છે, એવો આ
પ્રમત્ત યોગી અંતર્મુહૂર્તમાં આઠમા અપૂર્વકરણ ગુણસ્થાને
વી બીજું 'અપૂર્વકરણ' પામે,-કે જેથી અપૂર્વ આત્મ
ક્તિના ઉદ્રેકવાળો સામર્થ્યયોગ પામી તે ક્ષપકશ્રેણી આરંભે

આવો અપૂર્વ આત્મસામર્થ્યવાળો આ **સામર્થ્ય**
ગ શાસ્ત્રથી પર ને શાસ્ત્રવાણીને અગોચર-અવાચ્ય છે
દિશિ દેખાડી રે શાસ્ત્ર સવિ રહે, ન લહે અગોચર ભેદ"
ાન દઘનજી) ક્ષપકશ્રેણીગત યોગીને પ્રાપ્ત થતો આ આત્માનુ-
વગમ્ય સામર્થ્યયોગ **પ્રાતિભ** જ્ઞાનથી સંગત હોય છે જેમાં
સાધારણ અપૂર્વ આત્માનુભવપ્રકાશની પ્રતિભા ઝળકે
, એવા આ પ્રાતિભ જ્ઞાનરૂપ મહાતેજસ્વી પ્રદીપના
Search-light) પ્રકાશથી આગળનો માર્ગ સ્વયં પ્રકાશ
ાન દેખાય છે, ઝળહળી રહે છે એટલે જેને 'મારગ
ાયા મિલ ગયા, છૂટ ગયે સંદેહ' એવો આ **સામર્થ્ય**
ોગી આત્માનુભવ સામર્થ્યથી પ્રગટ માર્ગ દ

આ અપૂર્વકરણ ગુણસ્થાનકે ક્ષપક શ્રેણી પ્રારંભી, ક
પ્રકૃતિઓને જડમૂળથી સર્વથા ખપાવતો ખપાવતો, ખ
કરતો કરતો, ગુણસ્થાનકની શ્રેણી પર ચઢતો જાય છે,
૮-૯-૧૦-૧૨ ગુણસ્થાનને શીઘ્ર વટાવી જઈ, અંતર્મુહૂર્ત
તેરમા સયોગી કેવલિ ગુણસ્થાને પ્હોંચી 'નિજ કેવળ
નિધાન' પ્રગટાવે છે, અને ત્યાં આયુષ્ય પ્રમાણે જ
અંતર્મુહૂર્ત ને ઉત્કૃષ્ટ દેશ ઊન પૂર્વ કોટિ વર્ષ
કરે છે અને પછી આયુ પ્રાંતે મન-વચન-કાયાના યોગ
સંન્યાસ-ત્યાગ (યોગસંન્યાસ) કરી, જ્યાં શૈલેશ
જેવી અડોલ નિષ્પ્રકંપ શૈલેશી અવસ્થા વર્તે છે,
ચૌદમા અયોગી કેવલિ ગુણસ્થાનને પામે છે, ને ત્યાં
હ્રસ્વ અક્ષર (અ, ઇ, ઉ, ઋ, ૡ) ઉચ્ચારાય એ
કાળ સ્થિતિ કરી, આ યોગીશ્વર મોક્ષ પામે છે
અનંતકાળના કર્મોનો એક સામટો ગોગો વાળી નાખ
આ બધી પ્રક્રિયા અંતર્મુહૂર્તમાં બની જાય છે! એવું અ
સામર્થ્ય આ સામર્થ્યયોગનું છે!

અને આમ અપૂર્વ પુરુષાર્થરૂપ અપૂર્વકર
પ્રાપ્ત કરેલા ચોથા સમ્યગ્દૃષ્ટિ ગુણસ્થાનથી માંડીને જીવ
આત્મોપયોગની અખંડ એકધારાથી આગળ વધે, તો
મુહૂર્તમાં કેવળજ્ઞાન પામી, યાવત્ મોક્ષ પણ પામે,-
અપૂર્વ આ આત્મપુરુષાર્થનું બળ છે આરીસા ભ
વૈરાગ્યતરંગિણીમાં ઝીલતા ભરત મહારાજા, બાજી
ખેલ ખેલતા શુક્લ ધ્યાનની શ્રેણીએ ચઢેલા ઇલાયચી
આ શ્વસુરે તો મોક્ષની પાઘડી બંધાવી એવી ભાવના

ગજસુકુમાર, ગૌતમસ્વામીના ઉપદેશથી પ્રતિબોધ પામેલા પાચસો તાપસ, અને અનતા અતકૃત કેવળી ભગવતો,– એ સર્વ શુક્લ–શુદ્ધ આત્મધ્યાનની શ્રેણીએ ચઢી અત મુહૂર્તમા કેવળજ્ઞાન પામ્યા હતા, એ અત્રે જ્વલત ઉદા હરણો છે આ બધા મહાપ્રભાવનો મૂળ યશ 'કલ્યાણમૂર્ત્તિ સમ્યગ્દર્શન'ને જ ઘટે છે,–કે જે મહાયશના કૃપાકટાક્ષથી 'અનતકાળથી જે જ્ઞાન ભવહેતુ થતુ હતુ, તે જ્ઞાન એક સમયમાત્રમા જાત્યતર' થઈ, અતર્મુહૂર્ત્ત જેટલા અલ્પ સમયમા મોક્ષપદ પમાડવા સમર્થ થાય છે

(દોહરા) ઉન્મત્તપણુ છાડી જો, અપ્રમત્ત જીવ થાય,
પુરુષાર્થથી કેવલ લહે, અતર્મુહૂર્ત્તમાય
અપૂર્વ પુરુષાર્થે લહી, અપૂર્વ ભાવ ઉલ્લાસ,
અપૂર્વકરણે શ્રેણિએ, કેવલજ્ઞાન પ્રકાશ
સમ્યગ્દર્શન મિત્રનો, આ મધળોય પ્રતાપ,
જેના કૃપાકટાક્ષથી, ભવનો ટળે ઉતાપ.

---

## શિક્ષાપાઠ ૮૭ દર્શન સ્તુતિ

માલિની

ચતુર ગતિ ભમતા ના મળ્યો મિત્ર! દ[illegible]
કઇ ગહન ગુહામા તુ ગયો'તો દ[illegible]?
આજ તુજ કંઈ ઝાંખી અતરે મે નિ[illegible]
દરશન હિતકારી! વદના નિ[illegible] ૧
તુજ પરમ કૃપાથી દેહના ધ્યાન[illegible]
અસિ ચિનમય જ્યોતિરૂપ [illegible]

ચમકતી અનુભૂતિ ધારથી તીક્ષ્ણ ભારી,
દરશન હિતકારી ! વદના નિત્ય મ્હારી ૨
ક્ષીર નીર શુ વિવેચી આત્મને ભિન્ન દીઠો
અનુભવ પય પીધો આત્મહંસે સુમીઠો,
અનુગ્રહ સહુ ત્હારો મિત્ર કલ્યાણકારી !
દરશન હિતકારી ! વદના નિત્ય મ્હારી ૩
સુચિરથી ભવહેતુ જ્ઞાન અજ્ઞાન થાતુ,
ક્ષણમહિં વટલાવી નાખતો તે સખા ! તું,
ભવનિવૃત્તિરૂપે તે કીધ સંસારહારી !
દરશન હિતકારી ! વદના નિત્ય મ્હારી ૪
ભવજલનિધિથી હું ના હવે તો ડરૂ છું,
ગઉપદ શુ લીલાથી તુજ સ્હાયે તરૂ છુ,
નચિંત થઈ રહ્યો છુ હુ મહામોહ મારી,
દરશન હિતકારી ! વદના નિત્ય મ્હારી ૫
તુજ દરિશન પામ્યો તે કલિકાલ ધન્ય,
સુભગ પણ મને શુ કામનો કાળ અન્ય ?
ભવ રણુ વીરડી તું આપતી મિષ્ટ વારિ,
દરશન હિતકારી ! વદના નિત્ય મ્હારી ૬
લૂંટચૂંકથી કરી કો સંગ ત્હારો કદાપિ,
કુમતિથી પછી છોડે, તું ન છોડે તથાપિ,
પરમ પદ પમાડચા વિણુ ના જ પધારી !
દરશન હિતકારી ! વદના નિત્ય મ્હારી ૭
કલપતરુ મહિમા તુચ્છ છે તુજ પાસે,
અણુમૂલ મણિ ચિંતારત્ન આણુ જ ભાસે,

સુગંધ સુરધેનુ કીર્તિ તે મદ પાડી,
દરશન હિતકારી! વંદના નિત્ય મ્હારી ૮
દરિદ્રપણું જ મારૂં તુજ સંયોગવાળું,
ચક્રવર્તિપણું ના તુજ વિયોગવાળું,
ભવ ભવ તુજ હોજો સંગતિ મિત્ર! ત્હારી,
દરશન હિતકારી! વંદના નિત્ય મ્હારી ૯
કદીં પણ ન બુઝાતો સ્થિર તું રત્નદીવો,
મુજ મન પ્રગટેલો હે ચિરંજીવ! જીવો!
જય જય ભગવાન્ હે મોહ અંધારહારી!
દરશન હિતકારી! વંદના નિત્ય મ્હારી ૧૦

---

## शिक्षापाठ ८८ भक्त त्रिमूर्त्ति–भाग १

આનંદઘનજી, યશોવિજયજી અને દેવચંદ્રજી એ ત્રણે પરમાત્મ દર્શનનો સાક્ષાત્કાર પામેલા ભક્તશિરોમણિ મહાત્માઓ થઈ ગયા, તે તેમના પરમ ભાવોલ્લાસમય અનુભવોદ્ગાર પરથી સ્વયં સુપ્રતીત થાય છે "વિમલ જિન દીઠા લોયણ આજ," "દીઠી હો પ્રભુ! દીઠી જગગુરૂ તુજ," "દીઠો સુવિધિ જિણંદ સમાધિ રસે ભર્યો રે" એ વચનો તેની સાક્ષી પૂરે છે આ વિરલ વિભૂતિરૂપ મહાગીતાર્થ મહાત્માઓ વીતરાગ દર્શનની અપૂર્વ પ્રભાવના કરનારા મહાજ્યોતિર્ધરો થઇ ગયા આ ભક્ત ત્રિમૂર્ત્તિએ અદ્ભુત ભક્તિરસનો અને ઉત્તમ અધ્યાત્મયોગનો પ્રવાહ વહાવી જગત્ પર પરમ ઉપકાર કર્યો છે મતદર્શન આગ્રહથી પર—

એવા આ વિશ્વગ્રાહી વિશાલ દૃષ્ટિવાળા મહાપ્રતિભાસપન્ન તત્ત્વદ્રષ્ટાઓ કોઈ એક સંપ્રદાયના જ નહિં, પણ સમસ્ત જગત્‌ના છે

આજથી લગભગ અઢીસો વર્ષ પૂર્વે થઈ ગયેલા **આનંદઘનજી અને યશોવિજયજી** બન્ને સમકાલીન હતા આનંદઘનજી જેવા સંતનો દર્શન-સમાગમ એ યશોવિજયજીના જીવનની એક ક્રાંતિકારી વિશિષ્ટ ઘટના છે તે વખતનો સમાજ એવી પરમ અવધૂત જ્ઞાનદશાવાળા, આત્માનંદમા મગ્ન રહેનારા, આત્મારામી સત્પુરુષને ઓળખી ન શક્યો ને આ 'લાભાનંદજી'નો (આનંદઘનજી) યથેચ્છ લાભ ઊઠાવી ન શક્યો પણ શ્રી **દેવચંદ્રજી**એ કહ્યુ છે તેમ "તેહ જ એહનો જાણંગ ભોક્તા, જે તુમ સમ ગુણરાયજી!" અર્થાત્ તેવો જ તેવાને ઓળખે, સાચો ઝવેરી જ ઝવેરાત પારખી શકે તેમ તે સમયે પણ શ્રી યશોવિજયજી જેવા વિરલા રત્નપરીક્ષક જ શ્રીઆનંદઘનજી જેવા મહાપુરુષરત્નને તેમના યથાર્થસ્વરૂપે ઓળખી શક્યા આ પરમ અવધૂત, ભાવનિર્ગ્રંથ આનંદઘનજીના દર્શનસમાગમથી શ્રી યશોવિજયજીને ઘણો ઘણો આત્મલાભ ને અપૂર્વ આત્માનંદ થયો આ પરમ ઉપકારની સ્મૃતિમા શ્રીયશોવિજયજીએ મહાગીતાર્થ આનંદઘનજીની સ્તુતિરૂપે અષ્ટપદી રચી છે તેમા તેમણે પરમ આત્મોલ્લાસથી મસ્ત દશામા વિહરતા આનંદઘનજીની મુક્તક઼ઠે ભારોભાર પ્રશંસા કરતા ગાયું છે કે-પારસમણિ સમા આનંદઘનજીના સમાગમથી લોહ જેવો હું યશોવિજય સુવર્ણ બન્યો! કેવી ભવ્ય ભાવાંજલિ!

હવે અંતે આ ઉપરથી એક વિચારણીય અગત્યનો પ્રસંગ ઉપસ્થિત થાય છે કે—આવો ન્યાયનો એક ધુરંધર આચાર્ય, પડ્દર્શનનો સમર્થ વેત્તા, સકલ આગમ રહસ્યનો જાણ, વિદ્વદ્શિરોમણિ યશોવિજયજી ઉપાધ્યાયજી જેવો પુરુષ, આ અનુભવયોગી આનંદઘનજીના પ્રથમ દર્શન સમાગમે જાણે મંત્રમુગ્ધ થયો હોય, એમ આનંદતરંગિણીમાં ઝીલે છે, અને તે યોગીશ્વરની અદ્ભુત આત્માનંદમય વીતરાગ દશા દેખીને સાનંદાશ્ચર્ય અનુભવે છે! અને પોતાની સમસ્ત વિદ્વત્તાનું સર્વ અભિમાન એકસપાટે ફગાવી દઈ, બાલક જેવી નિર્દોષ પરમ સરલતાથી કહે છે કે લોઢા જેવો હું આ પારસમણિના સ્પર્શથી સોનું બન્યો! અહો કેવી નિર્માનિતા! કેવી સરલતા! કેવી નિર્દંભતા! કેવી ગુણગ્રાહિતા! આને બદલે બીજો કોઈ હોત તો તેને અભિમાન આડું આવી ઊભું રહેત પણ યશોવિજયજી એક પુરુષ હતા, એટલે આનંદઘનજીનો દિવ્ય ધ્વનિ એમના આત્માએ સાંભળ્યો ને તે તતના અંગે હજી પડ્યો અને આ પરમાર્થગુરુ આનંદઘનજીના સમાગમ પછી એમનો અંતર્પ્રવાહ અધ્યાત્મયોગ ને ભક્તિવિષયના પથે વિશેષે કરીને મુખ્યપણે ઢળ્યો હશે, એમ આ ઉપરથી સ્વાભાવિક અનુમાન થાય છે અને તેમના પછી થોડા વર્ષે થયેલા તત્ત્વરંગી મહામુનિ દેવચંદ્રજી પણ આ પોતાના પુરોગામી બન્ને ભક્તજનોની જેમ ભક્તિ અમૃતરસમાં કેવા લોળે ઝીલે ખીલ્યા છે ને અધ્યાત્મતરંગિણીમાં કેવા અપૂર્વ ભાવથી ઝીલ્યા છે, એ એમની સુધાવર્ષિણી સ્તવનાવલી પરથી સહજ સમજાય છે

આ ભક્ત ત્રિમૂર્તિમાં પ્રત્યેકની શૈલી કંઈ ને કંઈ

વિશિષ્ટતાવાળી ૦ શ્રી આનંદઘનજીના સ્તવનોમા સહજ સ્વયંભૂ અધ્યાત્મપ્રધાન ભક્તિરસ પ્રવહે છે, અને તેની શૈલી સરલ, સાદી ને સચોટ તેમજ અર્થગૌરવવતી ને આશયગંભીર છે શ્રીમાન્ દેવચંદ્રજીના સ્તવનોમા ઉત્તમ તાત્ત્વિક ભક્તિની પ્રધાનતા છે, દ્રવ્યાનુયોગની મુખ્યતાથી પ્રભુનુ શુદ્ધ તત્ત્વસ્વરૂપ વિસ્તારથી વર્ણવી ને તેની ભક્તિના કાર્યકારણભાવની તલસ્પર્શી સૂક્ષ્મ મીમાંસા કરી, પ્રભુના ગુણાતિશયથી ઉપજતી પરમ પ્રીતિમય અદ્ભુત ભક્તિ અત્ર મુખ્યપણે ગાવામા આવી છે, અને તેની શૈલી પ્રથમ દર્શને કંઈક કઠિન, અર્થઘન ને પ્રૌઢ છતા ઊંડા ભક્તિરસપ્રવાહવાળી પ્રતીત થાય છે શ્રી યશોવિજયજીની સ્તનાવલીમા પ્રેમ લક્ષણા ભક્તિ મુખ્યપણે વર્ણવી હોઈ, તે પરમ પ્રેમરસ પ્રવાહથી છલકાતી છે, ને તેની શૈલી આબાલવૃદ્ધ સમજી શકે એવી અત્યંત સરલ, સાવ સાદી ને સુપ્રસન્ન છે આ પરમ ભક્ત ત્રિમૂર્તિની કૃતિની સામાન્ય તુલના માટે એક સ્થૂલ દૃષ્ટાંત યોજીએ તો શ્રી આનંદઘનજીની કવિતા સાકરના ઘન જેવી છે ને તેમા સર્વત્ર અમૃત સમી મીઠાશ ભરી છે શ્રી દેવચંદ્રજીની કવિતા શેરડીના ટુકડા જેવી છે, એટલે તેમા મીઠાશ તો સર્વ પ્રદેશે ભરેલી જ છે, પણ તેમા ચાવવાની મહેનત કરવી પડે તેમ છે, તો જ તેની અમૃત સમી મીઠાશની ખબર પડે શ્રી યશોવિજયજીની કવિતા શેરડીના તાજા રસ જેવી છે અને તેનુ યથેચ્છ મધુર અમૃતપાન સહુ કોઈ તત્કાળ સુગમતાથી કરી શકે છે

આમ આ માધુર્યમૂર્તિ ભક્ત ત્રિમૂર્તિના પરમ ભક્તિ

ભાવનિર્ઝર ને ચૈતન્યરસની છોળો ઉછાળતા ભાવનો આત્માનુભવના પરમ પરિપાકરૂપ હોઈ, ગાતા કે સાંભળતા, કોઈ અદ્ભુત આહ્લાદ આપે છે, ને મનનો થાક ઉતારી નાખી પરમ ચિત્તપ્રસન્નતા અર્પે છે આ ભક્ત ત્રિમૂર્તિના વચનામૃતોમાં એવા તો અદ્ભુત માધુર્ય, પ્રસાદ, ઓજસ્ ને ધ્વનિ ભર્યા છે એવું તો ઉચ્ચ ચૈતન્યવંતુ કવિત્વભર્યું છે, કે તેનો રસાસ્વાદ લેતા આત્મા જાણે તૃપ્ત થતો નથી જાગતી જ્યોત જેવી આ ભક્ત ત્રિમૂર્તિ ભક્તિરસની એવી અપૂર્વ જાહ્નવી વહાવી ગયેલ છે, કે જે કોઈ ભાગ્યવંત જન તેમાં નિમજ્જન કરે છે, તે પાવન થઈ પરમ આત્માનંદ લૂટે છે

(શિખરિણી) નમું આનંદોના ઘન વરષિ આનંદઘનને
નમું દેવચંદ્રા અમૃતઝરણા જ્ઞાનધનને –
યશ શ્રીના સ્વામી શ્રુતનિધિ યશોવિજય નમું,
ત્રિમૂર્તિ ગીતાર્થે ગીત અમૃત ભક્તિરસ રમું

---

# शिक्षापाठ ८९ भक्त त्रिमूर्त्ति-भाग २

આ ભક્ત ત્રિમૂર્તિએ આદર્શ સમાજસુધારક અને પ્રખર ધર્મઉદ્ધારક તરીકે અનન્ય શાસનદાઝ દાખવી છે એ ખાસ નોંધવા જેવું છે કે તેમનો સુધારો આધુનિકોની જેમ સ્વચ્છંદાનુયાયી નથી, પણ નિર્મલ શાસ્ત્રમાર્ગાનુયાયી ને શુદ્ધ આદર્શવાદી છે ભગવાને પ્રણીત કરેલા મૂળ આદર્શ વીતરાગ માર્ગથી સમાજને ભ્રષ્ટ થયેલો દેખી, ગૃહસ્થોને તેમજ સાધુઓને તેથી વિપરીતપણે-વિમુખપણે વર્ત

નિહાળી, ક્ષુદ્ર નિર્માલ્ય મતમતાન્તરોથી અખંડ સમાજને ખંડખંડ છિન્નભિન્ન થયેલો ભાળી, આ ભાવિતાત્મા મહાત્મા-ઓનું ભાવનાશીલ સાચી અંતર્દાઝવાળું હૃદય અત્યંત દ્રવીભૂત થયું હતું કકળી ઊઠ્યું હતું એટલે જ તે સમાજનો સડો દૂર કરવાના એકાંત નિર્મલ ઉદ્દેશથી તેઓએ ઠેરઠેર પોકાર પાડ્યો કે "પુરુષ પરંપર અનુભવ જોવતાં, અંધોઅંધ પલાય પંથડો નિહાળું રે બીજા જિન તણો રે" ઈત્યાદિ **આનંદઘનજીનાં** વેધક વચનો તેમની સાચી શાસનદાઝના સહજ ઉદ્ગાર છે "દ્રવ્ય ક્રિયા રુચિ જીવડા રે, ભાવ ધર્મ રુચિ હીન, ઉપદેશક પણ તેહવા રે, શું કરે જીવ નવીન? ચંદ્રાનન જિન! સાંભળિયે અરદાસ," ઈત્યાદિ **શ્રી દેવચંદ્રજીનાં** વચનો તેમનું તીવ્ર ખેદમય આંતર્ સંવેદન દાખવે છે અને શ્રીમાન્ **યશોવિજયજીએ** તો ભગવાન્ સીમંધર સ્વામી પાસે સાડી ત્રણસો અને સવાસો ગાથાના સ્તવનાદિના બહાને કરુણ પોકાર પાડ્યો છે કે હે ભગવાન્! આ જિનશાસનની શી દશા? અને એમ કરી નિષ્કારણ કરુણાથી સુષુપ્ત સમાજને કેટલીક વાર સખ્ત શબ્દપ્રહારના 'ચાબખા' મારી ઢંઢોળ્યો છે, ને તેની અંધશ્રદ્ધા ઉડાડી જાગૃત કર્યો છે, તથા ગૃહસ્થને ને સાધુનો ઉચિત આદર્શ ધર્મ સ્પષ્ટપણે સર્વત્ર શાસ્ત્રાધારપૂર્વક મીઠાશથી રજૂ કરી, સમાજને ઘેરી વળેલા કુગુરુઓ ને કુસાધુઓની નીડરપણે સખ્ત ઝાટકણી કાઢી છે જેમકે—"આર્ય થોડા અનાર્ય જનથી, જૈન આર્યમાં થોડા, તેમાં પણ પરિણત જન થોડા, બાકી મુંડા બહોળા રે જિનજી! વિનતડી અવધારો! જિમ જિમ બહુશ્રુત બહુજનસંમત, બહુશિષ્યે

પરવરિયો, તિમ તિમ જિનશાસનનો વયરી, જો નવિ નિશ્ચય દરિયો રે જિનજી! વિનતડી અવધારો! નિજ ગણુ સચે મન નવિ ખચે, ગ્રથ ભણી જન વચે, લુચે કેશ ન મુચે માયા, તે ન રહે વ્રત પચે"–ઈત્યાદિ પ્રકારે કુસાધુઓની સખ્ત ઝાટકણી કાઢી, નિર્મલ મુનિપણાના આદર્શની સ્થાપના કરી, પોતાની શાસન પ્રત્યેની સાચી અતર્દાઝ વેધક શબ્દોમા વ્યક્ત કરી છે

આ ભક્ત ત્રિમૂર્તિનું આગમ અને અનુમાન–ન્યાય વિષયનુ જ્ઞાન અગાધ હતુ આનદઘનજીના એકેક વચન પાછળ આગમોના તલસ્પર્શી જ્ઞાનનુ ને અનન્ય તત્ત્વ ચિતનનુ સમર્થ પીઠબળ દેખાઈ આવે છે શ્રીદેવચદ્રજીનુ આગમજ્ઞાન પણ તેવુ જ અદ્ભુત હતુ, તે તેમના આગમસાર આદિ ગ્રથ પરથી દેખાઈ આવે છે, તેમજ ન્યાય વિષયની તેમની તીક્ષ્ણ પર્યાલોચના પ્રભુભક્તિમા તેમણે કરેલી અદ્ભુત પારમાર્થિક નયઘટના આદિ પરથી જણાઈ આવે છે અને સર્વશાસ્ત્રપારગત ન્યાયાચાર્ય શ્રીયશોવિજયજી તો ન્યાયના ખાસ નિષ્ણાત તજ્જ્ઞ (Specialist) હતા, એટલે ન્યાયને એમણે યથાયોગ્ય ન્યાય આપ્યો હોય એ સમુચિત જ છે તેઓશ્રીએ ખોટી બડાઈથી નહિ પણ પૂરેપૂરા આત્મવિશ્વાસથી પોતાના માટે એક સ્થળે દાવો કર્યો છે કે "વાણી વાચક જશ તણી, કોઈ નયે ન અધૂરી રે" એ અક્ષરે અક્ષર પ્રત્યક્ષ સત્ય છે, તેની પ્રતીતિ આપણને તેમના ન્યાયસબધી –દર્શનવિષયક ગ્રંથો પરથી આવે છે

અને અધ્યાત્મ–યોગવિષયમા પણ આ ભક્ત ત્રિમૂર્તિએ

અસાધારણ અદ્ભુત પ્રગતિ સાધી હતી યોગિરાજ આનંદઘનજી તો આ અધ્યાત્મ માર્ગમાં એટલા અતિ ઉચ્ચ દશાને પામેલા જ્ઞાની પુરુષ હતા, તે તેમના સ્તવનો અને પદોમાં દેખાઈ આવતી અનુભવની ઝળક પરથી દેખાઈ આવે છે મોટા મોટા પંડિતોના વાગાડંબરભર્યા શાસ્ત્રાર્થોથી કે મોટા મોટા વ્યાખ્યાન ધરા ધ્રૂજાવનારા વાચસ્પતિઓના વ્યાખ્યાનોથી અનંતગણો બોધ ને આનંદ શ્રીમાન્ આનંદઘનજીની એકાદ સીધી, સાદી, સચોટ ને સ્વયંભૂ વચનપંક્તિથી ઉપજે છે,—એજ એમનુ એકેક અનુભવવચન હજારો ગ્રંથો કરતા કેવું બળવાન્ છે તે બતાવી આપે છે અને આ પરમાર્થગુરુ આનંદઘનજીના પગલે અધ્યાત્મયોગ વિષયમાં ઘણા આગળ વધેલા શ્રીયશોવિજયજીએ પણ તેની ઉત્તમ પ્રસાદી આપણને અધ્યાત્મસાર, અધ્યાત્મ ઉપનિષદ્, બત્રીશ બત્રીશી, યોગદૃષ્ટિસજ્ઝાય આદિ એમના ચિરંજીવ કીર્તિસ્થંભ સમા અનેક મહાગ્રંથો દ્વારા આપી છે પાતંજલઆદિ યોગ સાથે મૈત્રીભર્યો સમન્વય સાધતા આ અધ્યાત્મવિષયક ગ્રંથરત્નો એ અધ્યાત્મ વિષયમાં છેલ્લામાં છેલ્લો શબ્દ છે, Most up-to-date છે, અધ્યાત્મસંબંધી સર્વ વિષયોનો તે જાણે મહાકોષ-ખજાનો છે અધ્યાત્મપરિણત મહાયોગી દેવચંદ્રજી પણ કેવા અંતરાત્મપરિણામી હતા, તે તેમની સ્તવનાવલીમાં પ્રહવતી સહજ સુપ્રસન્ન અધ્યાત્મધારા પરથી, અને અધ્યાત્મગીતા-દ્રવ્યપ્રકાશ આદિ તેમના કીર્તિકલશ સમા ગ્રંથરત્નોથી સુપ્રતીત થાય છે

આમ યોગદૃષ્ટિરૂપ દિવ્ય નયનથી પરમાર્થમય જિનમાર્ગનું દર્શન કરી આ દિવ્ય દૃષ્ટાઓએ પોતાના સંગીતમય દિવ્ય

ધ્વનિથી આ દિવ્ય જિનમાર્ગનુ આપણને દર્શન કરાવ્યુ છે આ દિવ્ય ધ્વનિ એટલો બધી અમૃતમાધુરીથી ભરેલો છે કે તેનુ પાન કરતા તૃપ્તિ થતી નથી શાન્તસુધારસ જલનિધિ એવો આ દિવ્ય નાદ અખૂટ રસવાળો અક્ષયનિધિ છે આ ભક્ત ત્રિમૂર્ત્તિનો દિવ્ય ધ્વનિ હજુ તેવોને તેવો તાજો મધુર્ જનો સાભળે છે અને નિરવધિ કાળ પર્યંત સાભળશે!

(શિખરિણી) વહાવી છે જેણે સરસ સરિતા ભક્તિરસની,
બહાવી છે ધારા અમૃતમય આત્માનુભવની,
જગાવી છે જોગાનલતણી ધૂણી જાગતી જગે,
ત્રિમૂર્ત્તિ જોગીન્દ્રો પ્રભુ જસ જ્યોતિ ઝગઝગે

---

## શિક્ષાપાઠ ९० विभाव-भाग १

રાગ, દ્વેષ ને મોહ એ જ મુખ્ય વિભાવ અર્થાત્ વિકૃત ચેતન ભાવ છે આત્માના સ્વભાવથી વિપરીત-વિરુદ્ધ તે વિભાવ, અથવા આત્માના સ્વભાવને અતિક્રમતો '**વિશેષ ભાવ**' તે વિભાવ આત્માનુ શુદ્ધ ચેતનભાવની મર્યાદામા, મરજાદમા, મર્યાદાધર્મમા વર્ત્તન તે સ્વભાવ અને તે જ ધર્મ છે, આ શુદ્ધ ચેતનભાવની મર્યાદાનુ ઉલ્લઘન તે વિભાવ અને તે જ અધર્મ છે આમ આત્માનુ જ્ઞાનાદિ સ્વભાવમા વર્ત્તવુ તે ધર્મ અને રાગાદિ વિભાવમા વર્ત્તવુ તે અધર્મ છે સ્વભાવરૂપ સ્વધર્મને છોડી આત્માએ પરભાવ પ્રત્યે ગમન કર્યું, તેથી વિભાવરૂપ અધર્મ તેને વળગ્યો, અને તેથી કરીને કર્મ-રાહુએ આત્મ-ચદ્રનુ ગ્રહણ-ગ્રસન કર્યું તેનો દાખલ

વિપાક આત્માને પોતાને જ ભોગવવો પડ્યો, પારકા એવા
હસ્તક્ષેપ કે વારૂપ પાપ અપરાધનો બદલો મળ્યો, "પરધર
મયાવહ '-પરધર્મ ભયવહ થઈ પડ્યો !

કારણકે દેહાદિ પર ભાવને વિષે આત્મભાવની કલ્પના
(Imagination) લીધે તે પરભાવ નિમિત્તે રાગ-દ્વેષ-મોહાદિ
વિભાવ ઉપજ્યા એટલે તે તે વિષયના યોગક્ષેમાર્થે-વિષ
સંરક્ષણાર્થે કષાય ઉપજ્યા, અને આ જ પ્રકારે અઢારે પા
સ્થાનકની ઉત્પત્તિ થઈ દેહાદિમાં આત્મબુદ્ધિરૂપ આ મૃગ
ભ્રાંતિને લીધે મન-વચન-કાયાના યોગની પ્રવૃત્તિ પણ પ
ભાવ-વિભાવને અનુકૂળ થઈ ઉપયોગ ચૂક્યો એટલે યો
ચૂક્યો મનથી પરભાવ-વિભાવના ચિંતનરૂપ દુશ્ચિંતિત થ
લાગ્યું, વચનથી પરભાવ-વિભાવ મહાન છે એવું મૃષાવચ
રૂપ દુર્ભાષિત ઉચ્ચરાવા લાગ્યું, અને કાયાથી પરભાવ-વિભાવ
પ્રાપ્તિ માર્ગની પ્રવૃત્તિરૂપ દુશ્ચેષ્ટિત આચરાવા લાગ્યું આ
"दुच्चिंतिअ दुब्भासिअ दुच्चिट्ठिअ" રૂપ મન-વચન-કાયા
યોગની દુષ્ટ પ્રવૃત્તિરૂપ 'दुक्कडं' દુષ્કૃત ઉભરાવા લાગ્યું, અ
તે આસ્રવદ્વારથી જીવ કર્મબંધનોથી ગાઢ બંધાવા લાગ્યો
તે આ પ્રકારે

રાગ-દ્વેષ-મોહરૂપ વિભાવ એ ભાવકર્મ છે તે જીવ
પોતાનું જ સર્જન હોઈ ચેતનરૂપ છે આ જીવવીર્યની સ્ફુર
જડ એવું પુદ્ગલ ગ્રહણ કરે છે અર્થાત્ આ ભાવકર્મ
નિમિત્ત પામી પુદ્ગલ દ્રવ્ય સ્વયં દ્રવ્યકર્મરૂપે પરિણમે
આ દ્રવ્યકર્મથી દેહાદિ નોકર્મ ઉત્પન્ન થાય છે, અને દેહ
સ્થિતિ કરતા આત્માને દ્રવ્યકર્મનો ઉદય થાય છે તે ઉદય
જો આત્મા રાગ-દ્વેષ-મોહ વિભાવભાવે પરિણમે, તો

નવીન ભાવકર્મનો બંધ કરે છે, અને આ ભાવકર્મના નિમિત્તે પુનઃ દ્રવ્યકર્મ બંધન ને તેથી દેહધારણાદિ ભવપરિપાટી હોય છે ભાવકર્મને માટે 'મલ' અને દ્રવ્યકર્મને માટે 'રજ' એવી યથાર્થ સંજ્ઞા છે મલ-ચીકાશ હોય તો રજ ચોટે, તેમ ભાવમલરૂપ આસક્તિ-સ્નેહ-ચીકાશને લીધે દ્રવ્ય કર્મરૂપ રજ ચોટે છે આમ પરસ્પર નિમિત્ત-નૈમિત્તિક ભાવે ભાવકર્મ-દ્રવ્યકર્મનો અરઘટ્ટઘટ્ટીન્યાયે અનુબંધ થયા કરે છે વિભાવરૂપ ભાવકર્મથી દ્રવ્યકર્મ અને દ્રવ્યકર્મથી ભાવકર્મ એમ દુષ્ચક્ર (Vicious circle) ચાલ્યા કરે છે, અને તેથી જન્મમરણના આવર્ત્તરૂપ-ફેરારૂપ ભવચક્ર પણ ઘૂમ્યા કરે છે

આમ અનાદિકાળથી આ વિભાવરૂપ ભાવકર્મથી આત્માના જ્ઞાનદર્શન સ્વભાવનો ઉપમર્દ થયો છે કચ્ચરઘાણ નીકળી ગયો છે વિભાવના આક્રમણથી તે સ્વભાવ કચરાઈ ગયો છે, દબાઈ ગયો છે, ઘેરાઈ ગયો છે, ઢંકાઈ ગયો છે, આવૃત થયો છે, પણ આ મવસ્તુનો તે જાતિસ્વભાવ મૂળનાશ નથી પામ્યો આ જે વિભાવ છે તે પણ પરભાવ નૈમિત્તિક છે, અર્થાત્ વિષયાદિરૂપ પરભાવના નિમિત્તથી રાગાદિ વિભાવરૂપ અધર્મ ઉપજે છે, અને તેથી શુદ્ધ સ્વભાવરૂપ ધર્મથી ભ્રષ્ટ થઈ આત્મા પરભાવનો કર્ત્તા થઈ સંસારમાં રખડે છે જેમ પરચક્રના આક્રમણથી પુરમાં ઉપમર્દ-ઉપપ્લવ મચી રહે છે, અંધાધુંધી (Chaos) ફેલાઈ જાય છે, સ્વપરનો ભેદ પરખાતો નથી ને અરાજકતાથી સર્વત્ર ભયનું સામ્રાજ્ય વ્યાપી જાય છે, તેમ વિભાવરૂપ પરચક્રના આક્રમણથી ચૈતન્યપુરમાં ઉપમર્દ થાય છે, ઉપપ્લવ મચે છે, અંધાધુંધી વ્યાપે છે,

સ્વપરનો ભેદ પરખાતો નથી, સ્વપરની ભેળભેળ-ગોટાળો થઈ જાય છે, અને ચેતન-રાજના 'પદ'ભ્રષ્ટપણાથી અરાજકતાને લીધે સર્વત્ર ભયનું સામ્રાજ્ય જામી જાય છે! આમ વિભાવ રૂપ અધર્મના સેવનથી, સ્વસ્થાનથી ચ્યુત થયેલો 'ઠેકાણા વિનાનો' સ્વરૂપપદથી ભ્રષ્ટ એવો આ આત્મા અનંત ભવ ભ્રમણ દુઃખ ભોગવે છે. પણ આ સ્વરૂપપદભ્રષ્ટ ચિદ્ઘન આત્મા 'પ્રતિક્રમણ' કરી, પીછેહઠ કરી, મૂળ અસલ સહજ સ્વસ્વભાવપણાનો યોગ સાધે, વિભાવરૂપ પરઘર છોડી દઈ નિજ સ્વભાવરૂપ ઘરમાં આવે, ત્યારે તેનો જન્મમરણાદિરૂપ સંસાર વિરામ પામે અને સહજાત્મસ્વરૂપ સ્થિતિરૂપ મોક્ષ પ્રગટે, ને "આનંદઘન આતમ રમે રે, નિજ ઘર મંગલ માલ" થાય.

'ધાર તરવારની સોહલી'-એ રાગ

લેઈ પુદ્ગલ મૂડી, ભવ અંતરે કૂડી, ખોટ વ્યાપાર તે ખૂબ કીધો,
મૂળ થોડું લહ્યું, વ્યાજ મોટું વહ્યું, આતમા શૂન્યનો લાભ લીધો.
જ્ઞાનદર્શનતણી, મૂડી લે આત્મની, શુદ્ધ ચારિત્ર વ્યાપાર કર તું,
ઋણ પર ફેડીને, તોડી ભવ ભેદીને, મુક્તિનો લાભ સ્વાધીન ધર તું.
જગતજીવતારિણી, મોહતમહારિણી, જ્ઞાનીની વાણીએ એમ ભાખ્યું,
જાણી પરમાર્થને, સાધ આત્માર્થને, **દાસ ભગવાન** આ સત્ય દાખ્યું.

---

## शिक्षापाठ ९१ विभाव–भाग २

દોહરા

ચેતન! કર નિજ આત્મમાં, સર્વ પ્રકારે વાસ,
વિભાવ સર્વ વિસર્જી તું, કરી મોહનો નાશ.

બાહ્ય ભાવ સઘળો ત્યજી, અંતર્મુખ અવલોક!
વૃત્તિ જોડી પરમાત્મમાં, પેખ જ્ઞાન આલોક ૨

પર પ્રદેશમાં પેસીને, વ્હોરી આપદા આપ,
પરિભ્રમણમાંહી પડી, તે બાંધી ભૂલ થાપ ૩

પરકીય ક્ષેત્રપ્રવેશનો, કીધો તે અપરાધ,
તેથી ભવની ઘાણીમાં, પીલાયો તું ગાઢ ૪

પર વસ્તુની ચોરીનો, બીજો તુજ અપરાધ,
મમકાર કરી ત્યાં વળી, દીધી વધારી બાધ ૫

તે વિભાવ પરિણામથી, અવગણ્યું તુજ જ્ઞાન,
ખાતો ગોથાં મોહમાં, ભૂલી ગયો નિજ ભાન ૬

રાગદ્વેષના તાંતણે, બાંધી આપને આપ,
કોશકાર કૃમિ જેમ તું, પામ્યો દુઃખ અમાપ. ૭

ત્હારા પોતાના ગૃહે, પેઠા આતર ચોર,
તુજ વૈભવ લૂંટી રહ્યા, જાગ! જાગ! મત ઘોર ૮

ચેતન! ચેતનવંત હે! ચેત! ચેત! તું ચેત!
કાઢી તે ગૃહાવિષ્ટને, કર સ્વાધીન નિજ ખેત ૯

આત્મવીર્યમય વજ્રનો, દંડ ગ્રહી નિજ હાથ,
ચિત્તદ્વાર પર બેસીને, કર ચોકી દિન રાત ૧૦

વિભાવના પરિણામથી, પાછો વળીને આમ,
પ્રતિક્રમણ કરી બેસ તું, જઇ પાછો નિજ ઠામ ૧૧

સામાયિક કરતો સદા, ધરતો સ્થિર સ્વભાવ,
નિરત થઇ સ્વાધ્યાયમાં, આત્મભાવના ભાવ ૧૨

સ્વપરનો ભેદ પરખાતો નથી, સ્વપરની સેળભેળ-ગોટાળો થઈ જાય છે, અને ચેતનરાજના 'પદ'ભ્રષ્ટપણાથી અરાજકતાને લીધે સર્વત્ર ભયનું સામ્રાજ્ય જામી જાય છે! આમ વિભાવરૂપ અધર્મના સેવનથી, સ્વસ્થાનથી ચ્યુત થયેલો 'ઠેકાણા વિનાનો' સ્વરૂપપદથી ભ્રષ્ટ એવો આ આત્મા અનંત ભવભ્રમણ દુઃખ ભોગવે છે પણ આ સ્વરૂપપદભ્રષ્ટ ચિદ્દઘન આત્મા 'પ્રતિક્રમણ' કરી, પીઠેહઠ કરી, મૂળ અસલ સહજ સ્વસ્વભાવઘરનો યોગ સાધે, વિભાવરૂપ પરઘર છોડી દઈ નિજ સ્વભાવરૂપ ઘરમાં આવે, ત્યારે તેનો જન્મમરણાદિરૂપ સંસાર વિરામ પામે અને સહજાત્મસ્વરૂપ સ્થિતિરૂપ મોક્ષ પ્રગટે, ને "આનંદઘન આતમ રમે રે, નિજ ઘર મંગલમાલ" થાય

'ધાર તરવારની સોહલી'-એ રાગ

લેઈ પુદ્ગલ મૂડી, ભવ બજારે ફરી, ખોટ વ્યાપાર તેં ખૂબ કીધો,
મૂળ થોડું લહ્યું, વ્યાજ મોટું થયું, આતમા શૂન્યનો લાભ લીધો
જ્ઞાનદર્શનતણી, મૂડી લઈ આત્મની, શુદ્ધ ચારિત્ર વ્યાપાર કર તું
ઋણ પર ફેડીને, નાડી ભવ ભેદીને, મુક્તિનો લાભ સ્વાધીન પરતું
જગતજીવતારિણી, મોહતમહારિણી, જ્ઞાનીની વાણીએ એમ ભાખ્યું
જાણી પરમાર્થને, સાધ આત્માર્થને, દાસ ભગવાન આ સત્ય દાખ્યું

---

## શિક્ષાપાઠ ૬૧ વિભાવ-ભાગ ૨

દોહરા

ચેતન! કર નિજ આત્મમાં, સર્વ પ્રકારે વાસ
વિભાવ સર્વ વિસર્જી ...

આ બે ઇંચની જીભડીને રાજી રાખવા જગતમા કેટલી
ધી હિંસા થાય છે? રસનેન્દ્રિયના રસાસ્વાદને સંતોષવા
ખાતર માંસાદિ અર્થે પ્રતિદિન કેટલા બધા નિર્દોષ જીવોનો
હાર જગતમા કરાય છે? સ્વાદિષ્ટ વાનીઓ (Delicious
Dishes) માટે લોકો કેટલા બધા જીવાતીઓ નાખે છે?
મુખેથી અન્ય આસ્તિક ધર્માનુયાયી હોવાનો દાવો કરવા છતા
આચરણમા તો જાણે ચાર્વાકનુ અનુયાયી હોય એમ ભાવ
ભાવ કરવારૂપ અર્વાગ્ગણ્ગુ કરતુ આ જગત્ રસ ાારવમા
કેલુ બધુ ગૂંચી ગયુ છે? આ જગત્ ભલે રસાસ્વાદમા
આનંદ માણે, પણ આ રસલોલુપતાનો વિપાક ઘણો દારુણ
હમણા આ રસાસ્વાદ વેળાએ લોકોના મુખમાથી પાણી
ટે છે, પણ વિપાકકાળે આંખમાથી પાણી છૂટશે, તેની તે
બિચારાને ખબર નથી રસાસ્વાદ પરલોકમા જ દુ ખદાયી થશે
એમ નથી, પણ આ લોકમા જ એના પ્રત્યક્ષ ફળ દેખાય છે
રસાસ્વાદથી જે અકરાતી મા થઈને જમે છે, તે કા તો વમે છે,
ા તો અજીર્ણ–પેટપીડ–વિશૂચિકાદિથી પીડાય છે જીભની
જા આપદા પેટને ભોગવવી પડે છે! અને પેટના રોગને
ીધે બીજા અનેક રોગની પણ ઉત્પત્તિ થાય છે આમ
જીભડીએ ક્ષણભર ભોગવેલા આનંદનો દંડ લાબા વખત સુધી
ાખા શરીરને વેઠવો પડે છે! ને નજામાથી છટકી ગયેલી
ા શુન્હેગાર જીભડી તો તે રોગ દરમ્યાન પણ પોતાનો
ગવગાટ છોડતી નથી, એટલુ જ નહિ પણ આરામથી પોતાનુ
ાર્ય જોર જોરથી ચાલુ રાખી શરીરની સત્તમા વધારો કરે છે!

માટે આવી આ' દુષ્ટ રસનાનો જય કરવા માટે રસા

પુન વિભાવ ગ્રહણ તણું, કર મહા પચ્ચખાણ,
દેહ અહંત્વ મમત્વ ત્યજી, ધર કાયોત્સર્ગ ધ્યાન ૧૩
આત્મારામી સદ્ગુરુ, ચરણે વદ સદાય,
જિન સહજાત્મસ્વરૂપ ભાવી, સ્મર નિજ રૂપ સદાય ૧૪
ષટ્ આવશ્યક ઈમ કરી, ભક્તિભરે ભરપૂર,
વિભાવ વૈરિ જે જીતે, દાસ ભગવાન્ તે શૂર ૧૫

---

## શિક્ષાપાઠ ૯૨ રસાસ્વાદ

વિરસ એવા વિષયકષાયરૂપ વિભાવનો રસાસ્વાદ ત્યજે, તો જ આત્માનુભવરસનો સ્વાદ પામે ચાર કષાયનું મૂલ પચ વિષય અને પચ વિષયનું મૂલ રસના છે કારણકે તે જ સર્વ ઇંદ્રિયને પોષણ આપનારી અનદાત્રી છે રસનેદ્રિય જીત્યા વિના કામ જીતાય નહિ, માટે જ પ્રણીત-રસદાર આહાર છોડી દેવો એવી બ્રહ્મવ્રતની રક્ષાની નવ વાડમાની એક વાડ કહી છે 'પાચ ઇંદ્રિયમા જિહ્વેદ્રિય વશ કરવાથી બાકીની ચાર ઇંદ્રિયો સહેજે વશ થાય છે ' પણ આ રસનેદ્રિય સર્વથી દુર્જય છે ભવભલા મહાનુભાવો પણ રસલોલુપના આગળ લાચાર બની, વદનકોટરમા સળગતી રસનાસુદરીની 'લોલતા' દાસીનું દાસાનુદાસપણું હોંસે હોંસે સ્વીકારે છે! જડ કે વિચક્ષણ સર્વ જન આ રસનાના રસમા મુગ્ધ બની, નિરતર તેનું તર્પણ કરવા તત્પર દેખાય છે! " ગતિ ચારે કીધા, આહાર અનત નિ શક પણ તૃપ્તિ ન પામ્યો, જીવ લાલચિયો રક" ચારે ગતિમા આ રક જીવે નિ:શકપણે અનત આહાર કર્યા છે, પણ તેથી એ તૃપ્તિ પામ્યો નથી, અને તેની લાલચ હજુ તેવી ને તેવી તાજી રહી છે!

અનુપમ એવા આત્માનંદમય સરસ રસના આસ્વાદનો અભ્યાસ કરવો એ જ આત્માર્થીને શ્રેયસ્કર છે, "પુદ્ગલ અનુભવ ત્યાગથી, કરવી જસુ પરતીત હો મિત્ત!" માટે લોલુપતા રાખવી હોય તો આત્માનુભવરસની રાખવી, રસાસ્વાદ લેવો હોય તો પ્રભુગુણના રસાસ્વા૦ લેવો, રસનાને સફળ કરવી હોય તો પ્રભુભક્તિ ગાઈને સફળ કરવી "ભલુ થયું મે પ્રભુગુણ ગાયા, રસનાનો ફળ લીધો રે"

(ઉપજાતિ) વિભાવની વિરસતા ત્યજીને,
સ્વભાવની સુરસના ભજીને,
અધ્યાત્મનો જે રસસ્વાદ ચાખે,
કદન્ન ભોગે રસ કેમ રાખે?

---

## शिक्षापाठ ९३ अहिंसा अने स्वच्छंदता

અહિંસા પરત્વે સ્વચ્છંદે વર્ત્તતા આ જગતમા રસાસ્વાદ આદિ ખાતર કેટલી બધી હિંસા પ્રવર્ત્તી રહી છે? પંચ વિષયના ઉપભોગની સામગ્રી માટે, રેશમી વગેરે મુલાયમ વસ્ત્રો માટે, પીંછાવાળી રૂંછાવાળી ટોપીઓ માટે, ફેલ્ટ હેટ ફેર કોટ વગેરે માટે કેટલા બધા જીવોનો ઘાતકી સંહાર આ સુધરેલા કહેવાતા જગતમા ચાલી રહ્યો છે? વળી પોતે રોગનો ભોગ ન બને અથવા બળવાન્ દેદીપ્યમાન તેજસ્વી બને તેટલા ખાતર, લાખો નિર્દોષ પ્રાણીઓનો ભોગ લઈ બનાવવામા આવતી ઔષધિઓનો આ લોક હોંસથી ઉપભોગ કરે છે! તેમજ રોગનિવારણાર્થે પ્રયોગના બ્હાને રમી

સ્વાદની લોલુપતા ત્યજવી એ જ યોગ્ય છે. કઠનાળવી નીચે ઉતર્યું કે ગમે તેવા સરસ ભોજનનો કંઈ પણ સ્વાદ રહેતો નથી અને તે વિષ્ટા તુલ્ય બને છે એમ સમજી મુમુક્ષુએ મદ્ય, માંસ, માખણ, મધ, પંચ ઉદુમ્બર, અભક્ષ્ય, અનંત કાય આદિ અનંત હિંસામય પદાર્થોનો તેમજ વિકૃતિકર (વિગઈ) પદાર્થોનો ત્યાગ કરી, રસાસ્વાદ જીતવા યોગ્ય છે. રસત્યાગ અર્થાત્ સ્વાદનો જય એ મોટું તપ છે. આયંબિલ આદિ તપમાં નીરસ રૂક્ષ લૂખો આહાર કરવાનો હોય છે તે રસાસ્વાદનો જય કરવા માટેનો ઉત્તમ અભ્યાસ છે. દિવસમાં બે-ત્રણવાર આહાર નહિ કરતા, માત્ર પ્રાય એકજ વાર ગોચરી કરી મુનિએ એકાશન કરવું એવી આજ્ઞાનો ઉદ્દેશ પણ આ રસાસ્વાદનો જય છે. દેહ સંયમહેતુ છે, અર્થાત્ ભોગ માટે નહિ પણ યોગ માટે છે, એમ માની સંયમયાત્રાર્થે દેહના નિર્વાહ પૂરતો આહાર લેવો અને તે પણ રસાસ્વાદ કિંપતે અર્થાત સ્વાદીઆ ન થવું, અને જીવવા માટે ખાવું છે, ખાવા માટે જીવવું નથી એ સૂત્ર નિરંતર લક્ષમાં રાખી મુમુક્ષુ રસાસ્વાદનો જય કરે. કારણકે તુચ્છ બે ઇંચની જીભડી જેટલું ગોત્ર ન જીતાયું, તો આખી પૃથ્વી જેટલા ગમે તેટલા મેરો જીતવાની મોટી મોટી વાતોથી પણ શું?

તાત્પર્ય કે તુચ્છ પૌદ્ગલિક રસાસ્વાદનો જેમ બને તેમ જય કરી મુમુક્ષુએ જિતેંદ્રિય બની, આત્માનુભવરસ આસ્વાદના રસીયા થવું એ જ યોગ્ય છે. અશુચિ, તુચ્છ, ક્ષણિક, દુષ્ટ પૌદ્ગલિક એવા વિરસ રસને છાડી, શુચિ પરમ નિત્ય

દુઃખનો એકદમ અંત આવશે, એવી દુર્વાસનાથી કોઈ દુઃખાર્ત્ત જીવોને હણવા ઇચ્છે છે (પુરુષાર્થસિદ્ધિઉપાય) ઇત્યાદિ અનેક પ્રકારના કુતર્કોથી અહિંસા આ સ્વચ્છંદે પ્રવર્ત્તતા દુર્બુદ્ધિ જનો પોતાની બુદ્ધિનું દીવાળું દાખવે છે

આમ અહિંસા ધર્મને ભૂલી હિંસામય સ્વચ્છંદ આચરણ કરી રહેલા જગતને દેખી પરમ કૃપાળુ સતજનોના અંતરાત્મા પોકારી ઊઠે છે—હે હિંસા! લોકો ત્હારૂં આટલું બધું તર્પણ કરે છે, છતાં ત્હારૂં ખપ્પર હજુ કાં ભરાતું નથી? અનેક અનર્થકારક ધર્મમતોએ તને અનુકૂળ વિધાન કરી, અનાદીને ઉત્તેજન આપી ત્હારો નિધાન વધાર્યો, તોપણ હે હિંસા! ત્હારૂં ખપ્પર કાં ભરાતું નથી? રસલોલુપના સ્વાદને પોષવા અનંત નિર્દોષ પ્રાણીઓને નિર્ઘૃણ નરપશુઓ રહેંસે છે, તોપણ હે હિંસા? ત્હારૂં ખપ્પર કાં ભરાતું નથી? મૃગયા અર્થે મૃગ જેવા ભીરુ તૃણમુખ પ્રાણીઓને હણતા કોઈ શૂરમન્યો મલમતા ત્હારો ઉત્સવ ઉજવે છે, તો પણ હે હિંસા! ત્હારૂં ખપ્પર કાં ભરાતું નથી? જાલિમ જુલ્મગારોની જમાતો ભીષણ યુદ્ધ માંડી નિઃશસ્ત્ર જનતા પર અગ્નિઅસ્ત્રોની પ્રચંડ વર્ષા વર્ષાવે છે ને જગતને શોણિતસરિતામાં સ્નાન કરાવે છે, તોપણ હે હિંસા ત્હારૂં ખપ્પર કાં ભરાતું નથી? વિપરીત જ્ઞાનવાળા વિજ્ઞાનીઓએ સંહારસાધનરૂપ ભયંકર યુદ્ધસામગ્રી સર્જી, મર્કટને જાણે મદિરા પાઈ વા વાનરાને નિસરણી બનાવી, ત્હારો ઉત્કર્ષ કર્યો, તોપણ હે હિંસા! ત્હારૂં ખપ્પર કાં ભરાતું નથી? વૈજ્ઞાનિક પ્રયોગના બ્હાને મૂગા જીવોનો

આદિ માટે બિચારા નિરપરાધી પ્રાણીઓને રીબાવી રીબાવીને મારી નાખવાની ઘાતકી પદ્ધતિ જ્યાં નિરંકુશપણે ચાલી રહી છે, એવું આ સ્વચ્છંદે વિચરતું હિંસાખોર જગત ભીષણ હિંસા આચરી રહ્યું છે એટલું જ નહિં પણ અહિંસાના સૂત્રધાર કહેવાતા લોકો પણ જ્યારે મત્સ્યઉદ્યોગની અથવા વાનર આદિના સંહારની પ્રેરણા કે અનુમોદના કરતા અચકાતા નથી, ત્યારે તો અહિંસા અંગેના સ્વચ્છંદની અવધિ થાય છે તેમજ ધર્મના નામે ને ધર્મના બ્હાને અહિંસા અંગે જે વિચિત્ર કલ્પનાતિરંગો પ્રવર્ત્તે છે, તેમાં પણ સ્વચ્છંદની પરાકાષ્ઠા જ દેખાય છે જેમકે—

ધર્માર્થે હિંસનમાં દોષ નથી એમ ધર્મમુગ્ધ હૃદયવાળા કોઈ યજ્ઞાદિ નિમિત્તે અનેક નિર્દોષ સત્ત્વોને હણે છે (૨) દેવોને સર્વ કંઈ દેવા યોગ્ય છે, એવી દુર્વિવેકથી કોઈ દેવદેવીને બલિદાન ધરે છે (૩) પૂજ્ય ઋષિ આદિ અતિથિ નિમિત્તે ઘેટા આદિની ઘાતમાં કાંઈ પણ દોષ નથી, એવી દુર્બુદ્ધિથી કોઈ અતિથિ અર્થે હિંસા કરે છે (૪) વનસ્પતિજન્ય આહારમાં તો અનેક પ્રાણીની હિંસા થાય છે, એના કરતાં તો એક પ્રાણીના ઘાતથી ઉપજતો માંસાહાર સારો, એમ કુયુક્તિથી કોઈ મહાસત્ત્વની ઘાતમાં પ્રવર્ત્તે છે (૫) આ એક હિંસક પાપી જીવના પ્રાણહરણથી ઘણા જીવોની રક્ષા થશે અથવા આ પાપી પ્રાણી પાપ ઉપાર્જતો અટકશે, એવી દુર્બુદ્ધિથી કોઈ હિંસ્ર સત્ત્વોનું હિંસન કરવા ઇચ્છે છે અને પોતે જ હિંસ્ર બને છે! (૬) આ અશ્વ-ગાય આદિ બહુ દુઃખી પ્રાણીઓને મારી નાખવામાં આવતાં એમનાં

દુઃખનો એકદમ અંત આવશે, એવી દુર્વાસનાથી કોઈ દુઃખાર્ત્ત જીવોને હણવા ઇચ્છે છે (પુરુષાર્થસિદ્ધિઉપાય) ઇત્યાદિ અનેક પ્રકારના કુતર્કોથી અહિંસા આ સ્વચ્છંદે પ્રવર્ત્તતા દુર્બુદ્ધિ જનો પોતાની બુદ્ધિનું દીવાળું દાખવે છે

આમ અહિંસા ધર્મને ભૂલી હિંસામય સ્વચ્છંદ આચરણ કરી રહેલા જગતને દેખી પરમ કૃપાળુ સતજનોના અંતરાત્મા પોકારી ઊઠે છે—હે હિંસા! લોકો ત્હારૂં આટલું બધું તર્પણ કરે છે, છતાં ત્હારૂં ખપ્પર હજુ કાં ભરાતું નથી? અનેક અનર્થકારક ધર્મમતોએ તને અનુકૂળ વિધાન કરી, અનાદિને ઉત્તેજન આપી ત્હારો નિધાન વધાર્યો, તોપણ હે હિંસા! ત્હારૂં ખપ્પર કાં ભરાતું નથી? રસ લોલુપના સ્વાદને પોષવા અનંત નિર્દોષ પ્રાણીઓને નિર્ઘૃણ નરપશુઓ રેંસે છે, તોપણ હે હિંસા? ત્હારૂં ખપ્પર કાં ભરાતું નથી? મૃગયા અર્થે મૃગ જેવા ભીરુ તૃણમુખ પ્રાણીઓને હણતા કોઈ શૂરમન્યો મલકાતા ત્હારો ઉત્સવ ઉજવે છે, તો પણ હે હિંસા! ત્હારૂં ખપ્પર કાં ભરાતું નથી? જાલિમ જુલમગારોની જમાતો ભીષણ યુદ્ધ માંડી નિઃશસ્ત્ર જનતા પર અગ્નિઅસ્ત્રોની પ્રચંડ વર્ષા વર્ષાવે છે ને જગતને શોણિતસરિતામાં સ્નાન કરાવે છે, તોપણ હે હિંસા ત્હારૂં ખપ્પર કાં ભરાતું નથી? વિપરીત જ્ઞાનવાળા વિજ્ઞાનીઓએ સંહારસાધનરૂપ ભયંકર યુદ્ધસામગ્રી સર્જી, મર્કટને જાણે મદિરા પાઈ વાંદરાને નિમરવો બનાવી, ત્હારો ઉત્કર્ષ કર્યો, તોપણ હે હિંસા! ત્હારૂં ખપ્પર કાં ભરાતું નથી? વૈજ્ઞાનિક પ્રયોગના બ્હાને મૂંગા જીવોનો

અનંત સંહાર કરી ત્હારા ચરણને ચૂબનારા જગતે માનવ તાનું દીવાળું કાઢયું, તોપણ હે હિંસા ! ત્હારૂં ખપ્પર હજુ કાં ભરાતું નથી ?

આમ આ જ વિદ્યુત જેવા ચચલ ક્ષણિક જીવિતના વંદનાદિ અર્થે, દુઃખનિવારણ અર્થે અને સુખસંપાદન અર્થે જગજ્જીવો સ્વચ્છંદે વર્ત્તી અનેક હિંસામય આરંભ-સમારંભ કરે છે, તેથી ખેદ પામેલા કરુણાસિન્ધુ જ્ઞાનીઓ પોકારી ગયા છે કે તે તેને અહિતાર્થે હોય છે, તે તેને અબોધિ અર્થે હોય છે, "एस खलु गंथे, एस खलु मोहे, एस खलु मारे, एस खलु नरए।" (શ્રી આચારાંગ) આ હિંસા સમારંભ છે તે કર્મગ્રંથના હેતુપણાથી ખરેખર ગ્રંથ છે, મોહના હેતુપણાથી ખરેખર મોહ છે, ભાવમરણના હેતુપણાથી ખરેખર માર છે, અને નરકના હેતુપણાથી ખરેખર નરક છે

હિંસા રાક્ષસી ! આર્ત્ત જગતનો કેડો હવે તો મૂક,
નહિ તો વીર કો ઉભો થશે તો, હણશે તને અચૂક
હિંસા ત્હારૂં ! ખપ્પર કાં ન ભરાય ? (૨)

---

## શિક્ષાપાઠ ૧૪ અલ્પ શિથિલપણાથી મહાદોષના જન્મ

અહિંસાદિ બાબત સ્વચ્છંદજન્ય અલ્પ પણ શિથિલપણાથી મહાદોષના જન્મ થાય છે ઉપયોગરૂપ વિવેક ચૂકતા આત્માનો શતમુખ વિનિપાત થતા વાર લાગતી નથી

'विवेकभ्रष्टाना भवति विनिपात शतमुख ।' એટલા માટે જ જ્ઞાનીપુરુષોએ 'સિદ્ધાંતનો બાંધો' એવો સખ્ત બાંધ્યો છે ને આચારની પ્રરૂપણા એવી કડક રાખી છે, કે ગમે તેવો સ્વચ્છંદી જીવ પણ તેમાં છીંડુ પાડવા ધારે તોપણ પાડી શકે નહિ મજબૂત વજ્રમય કિલ્લામાં ભગાણ પડી શકે નહિ, તેમ જ્ઞાનીઓએ ઉપયોગમય વજ્રબંધવાળો સિદ્ધાંતનો ગઢ એવો દૃઢ બાંધ્યો છે કે તેની કાંકરી પણ ખરી શકે નહિ આવું દૃઢ બંધારણ રાખવાનું કારણ એટલું જ છે કે જીવનો સ્વભાવ મૂળે પ્રમાદી છે, એટલે લેશ પણ છૂટ છે છટકબારી રાખી હશે, તો તે ઉપયોગથી ચૂકી તેમાં મોટું છીંડુ પાડશે ને તેમાંથી મહામોહની સેના ધસી આવી આ માના ચૈતન્યપુરમાં મોટું ધમસાણ મચાવશે એમ વિચારી વિચક્ષણ જ્ઞાનીઓએ સંકુચિત નહિ, પણ જીવનો અંતર્મુખ ઉપયોગ રહે એવી વિશાળ 'રહસ્ય દૃષ્ટિ'થી જ અહિંસાદિનું સૂક્ષ્મ નિરૂપણ કર્યું છે

કારણકે '**સતત અંતર્મુખ ઉપયોગે સ્થિતિ એ જ નિર્ગ્રંથનો પરમ ધર્મ છે**' પણ સંયમસાધન દેહાદિ જ્યાં લગી છે, ત્યાંલગી ઉપયોગના બહિર્મુખ થવાના નિમિત્તરૂપ મન-વચન-કાયાના યોગની કંઈ ને કંઈ પ્રવૃત્તિ રહેવાની જ ત્યાર તે પ્રવૃત્તિ કરતા પણ ઉપયોગ અંતર્મુખ વર્ત્યા કરે એવા પ્રકારની 'અદ્ભુત સંકલના'થી તે તે પ્રવૃત્તિ સમ્યક્ પણે કરવાની 'આજ્ઞા' કરી છે,-કે જે 'પંચ સમિતિ'ને નામે પ્રખ્યાત છે આમ સૂતા-બેસતા, ઊઠતા-જાગતા સર્વત્ર સતત જતન ઉપયોગ રહે એવી 'અપ્રમત્ત સંયમ દૃષ્ટિ'

અનંત સંહાર કરી ત્હારા ચરણને ચૂમનારા જગતે માનવ
તાનું દીવાળું કાઢયું તોપણ હે હિંસા! ત્હારૂં ખપ્પર હજુ
કાં ભરાતું નથી?

આમ આ જ વિદ્યુત જેવા ચંચલ ક્ષણિક જીવિતના વંદનાદિ અર્થે, દુઃખનિવારણ અર્થે અને સુખસંપાદન અર્થે જગજ્જીવો સ્વચ્છંદે વર્તી અનેક હિંસામય આરંભ-સમારંભ કરે છે, તેથી ખેદ પામેલા કરુણાસિન્ધુ જ્ઞાનીઓ પોકારી ગયા છે કે તે તેને અહિતાર્થે હોય છે, તે તેને અબોધિ અર્થે હોય છે, "एस खलु गंथे, एस खलु मोहे, एस खलु मारे, एस खलु णरए।" (શ્રી આચારાંગ) આ હિંસા સમારંભ છે તે કર્મબંધના હેતુપણાથી ખરેખર ગ્રંથ છે, મોહના હેતુપણાથી ખરેખર મોહ છે, ભાવમરણના હેતુપણાથી ખરેખર માર છે, અને નરકના હેતુપણાથી ખરેખર નરક છે

હિંસા રાક્ષસી! આર્ત્ત જગતનો કેડો હવે તો મૂક
નહિં તો વીર કો ઉભો થશે તો, હણશે તને અચૂક
હિંસા ત્હારૂં! ખપ્પર કાં ન ભરાય? (૨)

---

## शिक्षापाठ ९४ अल्प शिथिलपणाथी महादोषना जन्म

અહિંસાદિ બાબત સ્વચ્છંદજન્ય અલ્પ પણ શિથિલ પણાથી મહાદોષના જન્મ થાય છે ઉપયોગરૂપ વિવેક ચૂકતા આત્માનો શતમુખ વિનિપાત થતા વાર લાગતી નથી.

'विवेकभ्रष्टानां भवति विनिपातः शतमुखः ।" એટલા માટે જ જ્ઞાનીપુરુષોએ 'સિદ્ધાંતનો બાંધો' એવો સખ્ત બાંધ્યો છે ને આચારની પ્રરૂપણા એવી કડક રાખી છે, કે ગમે તેવો સ્વચ્છંદી જીવ પણ તેમાં છીંડું પાડવા ધારે તોપણ પાડી શકે નહિ. મજબૂત વજ્રમય કિલ્લામાં ભગાણું પડી શકે નહિ, તેમ જ્ઞાનીઓએ ઉપયોગમય વજ્રબંધવાળો સિદ્ધાંતનો ગઢ એવો દૃઢ બાંધ્યો છે કે તેની કાંકરી પણ ખરી શકે નહિ. આવું દૃઢ બંધારણ રાખવાનું કારણ એટલું જ છે કે જીવનો સ્વભાવ મૂળે પ્રમાદી છે, એટલે લેશ પણ છૂટ કે છટકબારી રાખી હશે, તો તે ઉપયોગથી ચૂકી તેમાં મોટું છીંડું પાડશે ને તેમાંથી મહામોહની સેના ધસી આવી આત્માના ચૈતન્યદુર્ગમાં મોટું ઘમસાણ મચાવશે એમ વિચારી વિચક્ષણ જ્ઞાનીઓએ મૂઠ્ઠીચિત નહિ, પણ જીવનો અંતર્મુખ ઉપયોગ રહે એવી વિશાળ 'રહસ્ય દૃષ્ટિ'થી જ અહિંસાદિનું સૂક્ષ્મ નિરૂપણ કર્યું છે.

કારણકે '**સતત અંતર્મુખ ઉપયોગે સ્થિતિ એ જ નિર્ગ્રંથનો પરમ ધર્મ છે**' પણ સંયમસાધન દેહાદિ જ્યાં લગી છે, ત્યાંલગી ઉપયોગના બહિર્મુખ થવાના નિમિત્તરૂપ મન-વચન-કાયાના યોગની કંઈ ને કંઈ પ્રવૃત્તિ રહેવાની જ. ત્યારે તે પ્રવૃત્તિ કરતાં પણ ઉપયોગ અંતર્મુખ વર્ત્યા કરે એવા પ્રકારની 'અદ્ભુત સંકલના'થી તે તે પ્રવૃત્તિ સમ્યક્-પણે કરવાની 'આજ્ઞા' કરી છે,—કે જે 'પંચ સમિતિ'ને નામે પ્રખ્યાત છે. આમ સૂતાં-બેસતાં, ઊઠતાં-જાગતાં સર્વત્ર સતત જાગ્રત ઉપયોગ રહે એવી 'અપ્રમત્ત સંયમ

ભૂલાય તે હેતુએ, સૂક્ષ્મમાં સૂક્ષ્મ વિગતવાળી સંયમક્રિયા ઉપદેશી છે,-કે જેથી જીવને અલ્પ પણ શિથિલપણાનો અવકાશ કે બ્હાનું ન રહે જેમકે—

પૃથ્વીકાય આદિ સૂક્ષ્મમાં સૂક્ષ્મ જીવની રક્ષાર્થે પુનઃ પુનઃ પ્રતિલેખનાનો ઉપદેશ કર્યો, તે એટલા માટે કે તે રક્ષા કરના તના અનુક્રમણથી નિરંતર આ સ્વરૂપની પ્રતિલેખના-અનુપ્રેક્ષા રહ્યા કરે આવી પદ્‌મયની રક્ષાની આજ્ઞા છતા અપવાદરૂપે નદી ઉતરવાની આજ્ઞા કરી, તે જીવનું શ્રેયપ્રતિબંધરૂપ શિથિલપણું દૂર કરવા માટે કારણકે જો તેમ ન કર્યું હોત, તો ગામમાં એક રાત્રી ને નગરમાં ત્રણ રાત્રીથી વધાર (ચાતુર્માસ શિવાય) મુનિએ નિવાસ કરવો નહિ, એવી આજ્ઞાનો ભંગ કરવાનું શિથિલાચારીને સહેજે કારણ મળી રહેત અને આ ક્ષેત્ર મ્હારૂં છે, આ ભક્તો મ્હારા છે, આ ઉપાશ્રય મ્હારો છે, એવા મમત્વ પ્રતિબંધ કરી તે વાણાધપી થઈને ત્યાં ને ત્યાંજ પડયો રહેત, અને આમ અલ્પ શિથિલપણાથી તેને અનુક્રમે પાંચે વ્રતથી ભ્રષ્ટ થવાનો પ્રસંગ આવત સૂક્ષ્મમાં સૂક્ષ્મ પણ અસત્ય વચન ન વદવાનો ઉપદેશ કર્યો ત એટલા માટે કે અલ્પ પણ અસત્ય વદશે તો અનુક્રમે મોટું જૂઠાણું બોલતા પણ તે અચકાશે નહિ ને તેના સર્વ વ્રતનો ભંગ થશે સળી માત્ર પણ અદત્ત લેવાનો મુનિને નિષેધ કર્યો તે એટલા માટે કે તે નાની વસ્તુની પણ 'ચોરી' છે, અને ચોરીનો ગુન્હો શીખ્યો તેને મોટી ચોરી કરતા વાર નહિ લાગે ગૃહસ્થને ત્યાંથી આણેલી સોય ખોવાઈ જવાના કારણે મુનિ પાછી ન આપે તો તેને ત્રણઉપવાસનું

પ્રાયશ્ચિત્ત કહ્યુ છે, તેનું કારણ એ છે કે તે ઉપયોગશૂન્ય રહ્યો, અને તેથી અનુક્રમે શિથિલપણુ પામી તે મુનિપણુ ખોઇ બેસત બ્રહ્મચર્યની બાબતમા લેશ પણ શિથિલપણુ ન ચલાવી લેવાય એટલા માટે તેની નવવાડની મજબૂત રક્ષણવિધિ બતાવી છે તે અગે એટલે સુધી કહ્યુ છે કે ‘હજારો દેવાગનાથી પણ ન ચળી શકે તેવા મુનિએ પણ નાક-કાન છેદેલી એવી જે સો વરસની વૃદ્ધ સ્ત્રી તેની સમીપ પણ રહેવુ નહિં કારણકે તે વૃત્તિને ક્ષોભ પમાડે જ એવુ જ્ઞાનીએ જાણ્યું છે ’ અકિચન એવા અપરિગ્રહ વ્રતમા એક ફૂટી બદામ પણ રાખવાની મુનિને મનાઈ કરી છે તેમ ન કર્યું હોત તો પાઈ પાઈ ભેગી કરીને પણ બૅન્કમા પૈસા જમા કરાવત ! અથવા પરિગ્રહધારી બની હાડમાડથી ફરત, કે ભોગે મહત બની મઠ ચલાવત ! ને એમ કરતા અનુક્રમે સર્વ અનર્થ પ્રાપ્ત થાત આમ અહિંસાદિ વ્રતમા અલ્પ પણ શિથિલપણાને અનુકૂળ છટકબારી રાખવામા આવી હોત, તો મહા અનર્થપરપરા નિપજી જીવનું ઘોર અધ પતન થાત

કારણકે અહિંસા-સત્ય આદિ એક અખડ યોગચક્રરૂપ છે તેના કોઈ પણ એક ચક્રમા કઈ સ્ખલના થતા, ઘડિયાળના ચક્રની જેમ, આખા યોગચક્રને તેની અસર પ્હોચે છે ઉપયોગ ચૂકવાથી અહિંસાનો ભગ થતા સત્યાદિનો ભગ થાય છે ને સત્યાદિનો ભગ થતા અહિંસાનો ભગ થાય છે આમ સકલ યોગચક્રનો પરસ્પર ગાઢ સબધ છે એટલે તેમા ક્યાય પણ અલ્પ શિથિલપણાથી પણ મહાદોષની

સભાવના છે, એમ સમજી મુમુક્ષુએ આત્માનો ઉપયોગ ચૂકવો નહિ એ જ તાત્પર્ય છે

(દોહરા) શિથિલપણા છીડા થકી, પેસે મોટા દેષ,
અધ પતન કરી આત્મનુ, કરે ગુણનો શોષ

## शिक्षापाठ ९५ पारमार्थिक सत्य

ઉપયોગ ચૂકવારૂપ અલ્પ પણ શિથિલપણાથી મહાદોષ જન્મે છે, એટલા માટે જ જ્ઞાનીઓ પરમ પારમાર્થિક સત્ય પોકારી ગયા છે કે ઉપયોગ રાખો ! ઉપયોગ રાખો ! અર્થાત્ હુ દેહાદિથી ભિન્ન શુદ્ધ ચૈતન્યસ્વરૂપ આત્મા છુ અને આ દેહાદિ મ્હારા નથી,-એ પારમાર્થિક સત્યનો અખડ નિશ્ચય હૃદયમા ધારણ કરી, આ પારમાર્થિક સત્ય સિદ્ધ થાય એવો વચનાદિ સર્વ વ્યવહાર આચરો

પારમાર્થિક સત્ય એટલે પરમાર્થથી-શુદ્ધ નિશ્ચયથી જેવા પ્રકારે વસ્તુનું શુદ્ધ તત્ત્વસ્વરૂપ, પરમાર્થસત્ નિશ્ચયસ્વરૂપ છે તે ત્રણે કાળમા જે ન ફરે એવો નિશ્ચળ સિદ્ધાંત તે તે નિશ્ચય જેમ બે ને બે ચાર, તે ગમે તે દેશમા ને ગમે કાળમા ફરે નહિ, તેમ ચેતન ને જડ એ ત્રણે કાળમા ભિન્ન વસ્તુ છે, ચેતન છે તે ચેતન છે ને જડ છે તે જડ છે, ચેતન પલટીને જડ થાય નહિ ને જડ પલટીને ચેતન થાય નહિ, એ પારમાર્થિક સત્યસ્વરૂપ નિશ્ચય ત્રણે કાળમા ચળે નહિ આત્મા શુદ્ધ એક જ્ઞાયક ભાવ શિવાય બીજી કોઈ વસ્તુ નથી, દર્શન-જ્ઞાન-ચારિત્ર પણ તે જ્ઞાયક ભાવમાં જ અતર્ભાવ પામે છે આત્મામાં પરભાવ-વિભાવની છાયા

પડે તે "પરસમય નિવાસ" છે ને આત્મા સદા શુદ્ધ આત્માનુભવમા વિલસે તે "સ્વસમય વિલાસ" છે આમ સર્વ પરદ્રવ્યથી ભિન્ન એવો 'શુદ્ધ બુદ્ધ ચૈતન્યઘન' આત્મા જ માત્ર આદેય છે ને બાકી બીજુ બધુંય હેય છે, એ જ દ્વાદશાંગીનો સારભૂત પરમાર્થસત્ય નિશ્ચય અથવા સમયનો સાર છે

આ પરમાર્થસત નિશ્ચયરૂપ સાધ્ય લક્ષ્યને સિદ્ધ કરવા માટે, એટલે કે સમયસારનું અર્થાત શુદ્ધ આત્માનું સ્વરૂપ પ્રગટ કરવા માટે જે જે સતસાધન ઉપકારી થાય તે સત વ્યવહાર છે, અને જ્યા શુદ્ધ આત્મસ્વભાવની આત્યતિક સ્થિરતા વર્ત્તે છે, એવુ કેવલજ્ઞાન ન પ્રગટે ત્યાલગી આ વ્યવહાર આવશ્યક છે અર્થાત દર્શન-જ્ઞાન-ચારિત્ર એ આત્માનું સ્વરૂપ છે, એટલે દર્શન-જ્ઞાન-ચારિત્રની જેથી વૃદ્ધિ થાય, પુષ્ટિ થાય, નિર્મલતા થાય, તે સર્વ સતસાધનરૂપ સદ્વ્યવહાર અવશ્ય સેવન કરવા યોગ્ય છે કેટલાક લોકો ગચ્છ-કદાગ્રહ સાચવવામા ને પોષવામા જ વ્યવહારની પર્યાપ્તિ ને ધર્મની સમાપ્તિ માની બેઠા છે "ગચ્છ કદાગ્રહ સાચવે રે, માને ધર્મ પ્રસિદ્ધ !" (દેવ ૧૬૨૭) પણ આ ગચ્છમતની જે કલ્પના છે તે કાંઈ સદ્વ્યવહાર નથી, શુદ્ધ આત્મસ્વભાવરૂપ પરમાર્થનો સાધક થાય તે જ સદ્વ્યવહાર છે કારણકે વ્યવહાર નિશ્ચયસાપેક્ષ જોઈએ ને નિશ્ચય વ્યવહારસાપેક્ષ જોઈએ એમ જિનવચન છે "નિશ્ચય વાણી સાભળી, [illegible] તજવા [illegible]ોય" નિશ્ચય રાખી લક્ષમા, સાધન કરવા સોય" માટે પરમાર્થસત્યરૂપ શુદ્ધ આત્મસ્વરૂપનો [illegible] નિરતર

લક્ષ્યમા રાખી સમસ્ત દ્વાદશાંગીના સારરૂપ "શુદ્ધ નય દીપિકા" પ્રત્યે નિરતર દૃષ્ટિ કરવી, તેના અનુસાધનરૂપ પરમાર્થ સાધક શુદ્ધ વ્યવહાર સેવવો નિશ્ચય-વ્યવહારનો સમન્વય સાધવો તે જ પરમાર્થસત્ય મોક્ષમાર્ગ છે

અને તેવા પરમાર્થસત્ય મોક્ષમાર્ગનું નિર્દંભ આરાધન કરતા તથારૂપ સાચા આત્મભાવનું પ્રગટવું તે જ પરમાર્થ સત્ ભાવ છે કારણકે પરમાર્થસત્ એટલે નિરુપચરિતપણે પરમાર્થથી જ સત્-છતું (પ્રગટ હોવારૂપ) છે તે આ પરમાર્થસતમા ઉપચારનો કે કલ્પનાનો અવકાશ નથી, પણ તથારૂપ સાચા ભાવનો જ અવકાશ છે 'મિટે કલ્પના જલ્પના, તબ વસ્તુ તિન પાઈ' પરતુ શ્રી આનદઘનજીએ ગાયુ છે તેમ 'અભિમત વસ્તુ વસ્તુગતે કહે રે તે વિરલા જગ જોય" એટલે જ પ્રાયે આવુ અકલ્પિત વસ્તુગતે વસ્તુ અનુભવરૂપ 'સત હાલ તો કેવળ અપ્રગટ રહ્યુ દેખાય છે જૂદી જૂદી ચેષ્ટાએ તે હાલ પ્રગટ જેવુ માનવામા આવે છે (યોગાદિક સાધન, આત્માનુ ધ્યાન, અધ્યાત્મચિંતન, વેદાત-ગ્રથ વગેરેથી), પણ તે તેવુ નથી' કારણકે કલ્પનાથી માનવુ અને તથારૂપ હોવુ એમા ઘણો તફાવત છે કલ્પનારૂપ માન્યાનુ ફળ નથી, તથારૂપ ભાવનું-દશાનું ફળ છે માટે સર્વ કલ્પનાથી રહિત નિરુપચરિત એવા તથારૂપ આત્મભાવનો આવિર્ભાવ-આત્મપરિણમન જ્યા હોય, તે જ પરમાર્થસત ભાવ છે જેમકે-આત્માનુભવરૂપ ખરેખર સમ્યગ્દૃષ્ટિપણું, આત્મારામીપણારૂપ મુનિપણું આદિ જ્યા પ્રગટ્યુ છે તે જ નિશ્ચયથી પરમાર્થસત્ એવા સમ્યગ્દૃષ્ટિ, મુનિ આદિ ભાવ છે

આ પરમાર્થસત્ય નિશ્ચય લક્ષ્યમા રાખી, પરમાર્થથી-તત્ત્વથી જે વસ્તુ જેમ છે તેમજ કહેવી તે પરમાર્થસત્ય વચન છે અનાત્મ વસ્તુને આત્મરૂપ ન કહેવી પણ આત્મ વસ્તુને જ આત્મરૂપ કહેવી, અર્થાત આત્મા શિવાયની કોઈ પણ વસ્તુ પોતાની નથી, પર વસ્તુ છે એવો નિશ્ચય ઉપયોગ હૃદયગત રાખી વ્યવહારમા વચન બોલવુ તે પરમાર્થસત્ય છે પરમાર્થસત્ય એટલે આત્મા શિવાય બીજો કોઈ પણ પદાર્થ આત્માનો થઈ શકતો નથી એમ નિશ્ચય જાણી, બોલવામા વ્યવહારથી દેહ, સ્ત્રી, પુત્ર, ધન, ધાન્ય, ગૃહઆદિ વસ્તુઓના પ્રસગમા બોલતા પહેલા એક આત્મા શિવાય બીજુ કઈ મ્હારૂ નથી એ ઉપયોગ રહેવો જોઈએ એવા ઉપયોગપૂર્વક બોલાય તો તે પારમાર્થિક ભાષા છે 'આવા પરમાર્થસત્યમય શુદ્ધ આ મોપયોગની અખડ ધારા જેના જીવનમા પ્રવહે છે, તે મુનિવેષ વિના પણ મુનિ છે,અને તેવા આ મોપયોગનુ જેને ભાન કે લામઠેકાણુ નથી તે મુનિવેષ છતા પણ અમુનિ છે તાત્પર્ય કે એવી પરમાર્થસત્ય વાણી વદનારા જે નિરતર આત્માના શુદ્ધ ઉપયોગમા રમણ કરી રહ્યા છે તે જ સાચા સાધુ અથવા ભાવશ્રમણ છે

અને આવા ભાવશ્રમણ તેજ પરમ પરમાર્થ સત્ય વીતરાગ સદ્દેવના સન્માર્ગે ગમન કરી રહેલા પરમ માનનીય પરમાર્થ-સત્ય સદ્ગુરુ છે એવા મૂર્તિમાન્ સત્યસ્વરૂપ ભાવયોગી સદ્ગુરુના યોગે જ પરમાર્થ દૃષ્ટિ ખૂલી જીવને પરમાર્થસત્ય શુદ્ધ આત્મધર્મનુ ભાન થાય છે એટલે તે વિભાવરૂપ અધર્મ છાડી સ્વભાવરૂપ ધર્મ આદરે છે, અને દેહાદિક

ભિન્ન એવુ પરમ પરમાર્થસત્ સહજાત્મસ્વરૂપ સમજી, વિચારમા ઉચ્ચારમા ને આચારમા તેનો પરમાર્થસત્ય પ્રયોગ કરતો રહી, આત્મભાવનાની શ્રેણીએ ચઢે છે

(દોહરો) પરમાર્થથી સત્ વસ્તુતુ, જેહ જ સત્ય સ્વરૂપ,
તે આચાર વિચાર ને, ઉચ્ચારે સતરૂપ

---

## शिक्षापाठ ९६ आत्मभावना

'આતમ ભાવના ભાવતા
જીવ લહે કેવલજ્ઞાન રે'

આત્મભાવનાનુ ભાવન કરતા જીવ કેવલજ્ઞાન પામે છે હું દેહાદિથી ભિન્ન એવો કેવલ જ્ઞાનસ્વરૂપ શુદ્ધ આત્મા છુ, એવુ નિરતર ભાવન કરતા અનતા આત્માઓ મુક્ત ગતિને પામ્યા છે "अप्पाणं भावमाणे विहरइ।" એ સૂત્રવચનો આની સાક્ષી પૂરે છે આ દેહ તે હું એવી દેહમા આત્મ ભાવના એ જ અન્ય દેહ ધારણ કરવાનુ બીજ છે, અને આ આત્મા તે હું એમ આત્મામા જ આત્મભાવના તે વિદેહ પ્રાપ્તિનુ બીજ છે એટલા માટે મુમુક્ષુએ આત્મભાવનાનો એવો દૃઢ અભ્યાસ કરવો યોગ્ય છે, કે જેથી કરીને પુન સ્વપ્ને પણ દેહમા આત્મબુદ્ધિ ઉત્પન્ન ન થાય જેમકે—

હું આ દેહાદિ સમસ્ત પરવસ્તુથી ભિન્ન એવો ઉપયોગવન્ત શુદ્ધ ચૈતન્યસ્વરૂપી અવિનાશી અજર અમર આત્મા છું આ નાશવત દેહાદિ ભાવ તે હું નથી વસ્ત્ર નષ્ટ થતા દેહ નષ્ટ થતો નથી, તેમ દેહ નષ્ટ થતા હુ નષ્ટ

થતો નથી વસ્ત્ર જીર્ણ થતા દેહ જીર્ણ થતો નથી, તેમ દેહ જીર્ણ થતા હું જીર્ણ થતો નથી મ્યાને દેહથી વસ્ત્ર જૂદું છે, તેમ દેહથી હું જૂદો છું મ્યાનથી તલવાર જૂદી છે, તેમ આ દેહથી હું જૂદો છું દૂધ ને પાણી હંસ જૂદા અનુભવે છે, તેમ હું આ ચૈતન્યસ્વરૂપ આત્માને દેહથી પ્રગટ જૂદો અનુભવું છું જે દેહમા દૂધ ને પાણીની જેમ એકક્ષેત્રાવગાહપણે આ આત્મા રહ્યો છે, તે દેહથી પણ આ આત્મા જો ભિન્ન છે, તો પછી દેહ શિવાયની બીજી બધી વસ્તુઓથી તો આ આત્મા અત્યંત અત્યંત ભિન્ન હોય એમા પૂછવુ જ શું? ચિત્રશાળા ન્યારી છે, તેમા પલંગ ન્યારો છે, તેમા સેજ ન્યારી છે, તેની પર બીછાવેલી ચાદર પણ ન્યારી છે આવો પરવસ્તુ સાથેનો મ્હારો સંયોગસંબંધ છે, એમા મ્હારી આત્મબુદ્ધિરૂપ સ્થાપના કરવી જૂઠી છે,

' માટે હું આ દેહાદિ ભાવનો નથી ને આ દેહાદિ ભાવ મ્હારા નથી આ અનાદિ સંસારમા આ જીવે અનંત દેહપર્યાય ધારણ કર્યા, તેમા કયો દેહ આ જીવનો ગણવો? જે દેહપર્યાયને આ જીવ મિથ્યા દેહાધ્યાસથી પોતાનો માનવા જાય છે, તે દેહ તો ખલ જનની માફક દગો દઈને તેનો ત્યાગ કરીને ચાલ્યો જાય છે! ને આ જીવ મેંઢાની જેમ 'મેં મ' (મ્હારૂં મ્હારૂં) કરતો હાથ ઘસતો રહે છે! આ વ્હાલામા વ્હાલો દેહ પણ જ્યા જીવનો થતો નથી, તો પછી આ દેહને આશ્રયે રહ્યા હોઈને રહેલી એવી અન્ય પરિગ્રહરૂપ વળગણા તો તેની

ક્યાંથી થાય ? માટે એ સમસ્ત પરવસ્તુમાં પરમાણુમાત્ર પણ મ્હારૂં નથી, એની સાથે મારે કંઈપણ લેવાદેવા નથી

પૂર્વે મોહથી આ પરવસ્તુમાં આત્મબુદ્ધિ ભાવીને હું જે પુદ્ગલકર્મથી બંધાયો છું, તે આ કર્મપુદ્ગલો પોતાનું જૂનું લેણું વસુલ કરવા આવ્યા છે તે ભલે પોતાનું લેણું લઈ લઈ મને ઝટ ઋણમુક્ત કરો ! બાકી હું તે પરવસ્તુ નથી ને પરવસ્તુ તે હું નથી તે મ્હારી નથી ને હું તેનો નથી હું તે હું છું તે તે તે છે મ્હારૂં તે મ્હારૂં છે, તેનું તે તેનું છે હે ચેતન ! ત્હારૂં તે ત્હારી પાસે જ છે, બાકી બંધુય અનેરૂં છે તો પછી આ પરવસ્તુમાં તું હુંકાર હુંકાર શું કરે છે ? મ્હારૂં મ્હારૂં શું કરે છે ? આત્માનો હુંકાર કરી એ હુંકારનો હુંકાર તું તોડી નાખ ! 'મારૂં' ને મારૂં એમ નિશ્ચય કર ! એક મહાત્મસ્વરૂપી શાશ્વત આત્મા જ મ્હારો છે, બાકી બીજા બધા બાહ્ય ભાવો માત્ર સંયોગરૂપ છે એમ ભાવી હે જીવ ! તું સમસ્ત પરભાવપ્રપંચને ત્યજી, આત્મભાવને જ ભજ !

(દોહરા) વસ્ત્ર-દેહ જ્યમ દેહથી, આત્મા ભિન્ન જ ભાવ,
મ્યાન-અસિ જ્યમ દેહથી, આત્મા ભિન્ન જ ભાવ
દેહ ન હું હું દેહ ના, દેહ ન મુજ કો દિન,
હું આત્મા આત્મા જ મુજ, થઉં આત્મામાં લીન

## शिक्षापाठ ९७ जिनभावना

જેવું જિન ભગવાનનું સ્વરૂપ છે, તેવું જ આ મ્હારા આત્માનું સ્વરૂપ છે, એમ જિનસ્વરૂપની ભાવનાથી આત્મા

જિનસ્વરૂપને પામે છે "જિન સ્વરૂપ થઈ જિન આરાધે, તે સહી જિનવર હોવે રે, ભૃંગી ઈલિકાને ચટકાવે, તે ભૃંગી જગ જોવે રે" (આનંદઘનજી) જે જેને ભાવે તે તેવો થાય જેવી ભાવના તેવી સિદ્ધિ ભમરીના ધ્યાનથી ઈયળ જેમ ભમરી બને છે, તેમ જિનભાવનાથી આત્મા જિન થાય છે કારણકે શ્રીજિન ભગવાનનુ જેવુ શુદ્ધ સહજ આત્મસ્વરૂપ છે, તેવુ જ શુદ્ધ નિશ્ચયનયની દૃષ્ટિએ આ આત્માનુ મૂળ સ્વરૂપ છે કર્મરૂપ આવરણ ટળ્યુ હોવાથી ભગવાનનુ તે સ્વરૂપ વ્યક્તતા-આવિર્ભાવ પામ્યુ છે આવરણ વર્ત્તતુ હોવાથી આત્માનુ તે સ્વરૂપ તિરોભાવ પામેલુ હોઈ અવ્યક્ત-શક્તિપણે રહ્યુ છે આમ કર્મ આવરણરૂપ ઔપાધિક ભેદને લીધે ભગવાનમા અને આત્મામા અતર પડ્યુ છે, જીવ અને શિવનો ભેદ પડયો છ પણ મૂળ સ્વરૂપ દૃષ્ટિથી તે બન્નેમા કઈ પણ ભેદ નથી જેવુ 'અનત સુખસ્વરૂપ' તે જિનપદ છે, તેવુ જ આ 'મૂળ શુદ્ધ તે આત્મપદ' છે આ જિનપદ ને નિજપદની એકતા છે, એ લક્ષ થવાને માટે જ સુખદાયક એવા સર્વ શાસ્ત્રનુ નિરૂપણ છે, અને એ જ આ ભક્તિમય જિનભાવનાનુ પ્રયોજન છે "જિનપદ નિજપદ એકતા ભેદભાવ નહિ કાઈ, લક્ષ થવાને તેહનો, કહ્યા શાસ્ત્ર સુખદાયિ' એટલે એવા અનત સુખસ્વરૂપ મૂળ શુદ્ધ તે આત્મપદને જે ઇચ્છે છે તે જોગી જનેને તે સયોગી જિનપદની અખડ એકનિષ્ઠાથી આરાધના-ભાવના અવશ્ય કરવી જોઇએ

અને યોગના ગોળામા ચિરકાળથી વસેલા સિદ્ધશિષ્યનુ

દ્રષ્ટાંત ઘટે છે કોઈ સિંહનું બચ્ચું જન્મથી માંડી ઘેટાના ટોળામાં વસ્યું છે, ઉછર્યું છે, અને ચિરસહવાસથી તે પોતાને ઘેટું જ માની બેઠું છે ત્યાં કોઈ સિંહ દેખાય છે તેને દેખી તે સિંહશિશુ ધારી ધારી તેનું રૂપ જુએ છે અને પાછું પોતાનું સ્વરૂપ નિહાળે છે, તો બન્નેનું સ્વરૂપ સમાન દેખાય છે, અને તેને ભાન થાય છે કે હું ઘેટું નથી, પણ સિંહશિશુ છું તેમ આ આત્મા પણ અનાદિકાળથી પરભાવના સહવાસમાં વસેલો છે, અને પોતાને પરરૂપ જ માની બેઠો છે તેને સમાધિરસભર્યા સ્વરૂપસિદ્ધ પ્રભુના દર્શનથી-ભાવનથી ચિરવિસ્મૃત નિજ સ્વરૂપનું ભાન થાય છે અને આમ તે જિન સમ સ્વરૂપસત્તા ઓળખે છે, એટલે તેના પ્રગટ આવિર્ભાવની ઈહા-ઈચ્છા તેને પ્રગટે છે કે આવું જિન ભગવાન જેવું પરમાનંદમય શુદ્ધ આનંદઘન સ્વરૂપ મને પ્રગટે તો કેવું સારૂ ? એવી અંતરંગ રુચિરૂપ તીવ્ર ઇચ્છાથી તે પરપરિણતિમાં નિરીહ-નિષ્કામ બની આત્મપરિણામ ભણી વળે છે

અને પછી એવો તે અંતરાત્મા આદર્શ પરમાત્મસ્વરૂપની સાધના કરે છે જેવો ઉપાસ્ય આદર્શ તેવી સિદ્ધિ થાય છે કુશલ શિલ્પી જેમ આદર્શને (Model) નિરંતર દૃષ્ટિસન્મુખ રાખી પોતાની કલાકૃતિ ઘડે છે; તેમ મુમુક્ષુ આત્મા પણ પ્રતિછંદસ્થાનીય-આદર્શરૂપ પ્રભુને નિરંતર દૃષ્ટિસન્મુખ રાખી નિજ આત્મસ્વરૂપની પૂર્ણ કલામય ઘટના કરે છે "દર્પણ જિમ અવિકાર" પ્રભુના રૂપદર્પણમાં નિજસ્વરૂપનું દર્શન કરે છે મહર્ષિ કુન્દકુન્દાચાર્યજી વદે છે કે-"જે ભગવાન

અર્હંતનુ સ્વરૂપ દ્રવ્ય ગુણ અને પર્યાયથી જાણે, તે પોતાના આત્માનુ સ્વરૂપ જાણે અને તેનો નિશ્ચયે કરીને મોહ નાશ પામે ” આમ જિન ભગવાનના સ્વરૂપનુ ભાવન કરવુ તે ગૌણતાથી આત્મસ્વરૂપનુ જ ભાવન છે, જિનનુ પૂજન તે આત્મસ્વરૂપનુ જ પૂજન છે “જિનવર પૂજારે તે નિજ પૂજના રે ” ( દેવચદ્રજી )

જેમ જેમ જિનવરના અવલબન જીવ આગળ વધતો જઈ એકતાનતા સાધતો જાય છે, તેમ તેમ તે આત્માલબની થતો જાય છે, અને પ્રભુના સ્વરૂપમા ચિત્તવૃત્તિની તન્મયતા રૂપ લય થતા સપૂર્ણ સ્વરૂપાલબની થાય છે, એટલે કે ‘પ્રભુના સ્વરૂપધ્યાનાવલબન વગર–નિરાલબનપણે વૃત્તિઆત્મા ઠરતા બને છે ’ આમ પુષ્ટ નિમિત્તરૂપ પ્રભુનુ આલબન–ધ્યાન આત્માને સ્વરૂપારોહણ કરવાનો સુગમ ને શ્રેષ્ઠ ઉપાય છે, રાજમાર્ગ છે શ્રીપૂજ્યપાદસ્વામીજીએ કહ્યુ છે તેમ વાટ દીવાની ઉપાસના કરતા પોતે દીવો બને છે, તેમ આત્મા પરમાત્માની ઉપાસના કરતા સ્વય પરમાત્મા થાય છે ઉપાસ્યની ઉપાસનાથી ઉપાસક પોતે ઉપાસ્ય બને છે અને “નમો મુજ ! નમો મુજ !” એવી યોગીશ્વર આનદઘનજીએ ગાએલી પરમ ધન્ય દશા પ્રાપ્ત થાય છે આમ તે પરમ પુરુષના અવલબને પરમ પદની પ્રાપ્તિ સાવ સુઘટ ને સુગમ થઈ પડે છે, જે સસાર સમુદ્ર સમાન તરવો અતિ દુસ્તર છે, તે પ્રભુના અવલબને ગોષ્પદ સમાન લીલામાત્રમા પાર ઉતરી જવાય એવો બની જાય છે ! એટલા માટે જ શ્રી દેવચદ્રજી જેવા ભક્તશિરોમણિ મહાત્મા ગાઈ   “જિન

આલંબની નિરાલંબની થાયે જો, તિણે હમ રમશું નિજ ગુણ શુદ્ધ નંદનવને રે લો " તે એટલે સુધી કે આત્મતત્ત્વ જ્યાં સુધી સંપૂર્ણ નહિ થાય ત્યાંસુધી હું આ જગદ્ગુરુ દેવના ચરણ સદાય સેવ્યા કરીશ, યાવત્ બારમા ક્ષીણમોહ ગુણસ્થાનના અંત પર્યંત જિનભાવના ભાવતો રહી હું તેનું અવલંબન છોડીશ નહિં

આમ જિનભાવનામય ભક્તિને સર્વ શાસ્ત્રકારોએ એકી અવાજે વખાણી છે ભક્તિ એ મુક્તિનો ભવ્ય રાજમાર્ગ છે ' જિન પતિભક્તિ મુક્તિનો મારગ, અનુપમ શિવસુખકંદો રે, "એમ ભક્તરાજ દેવચંદ્રજી કહે છે શાસ્ત્રસમુદ્રનું અવગાહન કરતાં મને આ સાર મળ્યો છે, કે ભગવદ્‌ની ભક્તિ એ જ પરમાનંદ સંપદાઓનું બીજ છે," એમ સર્વ શાસ્ત્રપારંગત શ્રી યશોવિજયજીનું સુભાષિત વદે છે ' જિનપે ભાવ વિના કબૂ નહિ છૂટત દુખદાવ, ' એમ પરમ ભાવિતાત્મા શ્રીમદ્ રાજચંદ્રજીનું અનુભવવચન ભાખે છે

(દોહરો) જિનસ્વરૂપ આદર્શમાં, દેખી નિજ સ્વરૂપ,
શિલ્પી જ્યમ સાધક સદા, ચાપે જિન સ્વરૂપ

---

## शिक्षापाठ ९८ श्रीमद् राजचंद्र
## एक महाविभूति–भाग १

રાજ–ચંદ્ર ઉગ્યો દિવ્ય, ભારત ગગનાંગણે,
જ્યોતિ વિસ્તારતો સૌમ્ય, અખિલ વિશ્વમંડલે

આત્મભાવના અને જિનભાવનાનું અનન્ય ભાવન' જેણે

જીવનમાં કર્યું હતું, તે પરમ ભાવિતાત્મા શ્રીમદ્ રાજચંદ્રજીના× જીવનનું અત્ર દિગ્દર્શન કરશું. મહાત્મા ગાંધીજી જેવા પર પણ જે સાધુચરિત સત્પુરુષના ઉદાત્ત સચ્ચારિત્રનો ઘેરો પ્રભાવ પડ્યો હતો, એવા આ એક ભારતઅવનિને પાવન કરી ગયેલા અલૌકિક સંતશિરોમણિના જીવન પ્રત્યે માત્ર ઊડતો દૃષ્ટિપાત કરવા જેટલો જ અત્ર અવકાશ છે.

"નિર્મલ ગુણમણિરોહણ ભૂધર, મુનિજન માનસ હંસ,
ધન્ય તે નગરી રે ધન્ય વેળા ઘડી, માત પિતા કુલ વંશ."

સંતભૂમિ સૌરાષ્ટ્રના એક ખૂણે આવેલું નાનકડું ગામડું વવાણીઆ, તે આ જંગમ કલ્પવૃક્ષ સમા સંતના જન્મથી પાવન પુણ્યધામ બન્યું! દેવબાઈના પુત્ર 'મહાદિવ્યાકુક્ષિરત્ન' અને રવજીભાઈના કુલદીપક 'શત્રુંજિતજગતમજ' આ 'દેવજીનંદે' રવજી પંચાણની એક નેગ પેઢીને તારી દીધી. સં. ૧૯૨૪ના કાર્તિકી પૂર્ણિમાના ધન્ય દિને ભારતના ગગનાંગણમાં ઊગેલો આ ભારતનો જ્યોતિર્ધર રાજચંદ્ર અખિલ વિશ્વમંડલમાં પરમ શાંત સુધારસમયી સૌમ્ય જ્યોતિ વિસ્તારી ગયો. વવાણીઆનો આ વાણીઓ-અપૂર્વ રત્નવણિક્ (ઝવેરી) રત્નત્રયીનો અનન્ય વ્યાપાર કરી પરમ ધન્ય આત્મલાભ પામી ગયો. મહા બ્રહ્મજ્ઞાની એવો આ મહાબ્રાહ્મણ બ્રહ્મરમનો અનન્ય ભોગી મહાયોગી થઈ ગયો.

---

×આ મંથના ચરિત્રો શિવાયના પાનાની નામાવલીની અદ્ભુત સંકલના શ્રીમદ્ રાજચંદ્રજીએ પ્રતિબિંત કરેલી છે એટલે તેઓથી જ આ મંથના પ્રેરણામૂર્તિ હોવાથી આ ઉપયોગી કૃતજ્ઞતાપૂર્ણ અંતિમાં તેમના સચ્ચરિત્રનું સંકીર્તન અત્ર સમુચિત જ છે.

આંતર્ શત્રુઓને જીતનારો આ મહાવીર ક્ષત્રિય આત્મસ્થાને અપૂર્વ વીરત્વ દાખવનારો આત્મવીર ધર્મવીર થઈ ગયો

શ્રીમદ્ રાજચંદ્રનું જીવન એ એક આત્મસિદ્ધિ માટે સતત મથતા એક પરમ ઉચ્ચ કોટિના દિવ્ય આત્માનું જીવન છે તેઓ કેવા અંતરંગ આત્મપરિણામી ને નિર્માની હતા તેનો ખ્યાલ, તેઓ અમે (અ+મે) શબ્દનો પ્રયોગ અર્થાત્ નહિ તે અથવા હું નહિ એવા વિશિષ્ટ અર્થમાં પરમાર્થસત્ય પ્રયોગ કરતા તે પરથી આવી શકે છે પ્રાકૃત સામાન્ય દેહાધ્યાસી જનો હું એટલે દેહ એવો અર્થ કરે છે, પણ 'હું' એટલે આ દેહની અંદર બેઠેલો આત્મા (દેહી) એવો ભાવ જ — સતત ઉપયોગ જ શ્રીમદ્‌ના હૃદયમાં છે, — એ એમના વચનામૃતમાં અખંડપણે પ્રવર્તતી આત્મોપયોગી પરમાર્થધારા ઉપરથી સહજપણે સુપ્રતીત થાય છે

સાત વર્ષની લઘુ વયમાં જેને કોઈ યુવાનના મરણ પ્રસંગ પરથી ઊહાપોહ કરતાં જાતિસ્મરણ ઉપજ્યું હતું અને અપૂર્વ તત્ત્વસંસ્કારો જાગ્યા હતા, એવા આ પૂર્વના પ્રબળ આરાધક પુરુષ આ જન્મમાં સંસ્કૃત-પ્રાકૃત ભાષાના અભ્યાસ વિના પંદર-સોળ વર્ષની વય પૂર્વે સર્વ આગમ શાસ્ત્રો ને દર્શનગ્રંથો અવગાહી ગયા હતા, એટલું જ નહિ પણ તેના ફળપરિપાકરૂપ મોક્ષમાળા-ભાવનાબોધ આદિ પ્રૌઢ ગંભીર દર્શનપ્રભાવક ગ્રંથો તેમણે ગૂંથ્યા હતા! અસાધારણ ક્ષયોપશમી ને અસામાન્ય પ્રતિભાસંપન્ન આ 'સાક્ષાત્ સરસ્વતી'નું બિરુદ પામેલા શતાવધાની કવિએ

તેટલી નાની વયે, મુંબઇ નગરીમા મુખ્ય ન્યાયાધીશના (Chief justice) પ્રમુખપદે મળેલ સભામા શતાવધાનના અદ્વિતીય પ્રયોગ કરી બતાવી, સર્વને આશ્ચર્યમુગ્ધ કર્યા હતા પણ તેમનો નૈસર્ગિક લક્ષ કેવળ આત્માર્થ ભણી જ હોઇ, ઓગણીશ વર્ષની વય પછી તેવા બાહ્ય પ્રયોગો પણ તેમણે છોડી દીધા હતા, અને જગતની દૃષ્ટિથી લગભગ અદૃશ્ય-અલોપ જેવા થઈ જઇ, કેવલ અધ્યાત્મમા લીન થઈ ગયા હતા આત્મામા સમાઈ ગયા હતા

આવો અપૂર્વ આત્મસયમ જેણે દાખવ્યો હતો એવા શ્રીમદ્ ઝવેરાતનો વ્યવસાય કરતા છતા અહોનિશ તેમનુ ચિંતન તો પરમાર્થનુ જ હતુ, અને વારવાર તેઓ નિવૃત્તિ-સમય મેળવી ગુજરાતના જગલોમા મહીનાના મહીના સુધી આત્મધ્યાનમા નિમગ્ન રહેતા યથાયોગ્ય પરિપક્વ દશા ન થાય ને ગૃહવાસ ઉદયમા હોય ત્યાસુધી પ્રગટપણે માર્ગ-પ્રકાશ ન કરવો, 'પરમાર્થ મૌન' ધારણ કરવુ એ મુદ્રાલેખ તેમને માન્ય હતો, અને તેમા તેઓ ભગવાન મહાવીરના ઉત્તમ આદર્શને અનુસર્યા હતા, એમ તેમના સહજ ઉદ્ગારો પરથી ધ્વનિત થાય છે અને પછી તથારૂપ યથાયોગ્ય પરિપક્વ દશા થયે, જ્યારે તેઓ બાહ્ય વ્યવહાર ઉપાધિથી નિવૃત્ત થઈ, સર્વસગપરિત્યાગની તૈયારી કરી રહ્યા હતા, ત્યા તો અસાધ્ય રોગથી તેમનો દેહ અસ્ત થયો ને દુર્ભાગ્યે તે પ્રાણઘાતક નિવડયો એટલે એમના પરમ આત્મલાભની પરમાર્થ મેઘવૃષ્ટિના લાભથી સમાજ વચિત રહ્યો, એ આ વિષમ દુષમ કલિકાલનો જ દોષ કહી શકાય

આતર્ શત્રુઓને જીતનારો આ મહા વીર ક્ષત્રિય આત્મસ્થાને અપૂર્વ વીરત્વ દાખવનારો આત્મવીર ધર્મવીર થઈ ગયો

શ્રીમદ્ રાજચંદ્રનુ જીવન એ એક આત્મસિદ્ધિ માટે સતત મથતા એક પરમ ઉચ્ચ કોટિના દિવ્ય આત્માનુ જીવન છે તેઓ કેવા અતરંગ આત્મપરિણામી ને નિર્માની હતા તેનો ખ્યાલ, તેઓ અમે (અ+મે) શબ્દનો મ્હારૂ નહિ તે અથવા હુ નહિ એવા વિશિષ્ટ અર્થમા પ માર્થસત્ય પ્રયોગ કરતા, તે પરથી આવી શકે છે પ્રાકૃત સામાન્ય દેહાધ્યાસી જના હુ એટલે દેહ એવો અર્થ કરે છે, પણ 'હુ' એટલે આ દેહની અદર બેઠેલો આત્મા (દેહી) એવો ભાવ જ — સતત ઉપયોગ જ શ્રીમદ્‌ના હૃદયમા છે, — એ એમના વચનામૃતમા અખડપણે પ્રવહતી આત્મોપયોગી પરમાર્થધારા ઉપરથી સહજપણે સુપ્રતીત થાય છે

સાત વર્ષની લઘુ વયમા જેને કોઇ યુવાનના મરણ પ્રસગ પરથી ઊહાપોહ કરતા જાતિસ્મરણ ઉપજ્યુ હતુ અને અપૂર્વ તત્ત્વસસ્કારો જાગ્યા હતા, એવા આ પૂર્વના પ્રબળ આરાધક પુરુષ આ જન્મમા સસ્કૃત-પ્રાકૃત ભાષાના અભ્યાસ વિના પદર-સોળ વર્ષની વય પૂર્વે સર્વ આગમ શાસ્ત્રો ને દર્શનગ્રથો અવગાહી ગયા હતા, એટલુ જ નહિ પણ તેના ફળપરિપાકરૂપ મોક્ષમાળા-ભાવનાબોધ આદિ પ્રૌઢ ગભીર દર્શનપ્રભાવક ગ્રથો તેમણે ગૂથ્યા હતા! અસાધારણ ક્ષયોપશમી ને અસામાન્ય પ્રતિભાસપન્ન આ 'સાક્ષાત્ સરસ્વતી'નુ બિરુદ પામેલા શતાવધાની કવિએ

પ્રકાશ્યું છે, પ્રત્યક્ષ નિશ્ચયરૂપ આત્માનુભવ ઉપજ્યો છે, અવિચ્છિન્ન અવ્યક્ષ વેદનજ્ઞાનરૂપ નિશ્ચય વેદાસ વેદ્ય પદ પ્રગટ્યું છે, નિર્વિકલ્પ દશારૂપ પરમ આત્મશાંતિ આવિર્ભૂત થઈ છે, અને તે તેમણે 'ધન્ય રે દિવસ આ અહો! જાગી જે રે શાંતિ અપૂર્વ રે,' એ નામના અદ્ભુત આત્માનુભવના ઉદ્ગારરૂપ પરમ આત્મોલ્લાસમય કાવ્યમાં અમર કરેલ છે આ બીજા તબક્કામાં તેમની દર્શન-શ્રદ્ધા સાક્ષાત્ નિશ્ચય અનુભવરૂપ હોઇ અત્યંત વજ્રલેપ ગાઢ બની છે વીતરાગના તે પરમ અનુયાયી, અનન્ય ભક્ત પ્રતીત થાય છે દર્શન મોહ વીત્યા પછી ચારિત્રમોહની ક્ષીણતા ભણી તેમનું આ મવીર્ય પરમ ઉલ્લાસથી સતત પ્રવૃત્તિ કરી રહ્યું છે તેમની વીતરાગતા સમયે સમયે પ્રવર્ધમાન થતી જાય છે ત્યાં બાહ્ય ઉપાધિનો પ્રારબ્ધોદય ઉગ્ર રૂપ પકડે છે ને તેનો ખેદમય ચીત્કાર શ્રીમદે આ શબ્દોમાં વ્યક્ત કર્યો છે-'ત્યાં આવ્યો રે ઉદય કારમો, પરિગ્રહ કાર્ય પ્રપંચ રે, જેમ જેમ તે હડસેલીએ, તેમ વધે ન ઘટે રંચ રે' કર્મની વિચિત્રતાએ અનિચ્છતા છતાં તેમને બાહ્ય ઉપાધિની મધ્યે મૂકી જાણે તેમના સત્ત્વની કસોટી કરી હતી! છતાં આવી બાહ્ય ઉપાધિની મધ્યે પણ અખંડ આત્મસમાધિ જાળવી તેમણે પરમ અદ્ભુત 'રાધાવેધ' સાધ્યો હતો ને છેવટે તે ઉદયકર્મનો ગર્વ પણ તોડી નાખ્યો હતો આવી આત્મસમાધિ જાળવી, શ્રીમદે "ધાર તરવારની" કરતાં પણ દોહલી એવી "ચૌદમા જિનતણી ચરણ સેવા" સોહલી જ કરી બનાવી છે વિષમ સંજોગોમાં પણ તેઓ અવિષમ આત્મભાવે-સમભાવે રહ્યા એ જ અદ્ભુતાદ્ભુત

તથાપિ 'સત્ય ધર્મના ઉદ્ધાર'રૂપ પરમાર્થમાર્ગની સુરેખ રેખાનો જે અપૂર્વ નિર્દેશ તેમણે કર્યો છે, તે પણ સાચો મુમુક્ષુ આત્માર્થીને અવશ્ય-અચૂક માર્ગદર્શન કરાવવાને પરિપૂર્ણ સમર્થ છે શ્રીમદ્ પહેલેથી તે દેહત્યે સુધી, શ્રી જિનના પરમાર્થમાર્ગના-વીતરાગ દર્શનના જ સાચેસાચા પરમાર્થસત્ અનુયાયી પ્રરૂપક ને પ્રણેતા છે, તેમાં જ તેમની પરમાવગાઢ શ્રદ્ધા છે, તેનો જ તેમને અવિચલ અખંડ વિનિશ્ચય છે, અને તેના સેંકડો ઉલ્લેખો તેમનાં ગ્રંથમાં ઠેકઠેક મળે છે

## (૨)

## શ્રીમદ્દનો અધ્યાત્મ જીવનવિકાસ

શ્રીમદ્દના આ અધ્યાત્મ જીવનવિકાસના મુખ્ય ત્રણ વિભાગ વ તબક્કા પાડી શકાય (૧) સંવત ૧૯૪૭ પહેલાનો સમય ઉત્તરોત્તર બળવત્તર બનતો જતો ક્ષયોપશમ અત્ર ઝળહળી ઊઠે છે તેમાં કુશાગ્રબુદ્ધિના સ્વામીપણાને લીધે પરીક્ષાપ્રધાનીપણે સ્વસમય-પરસમયના તલસ્પર્શી અવગાહન, ષડ્દર્શનનો સૂક્ષ્મ ઊહાપોહ આદિ દૃષ્ટિગોચર થાય છે, પરમ વૈરાગ્યની સ્ફુરણા વર્ત્તે છે 'ઓગણીસસે ને બેતાલીસે, અદ્ભુત વૈરાગ્ય ધાર રે.' વીતરાગ માર્ગની અનુપમ દૃઢ શ્રદ્ધા છે (૨) બીજો તબક્કો સંવત ૧૯૪૭થી ૧૯૫૩ સુધીનો સમય 'ઓગણીસસે ને સુડતાલીસે, સમકિત શુદ્ધ પ્રકાશ્યુ રે, શ્રુત અનુભવ વધતી દશા, નિજ સ્વરૂપ અવભાસ્યુ રે' આમ અત્રે શુદ્ધ સમકિત

પ્રકાશ્યુ છે, પ્રત્યક્ષ નિશ્ચયરૂપ આત્માનુભવ ઉપજ્યો છે
અવિચ્છેદ ધારા સ્વસંવેદનજ્ઞાનરૂપ નિશ્ચય વેદ્યસંવેદ્ય પદ પ્રગટ્યુ
છે, નિર્વિકલ્પ દશારૂપ પરમ આત્મશાંતિ આવિર્ભૂત થ
છે, અને તે તેમણે 'ધન્ય રે દિવસ આ અહો! જાગી ર
રે શાંતિ અપૂર્વ રે,' એ નામના અદ્‌ભુત આત્માનુભવન
ઉદ્‌ગારરૂપ પરમ આત્મોલ્લાસમય કાવ્યમા અમર કરેલ છે
આ બીજા તબક્કામા તેમની દર્શન-શ્રદ્ધા સાક્ષાત્ નિશ્ચ
અનુભવરૂપ હોઈ અત્યંત વજ્રલેપ ગાઢ બની છે વીતરાગન
તે પરમ અનુયાયી, અનન્ય ભક્ત પ્રતીત થાય છે દર્શન
મોહ વીત્યા પછી ચારિત્રમોહની ક્ષીણતા ભણી તેમન
આ સવીર્ય પરમ ઉલ્લાસથી સતત પ્રવૃત્તિ કરી રહ્યુ છે
તેમની વીતરાગતા સમયે સમયે પ્રવર્ધમાન થતી જાય છે ત્ય
બાહ્ય ઉપાધિનો પ્રારબ્ધોદય ઉગ્ર રૂપ પકડે છે ને તેનો ખેદમય
ચીત્કાર શ્રીમદે આ શબ્દોમા વ્યક્ત કર્યો છે—'ત્યા આ યો
ઉદય કારમો, પરિગ્રહ કાર્ય પ્રપંચ રે, જેમ જેમ તે હડસેલીએ
તેમ વધે ન ઘટે રંચ રે' કર્મની વિચિત્રતાએ અનિચ્છતા
છતા તેમને બાહ્ય ઉપાધિની મધ્યે મૂકી જાણે તેમના સત્ત્વન
કસોટી કરી હતી! છતા આવી બાહ્ય ઉપાધિની મધ્યે પણ
અખંડ આત્મસમાધિ જાળવી તેમણે પરમ અદ્‌ભુત 'રાધાવેધ
સાધ્યો હતો ને છેવટે તે ઉદયકર્મનો ગર્વ પણ તોડી નાખ્યો
હતો આવી આત્મસમાધિ જાળવી, શ્રીમદે "ધાર તરવારની"
કરતા પણ દોહલી એવી "ચૌદમા જિનતણી ચરણ સેવા"
સોહલી જ કરી બનાવી છે વિષમ સંજોગોમા, પણ તેઓ
અવિષમ આત્મભાવે-સમભાવે રહ્યા એ જ અદ્‌ભુતાદ્‌ભુત

છે એ તો એમના જેવા અપવાદરૂપ (Exceptional) ઓલીઆ પુરુષ જ, સિદ્ધહસ્ત પરમ યોગી જ કરી શકે બીજાનું ગજુ નથી

ત્રીજો તબક્કો ૧૯૫૩ની સાલથી ૧૯૫૭ મા તેમના દેહોત્સર્ગ સુધીનો કહી શકાય આમા વીતરાગ ચારિત્રની ગવેષણા પરાગષ્ઠાને પામે છે બાહ્ય વ્યવહાર ઉપાધિ સમેટી લઈ, સર્વસંગપરિત્યાગની ભાવના અત્ર ઉગ્ર સ્વરૂપ પકડે છે ને તથારૂપ પ્રવૃત્તિ પણ આરંભાય છે પણ અફસોસ ! જ્યા તે ભાવના ફલરૂપે પરિપકવ થવાનો સમય આવે છે, ત્યા ગંભીર રોગથી તેમનો દેહ ગ્રસ્ત થાય છે અને અંતે રાજકોટમા ચૈત્ર વદી પંચમીને દિને અપૂર્વ સમાધિભાવથી તેમનો દેહોત્સર્ગ થાય છે આ તબક્કામા તેમણે વીતરાગ ભાવની સવિશેષ સિદ્ધિ કરેલી જણાય છે નિષ્પન્ન-સિદ્ધ યોગી જેવી પરિપકવ આત્મદશા તેમની પ્રગટી છે દેહ છતા જાણે દેહાતીત સ્થિતિ હોય એવી પરમ અવધૂત મહામુનીશ્વર જેવી અપૂર્વ આત્મવૃત્તિ વર્તે છે શ્રીમદ્નો દિવ્ય આત્મા અદ્ભુત આત્મનિશ્ચયથી ગર્જના કરે છે કે-'આવી અપૂર્વ વૃત્તિ અહો ! થશે અપ્રમત્ત યોગ રે, કેવળ લગભગ ભૂમિકા, સ્પર્શીને દેહવિયોગ રે ધન્ય રે'

શ્રીમદ્નો આ જીવનવિકાસક્રમ લક્ષમા રાખી તેમના ગ્રંથનું કાળાનુક્રમે વર્ષવાર મધ્યસ્થ ભાવે અવલોકન કરવામા આવે તો તેમના ચરિત્ર સંબંધી ઘણો પ્રકાશ સાપડે એમ છે કારણકે તેમા જ તેમનું અધ્યાત્મ જીવન ઓતપ્રોત છે, ને તેમાજ તેમનું ખરૂ ચરિત્ર-સ્વરૂપાચરણરૂપ ચરણ પ્રગટ છે

અને તે વિશુદ્ધ અંતરાત્માથી વિચારવામાં આવતાં સહજ જણાઈ આવે એમ છે કે તેઓ એક સાચા પરમાર્થસત્ સાધુપુરુષ હતા, અત્યંત નિષ્કષાયી ભાવનિર્ગ્રંથ હતા, આત્મભાવનાથી અત્યંત ભાવિતાત્મા હતા, સરલતા અને વૈરાગ્યની મૂર્ત્તિ હતા, પરમાર્થમય દૃઢ ધર્મરંગથી રંગાયેલા ધર્મમૂર્ત્તિ હતા. આવા શુદ્ધ સુવર્ણ જેવા શુદ્ધ ને સ્ફટિક જેવા શુક્લ અંતઃકરણવાળા સરલહૃદયી, વિશ્વગ્રાહી વિશાલ દૃષ્ટિવાળા પરમ ઉદારચિત્ત, સાગરવરગંભીર આશયવાળા સમભાવભાવી, 'દેહ છતાં દેહાતીત' દશાએ વિચરનારા જીવન્મુક્ત એવા "ગુણગણમણિઆગરુ" આ શ્રીમદ્ એક અલૌકિક સંતશિરોમણિ થઈ ગયા. વિશેષ તો–'તેથી દેહ એક જ ધારિને, જાશું સ્વરૂપ સ્વદેશ રે. ધન્ય રે દિવસ આ અહો!' એમ છાતી ઠોકીને આત્મસામર્થ્યના યથાર્થ ભાનથી જ, નિરહંકાર પણે, પોતાની આત્મસંવેદનમય જીવનધન્યતા ગાનાર, આ દિવ્ય દ્રષ્ટા 'કવિ'ની આત્મદશા કેટલી બધી ઉચ્ચ કોટિની હશે તે તો વિરલા સહૃદયો જ સમજી શકે એમ છે.

(મંદાક્રાન્તા) બાલ્યાવસ્થામહિં મન ઘુંટો ભાળી મંવેગવેગે,
જેને જાતિસ્મરણ ઉપજ્યું પૂર્વજન્મો જ દેખે,
એવી એવી સ્મૃતિ બહુ થઈ કર્મના બંધ છૂટયા,
ત્રૂટયા જ્ઞાનાવરણ પડદા જ્ઞાન અંકૂર ફૂટયા.
જાગ્યો આત્મા વિણ પરિશ્રમે તત્ત્વસંસ્કારધારી,
તત્ત્વોદ્બોધે લઘુવય છતાં વૃદ્ધ જ્ઞાનાવતારી,
ને ભાવંતો જિન સ્વરૂપને ભાવિતાત્મા મહાત્મા,
આરાધ્યો આ સ્વરૂપ પદની શ્રેણિએ દિવ્ય આત્મા.

———

# शिक्षापाठ ९९ श्रीमद् राजचद्र एक महाविभूति–भाग २

## શ્રીમદ્‌ની કૃતિઓનુ દિગ્દર્શન

આવા સત્પુરુષોનું આપણે ચરિત્રસકીર્તન કરીએ કે ન કરીએ, ગુણગાન ગાઈએ કે ન ગાઈએ, જયંતિઓ ઉજવીએ કે ન ઉજવીએ પણ તે તો પોતાની અમર સુકૃતિઓથી સદા જયવત ને જીવત જ છે શ્રી ભર્તૃહરિએ સાચુ જ કહ્યુ છે કે–સુકૃતી એવા તે રસસિદ્ધ કવીશ્વરો જયવત છે, કે જેમની યશ કાયમા જરામરણજન્ય ભય નથી ભર્તૃહરિની આ ઉક્તિ શ્રીમદ્‌ના સબધમા અક્ષરશ ચરિતાર્થ થતી દેખાય છે પોતાની એકએકથી અન્સ ઉત્તમ કાવ્યમય સુકૃતિથી જયવત એવા આ શ્રીમદ્ કવીશ્વર પોતાની યશ–કાયથી સદા જીવત જ છે શ્રીમદ્ રાજ–ચદ્રની કીર્તિકૌમુદી વિસ્તારતી એમની એકેક ચિર જીવ કૃતિ એટલી બધી અમૃત-માધુરીથી ભરી છે કે તેનો રસાસ્વાદ લેતા રસના થાકતી નથી, પણ કલમ થાકે છે, તથાપિ અત્રે તે પ્રત્યે અગુલિનિર્દેશ કરીને જ સતોષ માનશુ

આ પૂર્વના પ્રબલ આરાધક આજન્મ યોગીએ દશ–બાર વર્ષની લઘુ વયે સર્જેલી કાવ્યકૃતિઓમા પણ એમની નૈસર્ગિક કવિપ્રતિભા (Poetic genius) અત્યત ઝળકી ઊઠી છે સોળમા વર્ષ પહેલા આ શતાવધાની કવિએ પ્રૌઢ

વિચારણામય સુંદર કવાતમાં મઢવનાથી ગૂથેલી પુષ્પ માળા નેમજ મહાનીતિ આદિ, જાણે કોઈ પ્રાચીન મહર્ષિ અભિનવ સૂત્રરચના કરતા હોય એવો ભાન આપે, સોળ વર્ષની વયે માત્ર ત્રણ દિવસમાં મોક્ષમાળા (બાલાવબોધ) જેવો અપૂર્વ દર્શનપ્રભાવક ગ્રંથ આ મહાત્માએ સુમધુર ભાષામાં પ્રૌઢ ગંભીર શાસ્ત્રશૈલીથી ગૂથ્યો છે (જે અનુપમ કૃતિની લઘુ ભગિની હોવાનું સૌભાગ્ય આ પ્રજ્ઞાવબોધ મોક્ષ માળાને પ્રાપ્ત થયું છે) તે જ અરસામાં આ મોક્ષમાળાના ઉપહારરૂપે આ ભાવિતાત્માએ રચેલો ભાવનાબોધ જેવો શાંતસુધારસસરિતા સમો ભાવવાહી ગ્રંથ મુમુક્ષુઓને વૈરાગ્ય તરંગિણીમાં નિમજ્જન કરાવે છે જેમાં ષડ્દર્શનનો સાર સમાવ્યો છે અને જેમાં શ્રુતસમુદ્ર મથી તત્ત્વનવનીત જમાવ્યું છે, એવી અનુભવરસગંગા સમી શ્રીમદ્‌ની આત્મસિદ્ધિ તો આ અવનિ પરનું સાક્ષાત્ અમૃત છે

પદે પદે જેની પરમ વીતરાગ ભક્તિ નિર્ઝરે છે, એવા આ વીતરાગના ખરેખરા અનુયાયી 'રાયે' તે વીતરાગને અનુસરી 'પંથ પરમ પદ બોધ્યો' છે આ રવિજિનંદે દેવ-જિનંદે ભાખ્યો મૃગ માર્ગ સાંભળો જિનનો રે' 'ભવ્ય જનોના હિતને કારણે' સંભળાવ્યો છે આ સત્ય ધર્મના ઉદ્ધારકે અપૂર્વ આત્મશાંતિના ઉલ્લાસમાં 'ધન્ય રે દિવસ આ અહો!' ગાઈ નિજ જીવનધન્યતાના લલકારી છે 'અપૂર્વ અવસર'ની ઝંખના કરતા આ સાધુચરિત દિવ્ય પ્રજ્ઞા કવીશ્વરે પરમ પદપ્રાપ્તિનો ભવ્ય મનોરથ પરમ ભાવાવેશથી ગાયો છે. 'કરુના હમ પાવત હૈ તુમકી' એમ કરુણાસિન્ધુ આ પરમ

કૃપાળુએ 'યમ નિયમ સંયમ આપ કિયો' એ જોગીન્દ્ર ગર્જના કરી છે 'લોકરૂપ અલોકે દેખ' એમ આ આત્મદ્રષ્ટા પરમ પુરુષે 'લોક પુરુષ'નો અલૌકિક ભેદ પ્રકાશ્યો છે સર્વ યોગશાસ્ત્રોના પરમ રહસ્યરૂપ 'ઇચ્છે છે જે જોગીજન' એ છેવી અમર કૃતિમાં જિનપ્રવચનસિન્ધુ બિન્દુમાં સમાવી આ યોગીન્દ્રે 'સુખધામ અનંત સુસંત ચહી' એ તેના છેલ્લા પદમાં સર્વ યોગશાસ્ત્રોનો છેલ્લામાં છેલ્લો શબ્દ કહ્યો છે

આ ઉપરાંત 'પરમ વિશ્રામ શ્રી સૌભાગ્ય' આદિ જેવા હૃદયજ્ઞ પરમાર્થસુહૃદ્ સત્સંગીઓ પ્રત્યે પાઠવેલા આત્મસંવેદનમય પત્રોમાં તો આ મહાજ્ઞાની વીતરાગ પુરુષે પોતાનું હૃદય ઠાલવી પોતાની ઉત્કૃષ્ટ યોગશ્રેણીએ શીઘ્ર આરોહતી અદ્ભુત આત્મદશાની માપણીને ઝાંખી કરાવી છે અથથી તે ઇતિ સુધી જેમની પ્રત્યેક કૃતિમાં સર્વત્ર આત્મા આત્મા ને આત્માનો જ દિવ્ય ધ્વનિ ગુંજ્યા કરે છે, એવા આ મહાગીતાર્થ યોગીશ્વરે 'શ્રીમદ્ રાજચંદ્ર' અર્થરૂપ આત્માની મહાગીતાનું જ દિવ્ય સંગીત ગાયું છે, અને પહેલેથી તે છેલ્લે સુધી આ આત્મભાવનામય સંતે 'જ્ઞાનીઓનો સનાતન સન્માર્ગ જયવંત વર્તો!' એ જ ભાવના ભાવી છે

આવા મહાપ્રતિભાસંપન્ન સંસ્કારસ્વામી જ્ઞાનાવતાર પુરુષ સેંકડો વર્ષોમાં કોઈ વિરલો જ પાકે છે સહસ્રમુખ પ્રતિભાથી શોભતા શ્રીમદ્ રાજચંદ્રજી સહસ્રરશ્મિ તેજસ્વી સૂર્ય સમા છે જે વિરલ વિભૂતિરૂપ મહાજ્યોતિર્ધરો ભારત ગગનાંગણમાં ચમકી ગયા છે, તેમાં શ્રીમદ્ રાજચંદ્રજીનું સ્થાન સદાને માટે અમર રહેશે મત-દર્શન આગ્રહ ને

સંપ્રદાયથી પર વિશ્વગ્રાહી વિશાળ દૃષ્ટિવાળા આવા ગુણગણુ ગુરુ સમર્થ તત્ત્વદ્રષ્ટા કાંઈ કોઇ એક સંપ્રદાયના જ નહિં, પણ સમસ્ત ભારતના ભૂષણરૂપ છે તેઓ એકલા ભારતના જ નથી, પણ સમસ્ત વિશ્વના છે

(માલિની) અપ્રતિમ પ્રતિભાથી પૂર્ણ શ્રી રાજચંદ્રે,
અમૃતમયી પ્રસારી જ્ઞાનજ્યોત્સ્ના સુછંદે,
તહિં સુજન ચકોરો ન્હાઇ આનંદ પામે,
સુમન કુમુદ કેરો પૂર્ણ ઉદ્બોધ જામે,

---

## शिक्षापाठ १०० श्रीमद् राजचंद्र एक महाविभूति–भाग ३

### શ્રીમદ્ અને આનંદઘનજી એક તુલના

મહાત્મા આનંદઘનજી અને શ્રીમદ્ રાજચંદ્રજીના જીવનમાં અને કવનમાં ઘણુ સામ્ય દૃશ્ય થાય છે બન્નેનું જીવન પરમ અધ્યાત્મપ્રધાન છે, બન્ને આત્મગુણવિકાસની ઉચ્ચ દશાને પામેલા સમ્યગ્દૃષ્ટિ જ્ઞાની વીતરાગ પુરુષો છે, બન્ને વિશિષ્ટ આત્માનુભવને પામેલા સમર્થ યોગીન્દ્રો છે,– આ એમના પ્રગટ અનુભવની આરસી જેવા વચનામૃતોથી સુપ્રતીત થાય છે ભક્તશિરોમણિ શ્રીઆનંદઘનજીની પરમ વીતરાગ ભક્તિ એમની સ્તવનાવલીમાં પ્રત્યક્ષ થાય છે, પરા ભક્તિની પરાકાષ્ઠા વટાવી ગયેલા શ્રીમદ્ રાજચંદ્રજીની અનન્ય વીતરાગ ભક્તિ પદે પદે નિર્ઝરે છે બન્ને પરમાત્મ-દર્શનને પામેલા સાક્ષાત્ દ્રષ્ટા પુરુષો છે

બન્નેની વીતરાગ શાસન પ્રત્યેની સાચી અંતરદાઝ નિષ્કારણ કરુણાથી શાસનપ્રભાવનની ભાવના સ્થળે સ્થળે દૃષ્ટિગોચર થાય છે બન્નેએ અપૂર્વ ભક્તિથી વીતરાગ માર્ગની અનન્ય સેવા કરી છે, દર્શનપ્રભાવક ગ્રંથાદિ વડે 'સત્ય ધર્મના ઉદ્ધાર'રૂપ અનન્ય ઉપકાર કર્યો છે જેમ જેમ આ મહાત્માઓની યથાર્થ પીછાન–ઓળખાણ–સ્વરૂપદર્શન થતુ જશે, તેમ તેમ તેમના પરમ ઉપકારનો જનતાને પરિચય થતો જશે. પણ તે પૂજ્યપણુ પીછાનતા લોકોને વખત લાગે છે, તેટલો તેમને પોતાને જ લાભઅંતરાય રહે છે જગત વંદે કે નિંદે તેનું આવા સમદર્શી સત્પુરુષોને કાંઈ પ્રયોજન નથી કે તેથી તેમને કંઈ લાભ–હાનિ નથી લાભ–અલાભ તો વંદક–નિંદકને પોતાને જ છે સ્વદેહમાં પણ નિ સ્પૃહ અને નિર્મમ એવા આ અવધૂત વીતરાગ સત્પુરુષોએ તો વંદક–નિંદક બન્નેને સમ ગણ્યા છે, અને સ્તુતિનિંદાથી નિરપેક્ષપણે નિષ્કારણ કરુણાથી જગતનું કલ્યાણકાર્ય કરી તેઓ ચાલતા થયા છે

સમાનશીલ અને સમાનધર્મા સત્સંગી સાચા સંત સુહૃદોનો વિરહ બન્નેને અત્યંતપણે સંવેદાયો છે, છતાં તેઓનો પુરુષાર્થ અસીમ છે, અસાધારણ છે મોક્ષમાર્ગના પ્રવાસી આ વિરલા પુરુષસિંહોએ અપૂર્વ આત્મજાગૃતિપૂર્વક મોક્ષમાર્ગે અપ્રમત્ત અખંડ પ્રયાણ આદર્યું છે "ધીઠાઈ કરી મારગ સંચરૂ, સેંગૂ કોઈ ન સાથ' એ શ્રી આનંદઘનજીના ઉદ્‌ગાર, તથા 'ઘણો ત્વરાથી પ્રવાસ પૂરો કરવાનો હતો,' 'ગમે તેટલા દુઃખ વેઠો, ગમે તેટલા પરિસહ સહન કરો,

અમે તેટલા ઉપસર્ગ સહન કરો —ઈત્યાદિ શ્રીમદ્ રાજચંદ્રજીના વચનામૃતો આ વાતની સાક્ષી પૂરે છે

બન્ને ઉચ્ચતમ કોટિના નૈસર્ગિક કવીશ્વરો (Born poets) છે, 'કવિ' પ્રભાવકો છે પણ તેઓએ પોતાની અપૂર્વ કવિત્વશક્તિ પરમ શાંતરસમય પરમાર્થમાં જ અવતારી છે થોડા શબ્દોમાં ઘણું કહી નાખવાની બન્નેની આશયશક્તિ અદ્ભુત છે, અસાધારણ છે બન્નેનું કથન અધ્યાત્મપ્રધાન હોઈ સર્વત્ર આત્માનું સંકીર્તન છે બન્નેની શૈલી સીધી, સાદી, સરલ, સહજ, સુપ્રસન્ન અને માધુર્ય અમૃતથી સભર ભરેલી છે અમનો એકેક અક્ષર આત્માનુભવરૂપ તીવ્ર સંવેદનથી અંતરાત્માના ઊંડાણમાંથી નીકળેલો સુપ્રતીત થઈ, સહૃદય શ્રોતાના હૃદય સોંસરો નીકળી જાય એવો વેધક અને માર્મિક છે બન્નેનો આશય પરમાર્થપૂર્ણ 'આગમવરગભીર' છે આમ સામાન્યપણે આ બન્ને જ્ઞાની મહાત્માઓનું સામ્ય સમજાય છે

અત્રે છેવટે એટલું ઉમેરવું યોગ્ય થઈ પડશે કે કાકા સાહેબ કાલેલકરે શ્રીમદ્ રાજચંદ્રને માટે 'પ્રયોગવીર' એવો સૂચક અર્થગર્ભ શબ્દ પ્રયોજ્યો છે, તે સર્વથા યથાર્થ છે શ્રીમદ્ ખરેખર પ્રયોગવીર જ હતા પ્રયોગસિદ્ધ સમયસારનું દર્શન કરવું હોય કે પરમાત્મપ્રકાશનું દર્શન કરવું હોય, પ્રયોગસિદ્ધ સમાધિશતકનું દર્શન કરવું હોય કે પ્રશમરતિનું દર્શન કરવું હોય, પ્રયોગસિદ્ધ યોગદૃષ્ટિનું દર્શન કરવું હોય કે આત્મસિદ્ધિનું દર્શન કરવું હોય, તો જોઈ લ્યો 'શ્રીમદ્'! તે તે સમયસારાદિ શાસ્ત્રોમાં વર્ણિત કરેલા ભાવનું જીવતું

જગતુ જવલત ઉદાહરણુ જોઈતુ હોય તો જોઇ લ્યો શ્રીમદ્નુ જીવનવૃત્ત ! અને શ્રીમદ્ એવા પ્રત્યક્ષ પ્રગટ-પરમ પ્રયોગસિદ્ધ આત્મસિદ્ધિને પ્રાપ્ત થયેલા પુરુષ છે, એટલે જ એમણે પ્રણીત કરેલ 'આત્મસિદ્ધિ' આદિમા આટલુ બધુ અપૂર્વ દૈવત પ્રગટ અનુભવાય છે બાકી તો 'સત્'ને પ્રકાશિત કરવાને કોઈના પ્રમાણપત્રની કે સીફારસની જરૂર નથી સતપુરુષ તો સ્વરૂપથી 'સત' હોઇ સૂર્ય સમા સદા સ્વય પ્રકાશમાન અને સદા જયવત જ છે તેમની નિર્વિકાર વીતરાગ મુદ્રામા, નિર્દોષ ચારિત્રમય ચરિત્રમા, અને નિર્મલ સહજ સ્વયભૂ વચનામૃતમા સાધુચરિત શ્રીમદ્નુ યથાર્થ આત્મજીવન પ્રત્યક્ષ પ્રતિબિબિત છે સ્વસ્વ યોગ્યતા પ્રમાણે પાત્ર જીવો તે પ્રતિબિબ ઝીલી આત્મપ્રકાશ પામે છે ને પામશે.

(અનુષ્ટુપ) શ્રીમદ્ જ્ઞાનશ્રીસપન્ન, વદ જે બુધવૃન્દને,
ભગવાનદાસ તે વદે, યોગીન્દ્ર રાજચદ્રને

(વશસ્થ) સ્વય પ્રકાશી સ્વરૂપે પ્રકાશતા,
સ્વય સદા જે જયવત વર્તતા,
તે સતના સત મહત્ મહતના,
શ્રી રાજને હો મનનદ વદના !

---

## शिक्षापाठ १०१ हितार्थी प्रश्नो-भाग १

પ્રશ્ન —જિનનો 'મૂળ માર્ગ' શુ ?

ઉત્તર —સમ્યગ્દર્શન જ્ઞાન ચારિત્રનુ અભેદ એકપણું આત્મામા પરિણમવુ તે જિનનો મૂળ માર્ગ

પ્રશ્ન —તે મૂળમાર્ગનુ મૂળ શુ ?

ઉત્તર -સમ્યગ્દર્શન કારણકે 'दंसणमूलो धम्मो' સમ્યગ્ દર્શન મૂલ હોય તો જ ધર્મવૃક્ષ ઊગે, અને દર્શન સમ્યક્ હોય તો જ જ્ઞાન-ચારિત્ર સમ્યક્ હોય
પ્રશ્ન — સમ્યગ્દર્શન એટલે શું ?
ઉત્તર —તત્ત્વનું સ્વરૂપ જેમ છે તેમ સમ્યક્પણે દેખવું, અનુભવવું, અત એવ સદ્દહવું તે સમ્યગ્દર્શન
પ્ર૦ —તત્ત્વ શું ?
ઉ૦ —જીવ, અજીવ, પુણ્ય, પાપ, આસ્રવ, બંધ, સંવર, નિર્જરા, મોક્ષ એ નવ અથવા પુણ્ય-પાપનો બંધમાં અંતર્ભાવ કરતાં સાત તત્ત્વ
પ્ર૦—આ નવ તત્ત્વનો પરમાર્થ શો ?
ઉ૦—આ નવે તત્ત્વ જીવ અને અજીવ એ બે તત્ત્વમાં સમાય છે જીવ તે ચેતન અને અજીવ તે અચેતન-જડ. એ બન્નેનો સ્વભાવ પ્રગટ ભિન્ન છે, એવું ભેદજ્ઞાન પામી શુધ્ધ આત્માનો અનુભવ કરવો તે સમ્યગ્દર્શન
પ્ર૦—આત્માનું લક્ષણ શું ?
ઉ૦—ચેતના અથવા ઉપયોગ એ આત્માનું લક્ષણ છે, અને તે દર્શનોપયોગ ને જ્ઞાનોપયોગ એમ બે પ્રકારનો છે
પ્ર૦—દર્શનોપયોગ અને જ્ઞાનોપયોગનું સ્વરૂપ શું ?
ઉ૦—પ્રત્યેક વસ્તુ સામાન્ય-વિશેષાત્મક છે તેમાં સામાન્ય ભાવને ગ્રહે તે દર્શનોપયોગ અને વિશેષ ભાવને ગ્રહે તે જ્ઞાનોપયોગ
પ્ર૦—તેના ભેદ કયા ?
ઉ૦—મતિઆદિ પાંચ જ્ઞાન અને ત્રણ અજ્ઞાન એમ જ્ઞાનો

યોગના આઠ ભેદ અને ચક્ષુ, અચક્ષુ, અવધિ અને કેવલ એમ દર્શનોપયોગના ચાર ભેદ

પ્ર૦—જીવનુ સ્વતત્ત્વ શુ ?

ઉ૦—ઔપશમિક, ક્ષાયિક, ક્ષાયોપશમિક, ઔદયિક અને પારિણામિક એ પાચ ભાવ જીવનું સ્વતત્ત્વ છે, અર્થાત્ બીજી કોઈ પણ વસ્તુમા નથી એવું જીવનું પોતાનું ખાસ વિશિષ્ટ તત્ત્વ છે

પ્ર૦—ઔપશમિકાદિ ભાવનો અર્થ શુ ?

ઉ૦—કર્મના ઉપશમથી ઉપજતો ભાવ તે ઔપશમિક કર્મના ક્ષયથી ઉપજતો તે ક્ષાયિક કર્મના ક્ષય અને ઉપશમથી ઉપજતો ભાવ તે ક્ષાયોપશમિક કર્મના ઉદયથી ઉપજતો તે ઔદયિક કર્મથી નિરપેક્ષ એવું, જે જીવનું સ્વત સિદ્ધ પરિણામ તે પારિણામિક ભાવ

પ્ર૦—ઔપશમિક ભાવ કયા?

ઉ—સમ્યક્ત્વ અને ચારિત્ર એ બે

પ્ર૦—ક્ષાયિક ભાવ કયા ?

ઉ૦—જ્ઞાન, દર્શન, દાન, લાભ, ભોગ, ઉપભોગ, વીર્ય અને સમ્યક્ત્વ, ચારિત્ર—એમ નવ

પ્ર૦—ક્ષાયોપશમિક ભાવ કયા ?

ઉ૦—જ્ઞાન ૪, અજ્ઞાન ૩, દર્શન ૩, દાનાદિ લબ્ધિ—૫, સમ્યક્ત્વ, ચારિત્ર, સયમાસયમ—એમ અઢાર

પ્ર૦—ઔદયિક ભાવ કયા ?

ઉ૦—ગતિ ૪, કષાય ૪, લિંગ ૩, મિથ્યાદર્શન, અજ્ઞાન, અસયત, અસિદ્ધત્વ, લેશ્યા ૬,—એમ એકવીશ

પ્ર૦—પારિણામિક ભાવ કયા ?
ઉ૦—જીવત્વ, ભવ્યત્વ, અભવ્યત્વ આદિ ( આદિ એટલે અસ્તિત્વ, નિત્યત્વ આદિ જે અન્ય દ્રવ્યોમા પણ સમાન છે) આમ પાંચ ભાવ તે જીવનું સ્વતત્ત્વ છે
(દોહરા) મૂળમાર્ગ શ્રી જિનતણો, ચારિત્ર દર્શન જ્ઞાન,
મૂળમાર્ગનું મૂળ પણ સમ્યગ્દર્શન જાણ



## शिक्षापाठ १०२ हितार्थी प्रश्नो-भाग २

પ્ર૦—જીવત્વ એ પારિણામિક ભાવ કે એટલે શું ?
ઉ૦—જીવત્વ એટલે ચેતનત્વ ચેતના એ જ જીવનું પરિણામ હોય જીવ-ચેતન, ઔપશમિકાદિ કર્મજનિત ભાવો માંયે પણ, શુદ્ધ કે અશુદ્ધ આ ચેતનાપરિણામ કદી પણ ચૂકે નહિ "ચેતનના પરિણામ ન ચૂકે, ચેતન કહે જિનચંદો રે" (શ્રી આનંદઘનજી)
પ્ર૦—ચેતના કેટલા પ્રકારની ?
ઉ૦—જ્ઞાનચેતના અને અજ્ઞાનચેતના તેમા અજ્ઞાન ચેતના બે પ્રકારની-કર્મચેતના અને કર્મફળચેતના
પ્ર૦—જ્ઞાનચેતના ને અજ્ઞાનચેતનાનો અર્થ શો ?
ઉ૦—હુ જ્ઞાનસ્વરૂપ આત્મા છુ એવુ ચેતન-સવેદન તે જ્ઞાનચેતના, જ્ઞાનસ્વરૂપ આત્મા શિવાય આ હુ છુ એવુ ચેતન-વેદન તે અજ્ઞાનચેતના
પ્ર૦—કર્મચેતના ને કર્મફળચેતનાનો અર્થ શો ?
ઉ૦—જ્ઞાન શિવાયનું આ હુ કરૂ છુ એવુ ચેતન તે

કર્મચેતના, અને જ્ઞાન શિવાયનુ આ હુ વેદુ છુ એવુ ચેતન તે કર્મફલચેતના

પ્ર૦—આ ત્રણ પ્રકારની ચેતના કોને કોને હોય?

ઉ૦—કર્મચેતના મુખ્યપણે ત્રસ જીવને, કર્મફળચેતના એકેન્દ્રિયાદિને અને જ્ઞાનચેતના સમ્યગ્દૃષ્ટિ જ્ઞાનીને

પ્ર૦—જ્ઞાનચેતના અને અજ્ઞાનચેતનાનું ફળ શુ?

ઉ૦—કર્મચેતના અને કર્મફલચેતના એ બન્ને પ્રકારની અજ્ઞાનચેતના અશુદ્ધ ઉપયોગરૂપ હોવાથી સસારનું બીજ છે, અને જ્ઞાનચતના એ શુદ્ધોપયોગરૂપ હોવાથી મોક્ષનું બીજ છે

પ્ર૦—શુદ્ધ-અશુદ્ધ ઉપયોગ એટલે શુ?

ઉ૦—ચેતનાનું શુદ્ધ-અશુદ્ધ પરિણમન તે શુદ્ધ-અશુદ્ધ ઉપયોગ

પ્ર૦—તેવુ શુદ્ધ-અશુદ્ધ પરિણમન કેમ થાય છે?

ઉ૦—પારિણામિક સ્વભાવને લીધે જીવ જેવા જેવા ભાવે પારિણમવા ઇચ્છે તેવા તેવા ભાવે પરિણમી શકે છે અશુદ્ધભાવે પરિણમે તો અશુદ્ધ ઉપયોગ અને શુદ્ધ ભાવે પરિણમે તો શુદ્ધ ઉપયોગ થાય

પ્ર૦—શુદ્ધ-અશુદ્ધ ઉપયોગ કેવા પ્રકારે?

ઉ૦—હુ દેહાદિ પરભાવથી ભિન્ન શુદ્ધ આત્મા છુ એમ શુદ્ધ આત્માનો અનુભવ કરતા આત્મસ્વભાવમા વર્ત્તવુ તે શુદ્ધોપયોગ, અને દેહાદિ પરભાવ [illegible] [illegible]ખી [illegible]ના વર્ત્તવુ તે અશુદ્ધોપયોગ.

પ્રકા—શુભ અને અશુભ આમ ઉપયોગ શુદ્ધ, શુભ, અશુભ એમ ત્રણ પ્રકારનો છે

પ્ર૦—આ ત્રણે પ્રકારના ઉપયોગનું ફળ શું ?

ઉ૦—શુભ ઉપયોગ પુણ્યસ્વરૂપ હોવાથી તેનું ફળ દેવ-મનુષ્યાદિ સુગતિ છે, અશુભ ઉપયોગ પાપસ્વરૂપ હોવાથી તેનું ફળ નરક-તિર્યંચાદિ દુર્ગતિ છે આમ બન્ને પ્રકારનો અશુદ્ધ ઉપયોગ કર્મરૂપ હોવાથી તેનું ફળ સંસાર છે, અને શુદ્ધ ઉપયોગ ધર્મરૂપ હોવાથી તેનું ફળ મોક્ષ છે

પ્ર૦—શુદ્ધ ઉપયોગને ધર્મ કહેવાનું કારણ શું ?

ઉ૦—વત્થુસહાવો ધમ્મો । આ માનો-વસ્તુનો સ્વભાવ તે ધર્મ અને આત્મા શુદ્ધ જ્ઞાયક સ્વભાવમાં વર્તે તે જ શુદ્ધોપયોગ એટલે શુદ્ધોપયોગ એ જ ધર્મ છે

પ્ર૦—અશુદ્ધ ઉપયોગને કર્મ કહેવાનું કારણ શું ?

ઉ૦—આત્મા શુદ્ધ જ્ઞાયક ભાવ છોડી રાગદ્વેષથી નેયમાં કર્તૃ વાદિ ભાવે પરિણમે, એ જ અશુદ્ધ ઉપયોગ હોઈ કર્મ છે

પ્ર૦—ધર્મ અને ચારિત્રમાં કંઈ ફેર ખરો ?

ઉ૦—કંઈ પણ નહિ ધર્મ એ જ ચારિત્ર છે, ને ચારિત્ર એ જ ધર્મ છે

પ્ર૦—તે કેવી રીતે ?

ઉ૦—સ્વરૂપમાં ચરણ તે ચારિત્ર, અને ધર્મ એટલે સમ અથવા શમ, અર્થાત્ "મોહ ક્ષોભ વિહીન આત્માનો પરિણામ તે સમ," (કુંદકુંદાચાર્યજી) અથવા સ્વરૂપમાં શમાવું તે શમ આમ ધર્મ, ચારિત્ર, સમ અને શમ એ સર્વ એક જ છે

પ્ર૦—ધર્મ અને કર્મમાં શો ફેર ?

ઉ૦—સ્વભાવ તે ધર્મ અને વિભાવ તે કર્મ અર્થાત્

જ્ઞાન-દર્શન-ચારિત્રમય આ સ્વભાવમા વર્તે તે ધર્મ અને રાગ-દ્વેષ-મોહરૂપ વિભાવ કર્મમા વર્તે તે અધર્મ

(દોહરા) શુદ્ધોપયોગે ચેતના, પરિણમે તો મોક્ષ
અશુદ્ધોપયોગે ચેતના, પરિણમે ભવદોષ
આ મા આત્મસ્વભાવમા વર્ત્ત તેહ જ ધર્મ,
રાગાદિ- વિભાવમા, વર્ત્તે તે જ અધર્મ

---

## शिक्षापाठ १०३ हितार्थी प्रश्नो—भाग ३

પ્ર૦—કર્મના પ્રકાર કયા? તેનુ સામાન્ય સ્વરૂપ શુ?
ઉ૦—દ્રવ્યકર્મ ભાવકર્મ, અને નોકર્મ એ કર્મના ત્રણ પ્રકાર છે જ્ઞાનાવરણીયાદિ આઠ કર્મ તે દ્રવ્ય કર્મ, રાગ-દ્વેષ-મોહરૂપ વિભાવિક ચેતન પરિણામ તે ભાવકર્મ, અને શરીર તે નોકર્મ દ્રવ્યકર્મ-નોકર્મ પુદ્ગલાશ્રિત હોઈ જડ છે, અને ભાવકર્મ આત્માશ્રિત હોઈ ચેતન છે અત્રે ચોખાની કોઠીનુ દૃષ્ટાત ધાન્ય તે દ્રવ્યકર્મ, કોઠી તે નોકર્મ અને ચોખાને લાગેલો મીણો તે ભાવકર્મ

પ્ર૦—આ કર્મપ્રકારો સાથે આત્માનો સબધ કેવા પ્રકારનો છે?
ઉ૦—શિ પીની જેમ આત્મા દ્રવ્યકર્મનો નિમિત્ત-નૈમિત્તિક ભાવે કર્તા છે, ભાવકર્મનો પરિણામ-પરિણામી ભાવે કર્તા છે નોકર્મ અર્થાત્ શરીર સાથે આત્માનો ક્ષીરનીરવત્, અગ્નિલોહવત્ એકક્ષેત્રાવગાહ સબધ છે

પ્ર૦—એ ત્રણ કર્મની સકલના શી છે?
ઉ૦—નોકર્મ એ દ્રવ્યકર્મ અને ભાવકર્મનુ વાહન છે, અર્થાત

એમા સ્થિતિ કરતો આત્મા રાગ–દ્વેષ–મોહરૂપ ભાવકર્મ કરે, તો તેના નિમિત્તે દ્રવ્યકર્મ બધાય છે, અને તેથી પુન નોકર્મ–શરીર ધારણ, એમ પરિપાટી ચા યા કરે છે

પ્ર૦—એ કર્મબધની સાકળ કેમ ત્રૂટે ?

ઉ૦—જીવ ભાવકર્મ–રાગદ્વેષમોહરૂપ વિભાવ ન કરે, તો દ્રવ્યકર્મ ન બધાય, એટલે અનુક્રમે નોકર્મ–શરીર ધારણ કરવુ ન પડે અને બધસકલના ત્રૂટે કર્મના અસદાતા રાજા મોહને મારે એટલે બધા કર્મ આપોઆપ મરે

પ્ર૦—મોહને મારવાનો ઉપાય શો ?

ઉ૦—દર્શનમોહને હણવાનો અચૂક ઉપાય સમ્યગ્બોધ, અને ચારિત્રમોહને હણવાનો અચૂક ઉપાય વીતરાગતા આમ સમ્યગ્દર્શન–જ્ઞાન–ચારિત્રરૂપ જિનના મૂળમાર્ગથી મોહકર્મનો નાશ કરી આત્મધર્મના પ્રકાશ વડે જીવ મોક્ષરૂપ નિજ સાધ્યની સિદ્ધિ કરે

પ્ર૦—સાધ્ય સાધન ને સિદ્ધિ તે શુ ?

ઉ૦—શુદ્ધ આત્મસ્વરૂપ તે સાધ્ય, સમ્યગ્દર્શન–જ્ઞાન–ચારિત્ર તે સાધન અને શુદ્ધ આત્મસિદ્ધિ તે સિદ્ધિ સાધ્યને લક્ષ્યમા રાખી, સાધન સેવે તો સિદ્ધિ પામે

પ્ર૦—સાધ્યઆદિ ન ચૂકાય તે માટે શુ કરવુ જોઈએ ?

ઉ૦—યોગાવચક, ક્રિયાવચક અને ફલાવચકની પ્રાપ્તિ કરવી જોઈએ લક્ષ્ય નિશાનને તાકી બાણ છોડે તો નિશાન વિંધાય, તેની જેમ, લક્ષ્યને ચૂકે નહિ–વચક થાય નહિ એવા યોગ–ક્રિયા–ફલ સાધવા જોઈએ

પ્ર૦—એ ત્રણ અવચકનુ સ્વરૂપ શુ ?

ઉ૦—આત્મસ્વરૂપ સત્ સાધ્યના લક્ષ્યનો યોગ ન ચૂકવો તે

ાગાવચક, તે સાધ્યને અનુલક્ષીને સત્ સાધન સેવવા તે ક્રિયાવચક, અને તે સતસાધનથી જે આ મસ્વરૂપની સિદ્ધિ ૂપ ફળપ્રાપ્તિ થવી તે ફલાવચક અથવા સ્વરૂપને ઓળખવું ે યોગાવચક, સ્વરૂપને સાધવુ તે ક્રિયાવચક, સ્વરૂપને પામવુ તે ફલાવચક

પ્ર૦—આ ત્રણ અવચકની પ્રાપ્તિ કેમ થાય?

ઉ૦—સાચા સદ્‌ગુરુના યોગે દ્રવ્ય યોગાવચક આદિની પ્રાપ્તિથી અર્થાત સતપુરુષનું સત્પુરુષસ્વરૂપે ઓળખાણ તે યોગાવચક તેવી ઓળખાણ થયે તે સ પુરુષ પ્રત્યે વદનાદિ ક્રિયા તે ક્રિયાવચક, અને તે વદનાદિનું એક મોક્ષપ્રત્યયી આનુબધ ફળ મળે તે ફલાવચક મૂર્તિમાન્ આત્મસ્વરૂપ સદ્‌ગુરુના યોગે પ્રાપ્ત થતા આ ત્રણે દ્રવ્ય અવચક જીવને આત્મસ્વરૂપનો અદ્‌ભુત લાભ કરાવી ઉપરોક્ત ભાવ અવચકની પ્રાપ્તિમા પરમ ઉપકારી કારણ થઈ પડે છે

પ્ર૦—આવો અદ્‌ભુત માર્ગ જેથી પ્રાપ્ત થાય તે સદ્‌ગુરુ કેવા હોય?

ઉ૦—આત્મજ્ઞાની ગીતાર્થ એવા વીતરાગ સતપુરુષ તે સદ્‌ગુરુ

પ્ર૦—ગીતાર્થ એટલે શુ?

ઉ૦— ગીતાર્થ એટલે જેણે શાસ્ત્રનો-સૂત્રનો અર્થ-પરમાર્થ ગીત કર્યો છે, સગીતની જેમ અવિસવાદીપણે આત્મામા તન્મય એકતાર આત્મામર કર્યો છે, આત્માનુભૂતિમય કર્યો છે તે ગીતાર્થ આવા સાક્ષાત્ દ્રષ્ટા યોગી પુરુષ જ જીવને દિવ્ય યોગદૃષ્ટિ અર્પી દિવ્ય જિનમાર્ગનુ સમ્યગ્દર્શન કરાવે છે

પ્ર૦—દૃષ્ટિરાગ અને સમ્યગ્દર્શનમા શો ફેર ?

ઉ૦—દૃષ્ટિરાગથી થતું દર્શન રાગભાવથી રચાયેલુ હોય છે ને સમ્યગ્દર્શન તેવા રાગ વિનાનુ સ્વચ્છ હોય છે દૃષ્ટિરાગમા મનનુ માન્યપણું ને સમ્યગ્દર્શનમા સતનુ માન્યપણુ છે દૃષ્ટિરાગી મારૂ તે સાચુ માને છે ને સમ્યગ્દૃષ્ટિ સાચુ તે મારૂ માને છે એટલે જ ઓઘદૃષ્ટિવાળા અ ધશ્રદ્ધાળુ દૃષ્ટિરાગી પોતાના કુળધર્મના ગમે તેવા ગુરુને પણ સદ્ગુરુ માની બેસે છે, પણ યોગદૃષ્ટિવાળા સત્યશ્રદ્ધાળુ સમ્યગ્દૃષ્ટિ તો તથારૂપ ગુણલક્ષણસપન્ન સાગુરુને જ સદ્ગુરુ માને છે

પ્ર૦—યોગદૃષ્ટિ અને ઓઘદૃષ્ટિમા શો ફેર ?

ઉ૦—યોગદૃષ્ટિ તે સમ્યગ્દૃષ્ટિ મુમુક્ષુનિ દૃષ્ટિ, અને ઓઘદૃષ્ટિ તે મિથ્યાદૃષ્ટિ ભવાભિનદીની દૃષ્ટિ ઓઘદૃષ્ટિ લૌકિક, ગાડરીઆ પ્રવાહ જેવી, અ ધશ્રદ્ધાવાળી હોય, યોગદૃષ્ટિ અલૌકિક, તત્ત્વ માર્ગાનુસારિણી, અને સતશ્રદ્ધાવાળી હોય, ઓઘદૃષ્ટિ જનો દર્શનભેદ બાબત પરસ્પર વિવાદ કરે પણ યોગદૃષ્ટિ જનો વિવાદ ન કરે

(દોહરા) ભાવકર્મ છૂટે તો તુટે, બધ ન કદના આપ,
મોહને મારે તો મરે, કર્મો આપોઆપ
ગીતાર્થ સદ્ગુરુ યોગથી, સ્વરૂપ અવચક યોગ,
ક્રિયા ફલ અવચક વળી, યોગદૃષ્ટિ સયોગ

---

## शिक्षापाठ १०४ हितार्थी प्रश्नो-भाग ४

પ્ર૦—યોગદૃષ્ટિ જનોમા દર્શનવિવાદ કેમ ન હોય ?

ઉ૦—સમ્યગ્દૃષ્ટિ એવા યોગદૃષ્ટિ જોગીજનો ષડ્દર્શનને શુદ્ધ આત્મદર્શનના અથવા જિનદર્શનના અગરૂપ જાણે છે

એટલે તેઓ સમન્વય કરી, છએ દર્શનને આત્મબન્ધુરૂપ જાણી સમ્યગ્દૃષ્ટિથી આરાધે છે "ષડ્દર્શન જિન અંગ ભણીજે" (શ્રી આનંદઘનજી)

પ્ર૦—તેવો દર્શનસમન્વય તેઓ શી રીતે સાધે છે ?

ઉ૦—તે સમ્યગ્દૃષ્ટિ જનો યથાયોગ્ય નયવિભાગ કરી જાણે છે એટલે તે મહાજનો સ્યાદ્વાદદર્શી હોઈ, તે તે દર્શન પોતપોતાના નયની અપેક્ષાએ કથંચિત્-કોઈ અપેક્ષાએ સાચા છે, એમ 'સ્યાત્' પદનો ન્યાસ કરીને તે સમાધાન-સમન્વય કરે છે એટલે જ "જિનવરમા દર્શન સઘળા છે, દર્શન જિનવર ભજના રે, સાગરમા સઘળી તટિની સહી, તટિની સાગર ભજના રે" (શ્રી આનંદઘનજી)

પ્ર૦—સ્યાદ્વાદને કોઈ સંશયવાદ કહે છે તેનું કેમ ?

ઉ૦—એમ કહે છે તેને મહાન્ અનેકાન્ત સિદ્ધાન્તના સ્વરૂપનું ભાન જ નથી કારણકે ભિન્ન ભિન્ન નયઅપેક્ષાઓનો અનેકાન્ત સ્વીકાર કરે છે, છતા અમુક કોઈ એક નયની અપેક્ષાએ તો તે આ આમ જ છે એવો નિઃસંશય નિશ્ચય કરાવે જ છે

પ્ર૦—એકાંતવાદ અને અનેકાંતવાદમા શો ફેર ?

ઉ૦—એકાંતવાદ આ વસ્તુ એકાંત આમ'જ' છે, એમ નિરપેક્ષ કથન કરી આગ્રહ કરે છે, અનેકાંતવાદ આ વસ્તુ આ અમુક અપેક્ષાએ આમ છે એમ સાપેક્ષ નિરાગ્રહ કથન કરે છે એટલે એકાંતવાદી ભલે આગ્રહી હોય, પણ સર્વસમન્વયકારી અનેકાંતવાદી તો સર્વથા સર્વત્ર નિરાગ્રહી જ હોય

પ્ર૦—જો વિશાલ અનેકાન્તદૃષ્ટિએ સર્વ દર્શનની એકતા છે, તો તે તે દર્શનોની દેશનાપદ્ધતિમા કેમ ભેદ પડે છે ?

ઉ૦—તેવા તેવા પ્રકારના શિષ્યવિશેષને ગુણ-ઉપકાર થાય, કલ્યાણ થાય એમ તેને ઠેકાણે આણવા, આત્મસ્થાને લાવવા, એમ હિતહેતુએ તેઓએ 'સમજાવ્યાની શૈલી કરી' છે, તેથી તેઓની દેશના જૂદી પડી છે બાકી તો—

'જે ગાયો તે સઘળે એક, સકલ દર્શને એ જ વિવેક, સમજાવ્યાની શૈલી કરી, સ્યાદ્વાદ સમજણ પણ ખરી'

પ્ર૦—સર્વ દર્શનની એકતા કવી રીતે છે?

ઉ૦—એક જ આત્મતત્ત્વના મૂળમા એ સવ દર્શનો વ્યાસ છે માત્ર દૃષ્ટિનો જ ભેદ છે એટલે એક શુદ્ધ આત્મધર્મનો ભેગ એ જ એક માત્ર જેનું પ્રયોજન છે, એવા સર્વદર્શન સમત યોગમાર્ગમા સર્વદર્શનની એક્તા છે

પ્ર૦—આ યોગમાર્ગમા સર્વમાન્ય મુખ્ય સાધન ક્યા છે?

ઉ૦—ભક્તિયોગ, કર્મયોગ, અને જ્ઞાનયોગ

પ્ર૦—ભક્તિયોગ એટલે શુ ?

ઉ૦—સદ્દેવ સદ્ગુરુ અને સત્ તુતની શુદ્ધ ભક્તિ કરવી તે ભક્તિયોગ, આ ભક્તિયોગ સર્વ યોગમા શ્રેષ્ઠ અને પ્રથમ છે

પ્ર૦—શુદ્ધ ભક્તિ એટલે શુ ?

ઉ૦—આ લોક-પરલોક મ ણ થી કઇ પણ કામના રહિતપણે તાત્ત્વિક સમજણપૂર્વક પર તત્ત્વની ભક્તિ કરવી તે શુદ્ધ ભક્તિ આ શુદ્ધ ભક્તિ એ જ યોગબીજ છે,—જે મોક્ષનું અવશ્ય અચૂક કારણ થઇ પડે છે

પ્ર૦—કર્મયોગ એટલે શુ ?

ઉ૦—પરતત્ત્વની ભક્તિપૂર્વક તાત્ત્વિક સમજણથી મોક્ષસાધક

ધર્મક્રિયા અર્થાત્ નિજ સ્વરૂપની સાધક આત્મપરિણતિમય અધ્યાત્મ ક્રિયા તે કર્મયોગ

પ્ર૦—જ્ઞાનયોગ એટલે શું ?

ઉ૦—પરતત્ત્વને પરમ નિધાન જેમ ભક્તિથી હૃદયમાં ધારણ કરી તથારૂપ અધ્યાત્મક્રિયાયુક્તપણે જ્ઞાનની-અનુભવયોગની ઉપાસના તે જ્ઞાનયોગ

પ્ર૦—આ ત્રણ યોગનો સંબંધ શો ? ભેદ શો ?

ઉ૦—આ ત્રણે વાસ્તવિક રીતે વિરુદ્ધ નથી કે વિભિન્ન નથી, પણ એક જ યોગના ત્રણ પાસા(Facets) છે, અને પરસ્પર ગાઢ સંબદ્ધ હોઈ એક બીજાના કેવા પૂરક અને સમર્થક છે તે તેની ઉપરોક્ત વ્યાખ્યા પરથી સમજી શકાય છે

(દોહરા) આત્મદર્શનના અંગ એ, દર્શનને દેખંત,
અનેકાંત સમ્યગ્દૃષ્ટિના, દર્શનવાદ વહંત
આત્મધર્મ સુજન કરે, યોગમાર્ગ તે એક,
ભક્તિ કર્મ ને જ્ઞાનની, યોગ એકતા છેક

---

## શિક્ષાપાઠ ૧૦૫ હિતાર્થી પ્રશ્નો—ભાગ ૫

પ્ર૦—આ મોક્ષમાર્ગરૂપ યોગમાર્ગના અધિકારી કોણ ?

ઉ૦—સાચા મુમુક્ષુ આત્માર્થી જોગીજન એ જ તેના અધિકારી, ભવાભિનંદી જીવો અધિકારી નહિ

પ્ર૦—ભવાભિનંદીનું લક્ષણ શું ?

ઉ૦—સંસાર ભલો છે, રૂડો છે, એમ સંસારથી રાચનારા, ભવને અભિનંદનારા વિષયાસક્ત જીવો તે ભવાભિનંદી ક્ષુદ્ર, લોભી, દીન, મત્સરી, ભયવાન, શઠ, અજ્ઞ એવો ભવાભિનંદી

જીવ નિષ્ફલારંભી હોય, અને તે માનાર્થનો-લોકૈષણાનો ભૂખ્યો હોઈ "લોકપંક્તિ"મા બેસનારો હોય, અર્થાત્ તે ધર્મક્રિયા પણ લોકારાધન હેતુએ, લોકને રીઝવવા ખાતર મલિન અંતરાત્માથી કરે

પ્ર૦—ભવાભિનંદીને અનધિકારી કહેવાનું કારણ શું?

ઉ૦—ભવાભિનંદી યોગ સેવવાની ચેષ્ટા કરવા જાય, તો પણ તેને વિષમિશ્રિત અન્નની જેમ વિપરીતપણે પરિણમે. કારણકે તેની મતિના યોગ વિષયવિકારયુક્ત દુર્વાસનામય છે અંતરંગ પરિણતિ-વૃત્તિ વિભાવમાં રાચી રહી છે, પરિણામની વિષમતા વર્ત્તે છે, એટલે તેને યોગ પણ અયોગ થઈ પડે છે આમ ભવાભિનંદીની યોગક્રિયા પણ નિષ્ફળ હોય છે ને બોધ પણ વાસિત બોધ આધારરૂપ અસત્ પરિણામથી અનુવિદ્ધ હોઈ અબોધરૂપ હોય છે, એટલે જ તેના બધા મંડાણ નિષ્ફળ હોવાથી તે નિષ્ફળારંભી એવો અનધિકારી છે

પ્ર૦—અધિકારી મુમુક્ષુ આત્માર્થીનું લક્ષણ શું?

ઉ૦—ભવબંધનથી છૂટવાની નિર્દંભ અંતરંગ ઇચ્છાવાળા હોય તે જ સાચા મુમુક્ષુ જેને કષાયની ઉપશાતતા થઈ હોય, માત્ર મોક્ષ શિવાય બીજી અભિલાષા જેને ન હોય, સંસાર પ્રત્યે જેને ખેદ-કંટાળો ઉપજ્યો હોય, અને સર્વ પ્રાણી પ્રત્યે જેને અનુકંપા વર્ત્તતી હોય, એવો આત્માર્થી જીવ જ આ યોગમાર્ગ પામવાને યોગ્ય છે આવી જોગદશા જ્યાલગી જીવ પામે નહિ, ત્યાંલગી તે મોક્ષમાર્ગને પામે નહિ ને તેનો અંતર્ રોગ પણ મટે નહિ

ધર્મક્રિયા અર્થાત્ નિજ સ્વરૂપની સાધક આ ત્મપરિણતિમય અધ્યાત્મ ક્રિયા તે કર્મયોગ

પ્ર૦—જ્ઞાનયોગ એટલે શું ?

ઉ૦—પરતત્ત્વને પરમ નિધાન જેમ ભક્તિથી હૃદયમાં ધારણ કરી તથારૂપ અધ્યાત્મક્રિયાયુક્તપણે જ્ઞાનની-અનુભવયોગની ઉપાસના તે જ્ઞાનયોગ

પ્ર૦—આ ત્રણ યોગનો સંબંધ શો ? ભેદ શો ?

ઉ૦—આ ત્રણે વાસ્તવિક રીતે વિરુદ્ધ નથી કે વિભિન્ન નથી, પણ એક જ યોગના ત્રણ પાસા(Facets) છે, અને પરસ્પર ગાઢ સંબદ્ધ હોઈ એક બીજાના કેવા પૂરક અને સમર્થક છે તે તેની ઉપરોક્ત વ્યાખ્યા પરથી સમજી શકાય છે

(દોહરા) આત્મદર્શનના અંગ સૌ, દર્શનને દેખત,
અનેકાંત સમ્યગ્દષ્ટિના, દર્શનવાદ વહંત
આત્મધર્મ સુજન કરે, યોગમાર્ગ તે એક,
ભક્તિ કર્મ ને જ્ઞાનની, યોગ એકતા છેક

## શિક્ષાપાઠ ૧૦૫ હિતાર્થી પ્રશ્નો—ભાગ ૫

પ્ર૦—આ મોક્ષમાર્ગરૂપ યોગમાર્ગના અધિકારી કોણ ?

ઉ૦—સાચા મુમુક્ષુ આત્માર્થી યોગીજન એ જ તેના અધિકારી, ભવાભિનંદી જીવો અધિકારી નહિ

પ્ર૦—ભવાભિનંદીનું લક્ષણ શું ?

ઉ૦—સંસાર ભલો છે, રૂડો છે, એમ સંસારથી રાચનારા, ભવને અભિનંદનારા વિષયાસક્ત જીવો તે ભવાભિનંદી ક્ષુદ્ર,લોભી, દીન, મત્સરી, ભયવાન્, શઠ, અજ્ઞ એવો ભવાભિનંદી

પ્ર૦—આ મોક્ષસાધક યોગનું ઉદાહરણ દર્શાવો

ઉ૦—અધ્યાત્મ, ભાવના, ધ્યાન, સમતા અને વૃત્તિસંક્ષય એમ ઉત્તરોત્તર શ્રેષ્ઠ પાચ તબક્કાવાળો યોગ યોગબિન્દુમા કહ્યો છે, તે યોગનું ઉત્તમ ઉદાહરણ છે

પ્ર૦—આ અધ્યાત્માદિ યોગનું સ્વરૂપ શુ ?

ઉ૦—"નિજ સ્વરૂપ જે કિરિયા સાધે તે અધ્યાતમ કહિયે રે," અથવા 'જ્યા જ્યા જે જે યોગ્ય છે' ત્યા ત્યા તે તે આચરનારા આત્માર્થી પુરુષનું મૈત્રી આદિ ચાર ભાવનાથી સાર એવુ શાસ્ત્રવચનથકી 'તત્ત્વચિંતન તે અધ્યાત્મ આઅનુભવસિદ્ધ અમૃત' સમા અધ્યાત્મનું જ પુન પુન ભાવન તે ભાવના શુભ એક આલંબનવાળુ તથા સૂક્ષ્મ ઉપયોગથી યુક્ત એવુ 'સ્થિર પ્રદીપ સમુ ચિત્ત તે 'ધ્યાન 'સર્વ ભાવથી ઔદાસીન્ય વૃત્તિ કરી' ઇષ્ટ–અનિષ્ટ પ્રત્યે સર્વત્ર સમભાવ તે સમતા અન્યસયોગજન્ય વૃત્તિઓનો ફરી ઉદ્ભવ ન થાય એવા અપુનર્ભાવથી તેવા તેવા પ્રકારે નિરોધ તે વૃત્તિસક્ષય

પ્ર૦—આ વૃત્તિ કઈ ? ને તેના સક્ષયનું ફળ શુ ?

ઉ૦—વૃત્તિ બે પ્રકારની છે (૧) મનોદ્રવ્ય સયોગજન્ય વિકલ્પરૂપ (૨) શરીરસયોગજન્ય પરિસ્પન્દરૂપ વિકલ્પરૂપ વૃત્તિ કેવળજ્ઞાન લાભકાળે 'સક્ષય પમે છે, ને પરિસ્પન્દરૂપ વૃત્તિ 'અયોગિ કેવલિકાળે સક્ષય પામે છે સર્વોત્કૃષ્ટ એવા આ વૃત્તિસક્ષય યોગનું ફળ કેવળજ્ઞાન, શૈલેશી અવસ્થા અને મોક્ષપ્રાપ્તિ છે

(દોહરા) યોગમાર્ગના પાત્ર છે, મુમુક્ષુ જોગીજન,
ભવાભિનંદી અપાત્ર છે નિષ્ફળારંભી અધન્ન
મોક્ષ શુ યોજે યોગ તે, શુદ્ધ ધર્મ વ્યાપાર,
અધ્યાત્મ ભાવના આદિ એ, યોગ પચવિધ સાર

———o———

પ્ર૦—એક જ ધર્મક્રિયા કરવા છતાં ભવાભિનંદીને મુમુક્ષુને ફળમાં ભેદ કેમ પડે છે?

ઉ૦—ભવાભિનંદીની ક્રિયા વિધિક્રિયારૂપ કે અક્રિયારૂપ હોઈ આત્માને વિષઅનુષ્ઠાન, ગરઅનુષ્ઠાન કે અનનુષ્ઠાનરૂપ થઈ પડે છે, અને મુમુક્ષુની ક્રિયા સત્ક્રિયારૂપ હોઈ આત્માને તદ્ધેતુ કે અમૃતઅનુષ્ઠાનરૂપ થઈ પડે છે.

પ્ર૦—તે કેવી રીતે તે સમજાવો.

ઉ૦—અનાત્માર્થી ભવાભિનંદી આ લોક સંબંધી ધન-કીર્તિ પૂજાસત્કાર આદિ ફલકામનાથી કે પરલોક સંબંધી ફલકામનાથી ક્રિયા કરે છે, એટલે તે આત્માને વિષરૂપે પરિણમી વિષઅનુષ્ઠાન થઈ પડે છે. અને આત્માર્થી મુમુક્ષુ આ લોક-પરલોક સંબંધી કામના રહિતપણે શુદ્ધ આત્માર્થે જ ક્રિયા કરે છે, એટલે તે આત્માને અમૃતપણે પરિણમી અમૃતઅનુષ્ઠાન થઈ પડે છે. આમ ભવાભિનંદીની સર્વ ક્રિયા પણ અયોગરૂપ છે, મુમુક્ષુની સર્વ યોગક્રિયા યોગરૂપ છે.

પ્ર૦—યોગ એટલે શું? યોગની મુખ્ય વ્યાખ્યા શું?

ઉ૦—મોક્ષની સાથે અર્થાત્ શુદ્ધ આત્મસ્વભાવની સાથે યોજે, સંયોજન કરે તે યોગ "मोक्षेण योजनाद् योग ॥" (શ્રીહરિભદ્રસૂરિ)

પ્ર૦—યોગની બીજી વ્યાખ્યા શું?

ઉ૦—સર્વ પરિશુદ્ધ ધર્મવ્યાપાર તે યોગ. અથવા ચિત્તવૃત્તિ નિરોધ તે યોગ. અથવા સમિતિ ગુપ્તિ સાધારણ ધર્મવ્યાપાર તે યોગ. અથવા મન સ્થિરતા-ચિત્તસમાધિ તે યોગ. આ ચારે વ્યાખ્યાનુસાર યોગ એક બીજાના પૂરક ને સમર્થક છે, અને મૂળ મુખ્ય વ્યાખ્યાનુસાર યોગના સાધક છે.

પ્ર૦—ઇચ્છાયોગીને પ્રમાદજન્ય વિકલતા કેમ હોય ?

ઉ૦—ઇચ્છાયોગી સમ્યગ્દૃષ્ટિ આત્મજ્ઞને દર્શનમોહ તો દૂર થયો છે, પણ ચારિત્રમોહની હજુ સભાવના છે, એટલે હજુ તેને ક્વચિત્ પ્રમાદને લીધે તેવી સપૂર્ણ અવિકલ આત્મસ્થિતિ હોતી નથી

પ્ર૦—ઇચ્છાયોગના પાત્ર અધિકારી કોણ ?

ઉ૦—પ્રમાદની ઉત્તરોત્તર ન્યૂનતા પ્રમાણે (૧) અવિરતિ સમ્યગ્દૃષ્ટિ, (૨) દેશવિરતિ સમ્યગ્દૃષ્ટિ (ભાવશ્રાવક), (૩) સર્વવિરતિ સમ્યગ્દૃષ્ટિ (ભાવસાધુ)–આ ત્રણ અત્રે નિશ્ચયથી મુખ્ય અધિકારી છે વ્યવહારથી ધર્મ કરવાની સાચી નિર્દંભ ઇચ્છાવાળો એવો અપુનર્બંધકાદિ દશાવાળો કોઈ પણ સાચો મુમુક્ષુ આત્માર્થી અધિકારી છે

પ્ર૦—શાસ્ત્રયોગનુ સ્વરૂપ શુ ?

ઉ૦—યથાશક્તિ અપ્રમાદી એવા શ્રાદ્ધ-શ્રદ્ધાવત તીવ્રશાસ્ત્ર બોધવાળા પુરુષનો જે યથાસૂત્ર આદર્શ આચરણરૂપ અવિકલ યોગ તે શાસ્ત્રયોગ

પ્ર૦—તીવ્ર શાસ્ત્રબોધવાળો એટલે શુ ?

ઉ૦—શાસ્ત્રનુ સૂક્ષ્મમા સૂક્ષ્મ રહસ્યભૂત ગૂઢ નિપુણ જ્ઞાન જેને છે, દ્વાદશાગીના સારભૂત શુદ્ધ આત્મતત્ત્વ જેણે જાણ્યું છે એવો ગીતાર્થ

પ્ર૦—શ્રાદ્ધ-શ્રદ્ધાવત એટલે શુ ?

ઉ૦—સુવર્ણની જેમ શાસ્ત્રની કષ-છેદ-તાપ પરીક્ષા વડે તત્ત્વની ચકાસણીથી જેને સમ્યગ્પ્રતીતિરૂપ સપ્રત્યયાત્મક

# શિક્ષાપાઠ ૧૦૬ હિતાર્થી પ્રશ્નો—ભાગ ૬

પ્ર૦—આમ આત્મદશાના વિકાસરૂપ અધ્યાત્માદિ પંચવિધ યોગ કહ્યો, તેવી બીજી કોઈ સુંદર યોજના છે ખરી?

ઉ૦—હા, ઇચ્છાયોગ, શાસ્ત્રયોગ અને સામર્થ્યયોગ એ ત્રણ તબક્કાવાળો યોગ પણ તેવી જ સુંદર રસપ્રદ યોજના છે

પ્ર૦—ઇચ્છાયોગનું સ્વરૂપ શું?

ઉ૦—ધર્મ કરવાની ઇચ્છાવાળા, શ્રુતના જ્ઞાની એવા જ્ઞાનીનો પણ પ્રમાદને લીધે જે વિકલ-અસંપૂર્ણ ધર્મયોગ તે ઇચ્છાયોગ

પ્ર૦—તે ઇચ્છા કેવી અને કઈ?

ઉ૦—સાચેસાચી, નિર્દંભ, નિષ્કપટ, નિર્વ્યાજ, અંતરંગ ઇચ્છા, રુચિ, પ્રીતિ, ભક્તિભાવ, પ્રશસ્ત રાગ, સાચો રંગ તે ઇચ્છા અને તે પણ 'મૂળ શુદ્ધ તે આત્મપદ' રૂપ શુદ્ધ ધર્મની-મોક્ષની ઇચ્છા સિવાય બીજી કોઈ પણ ઇચ્છા નહિં

પ્ર૦— ઇચ્છાયોગીના લક્ષણમાં શ્રુતજ્ઞાની વિશેષણ મૂકયાં છતાં 'જ્ઞાની' વિશેષણ કેમ મૂક્યું?

ઉ૦—શ્રુતજ્ઞાન-આગમજ્ઞાન હોય છતાં કદાચને અજ્ઞાની પણ હોય, એટલા માટે ઇચ્છાયોગી 'જ્ઞાની' અર્થાત્ સમ્યગ્દૃષ્ટિ આત્મજ્ઞાની હોવો જોઈએ એવું ખાસ વિશેષણ મૂકયું

પ્ર૦—શ્રુતજ્ઞાન છતાં અજ્ઞાની હોય એમ કેમ બને?

ઉ૦— ગમે તેટલું શ્રુત ભણ્યો હોય, અરે! નવ પૂર્વ જેટલું શ્રુત પણ ભણ્યો હોય પણ જો આત્મારૂપ મૂળ વસ્તુનું જ્ઞાન ન હોય, તો તે સર્વ શ્રુતજ્ઞાન પણ અજ્ઞાન છે

પ્ર૦—ઇચ્છાયોગીને પ્રમાદજન્ય વિકલતા કેમ હોય ?

ઉ૦—ઇચ્છાયોગી સમ્યગ્દૃષ્ટિ આત્મનને દર્શનમોહ તો દૂર થયો છે, પણ ચારિત્રમોહની હજુ સંભાવના છે, એટલે હજુ તેને ક્વચિત્ પ્રમાદને લીધે તેવી સંપૂર્ણ અવિકલ આત્મસ્થિતિ હોતી નથી.

પ્ર૦—ઇચ્છાયોગના પાત્ર અધિકારી કોણ ?

ઉ૦—પ્રમાદની ઉત્તરોત્તર ન્યૂનતાના પ્રમાણે (૧) અવિરતિ સમ્યગ્દૃષ્ટિ, (૨) દેશવિરતિ સમ્યગ્દૃષ્ટિ (ભાવશ્રાવક), (૩) સર્વવિરતિ સમ્યગ્દૃષ્ટિ (ભાવસાધુ)—આ ત્રણ અત્રે નિશ્ચયથી મુખ્ય અધિકારી છે વ્યવહારથી ધર્મ કરવાની સાચી નિર્દંભ ઇચ્છાવાળો એવો અપુનર્બંધકાદિ દશાવાળો કોઈ પણ સાચો મુમુક્ષુ આત્માર્થી અધિકારી છે

પ્ર૦—શાસ્ત્રયોગનુ સ્વરૂપ શુ ?

ઉ૦—યથાશક્તિ અપ્રમાદી એવા શ્રાદ્ધ-શ્રદ્ધાવંત તીવ્રશાસ્ત્ર બોધવાળા પુરુષનો જે યથાસૂત્ર આદર્શ આચરણરૂપ અવિકલ યોગ તે શાસ્ત્રયોગ

પ્ર૦—તીવ્ર શાસ્ત્રબોધવાળો એટલે શુ ?

ઉ૦—શાસ્ત્રનુ સૂક્ષ્મમા સૂક્ષ્મ રહસ્યભૂત ગૂઢ નિપુણ જ્ઞાન જેને છે, દ્વાદશાંગીના સારભૂત શુદ્ધ આત્મતત્ત્વ જેણે જાણ્યું છે એવો ગીતાર્થ

પ્ર૦—શ્રાદ્ધ-શ્રદ્ધાવંત એટલે શુ ?

ઉ૦—સુવર્ણની જેમ શાસ્ત્રની કષ-છેદ-તાપ પરીક્ષા વડે તત્ત્વની ચકાસણીથી જેને સમ્યક્પ્રતીતિરૂપ સંપ્રત્યયાત્મક

# શિક્ષાપાઠ ૧૦૬ હિતાર્થી પ્રશ્નો—ભાગ ૬

પ્ર૦—આમ આત્મદશાના વિકાસરૂપ અધ્યાત્માદિ પંચવિધ યોગ કહ્યો, તેવી બીજી કોઇ સુંદર યોજના છે ખરી ?

ઉ૦—હા, ઇચ્છાયોગ, શાસ્ત્રયોગ અને સામર્થ્યયોગ એ ત્રણ તબક્કાવાળો યોગ પણ તેવી જ સુંદર રસપ્રદ યોજના છે

પ્ર૦—ઇચ્છાયોગનું સ્વરૂપ શું ?

ઉ૦—ધર્મ કરવાની ઇચ્છાવાળા, શ્રુતજ્ઞાની એવા જ્ઞાનીનો પણ પ્રમાદને લીધે જે વિકલ-અસંપૂર્ણ ધર્મયોગ તે ઇચ્છાયોગ

પ્ર૦—તે ઇચ્છા કેવી અને કઇ ?

ઉ૦—સાચેસાચી, નિર્દંભ, નિષ્કપટ, નિર્વ્યાજ, અંતરંગ ઇચ્છા, રુચિ, પ્રીતિ, ભક્તિભાવ, પ્રશસ્ત રાગ, સાચો રંગ તે ઇચ્છા અને તે પણ 'મૂળ શુદ્ધ તે આત્મપદ' રૂપ શુદ્ધ ધર્મની-મોક્ષની ઇચ્છા શિવાય બીજી કોઇ પણ ઇચ્છા નહિં

પ્ર૦— ઇચ્છાયોગીના લક્ષણમાં શ્રુતજ્ઞાની વિશેષણ મૂક્યા છતાં 'જ્ઞાની' વિશેષણ કેમ મૂક્યું ?

ઉ૦—શ્રુતજ્ઞાન-આગમજ્ઞાન હોય છતાં કદાચને અજ્ઞાની પણ હોય, એટલા માટે ઇચ્છાયોગી 'જ્ઞાની' અર્થાત્ સમ્યગ્દૃષ્ટિ આત્મજ્ઞાની હોવો જોઇએ એવું ખાસ વિશેષણ મૂકયું

પ્ર૦—શ્રુતજ્ઞાન છતાં અજ્ઞાની હોય એમ કેમ બને ?

ઉ૦— ગમે તેટલું શ્રુત ભણ્યો હોય, અરે! નવ પૂર્વ જેટલું શ્રુત પણ ભણ્યો હોય પણ જો આત્મારૂપ મૂળ વસ્તુનું જ્ઞાન ન હોય, તો તે સવ શ્રુતજ્ઞાન પણ અજ્ઞાન છે

શ્રદ્ધા ઉપજી છે, અથવા જેને આપ્ત પુરુષની પ્રતીતિથી ઉપજેલી આજ્ઞાપ્રધાન શ્રદ્ધા છે તે શ્રાદ્ધ

પ્ર૦—સામર્થ્યયોગનુ સ્વરૂપ શુ?

ઉ૦—શાસ્ત્રમા જેનો ઉપાય સામાન્યથી દર્શાવેલો છે, પણ તે શાસ્ત્ર કરતા પણ જેનો વિષય શક્તિઉદ્રેકને લીધે પર છે તે સામર્થ્યયોગ જ્યા શાસ્ત્રની મર્યાદા પૂરી થાય છે, ત્યા સામર્થ્યયોગ શરૂ થાય છે

પ્ર૦—ત્યારે અત્રે શાસ્ત્ર શુ વ્યર્થ છે?

ઉ૦—ના, વ્યર્થ નથી, તેમજ સર્વથા સમર્થ પણ નથી શાસ્ત્ર માત્ર સામાન્યથી દિગ્દર્શન કરે છે પછી વિશેષપણે તો આ માનુભવગોચર સામર્થ્યયોગથી જ માર્ગનુ સ્વરૂપ જાણી આગળ વધવાનુ રહે છે કારણકે 'શાસ્ત્રજ્ઞાનથી નીવેડા નથી, અનુભવજ્ઞાનથી નીવેડો છે' (શ્રીમદ્ રાજચદ્રજી)

પ્ર૦—સામર્થ્યયોગના ભેદ શું?

ઉ૦—સામર્થ્યયોગના બે ભેદ છે (૧) ધર્મસન્યાસયોગ, (૨) યોગસન્યાસયોગ ધર્મ એટલે ક્ષાયોપશમિક ભાવોનો જ્યા સન્યાસ—ત્યાગ હોય છે તે ધર્મસન્યાસ યોગ, અને મન—વચન—કાયાના યોગનો જ્યા સન્યાસ—ત્યાગ હોય તે યોગસન્યાસ યોગ

પ્ર૦—ધર્મસન્યાસ સામર્થ્યયોગ કોને ક્યારે હોય?

ઉ૦—અપ્રમત્ત એવો શાસ્ત્રયોગી જ્યારે અપૂર્વ આત્મપુરુષાર્થના ઉલ્લાસથી આઠમુ અપૂર્વકરણ ગુણસ્થાન સ્પર્શે, ત્યારે ક્ષપક શ્રેણી પ્રારભતા તેને આ તાત્ત્વિક ધર્મસન્યાસ સામર્થ્યયોગ હોય અને આમ ધર્મોને અર્થાત્ ક્ષાયોપશમિક ભાવોને ત્યાગી, કર્મપ્રકૃતિઓને ક્ષય કરતો સામર્થ્યયોગી વિશિષ્ટ આત્માનુભવરૂપ નિજ જ્ઞાનથી ક્ષપકશ્રેણી આરોહી કેવળજ્ઞાન પામે

પ્ર૦—યોગસન્યાસ યોગ કોને ક્યારે હોય ?
ઉ૦—આયોજ્યકરણ ને સમુદ્ઘાત પછી શૈલેશી અવસ્થાગત યોગીને હોય

પ્ર૦—શૈલેશી અવસ્થા એટલે શુ ? અને તેનુ ફળ શુ ?
ઉ —શૈલેશીકરણ એટલે જેમા મન-વચન-કાયાના યોગને સર્વથા નિરાધ કરી વાશુ શુક્લધ્યાન ધ્યાવનો યોગી, શૈલેશ-મેરુપર્વત જેવી નિષ્પ્રકપ અડાલ અવસ્થાને પ્રાપ્ત થાય છે, અથવા શૈલેશ એટલે સર્વસવર રૂપ જે શીલ તેનો ઇશ બને છે આ શૈલેશી અવસ્થા પાચ હ્રસ્વ અક્ષર (અ,ઇ,ઉ,ઋ,લૃ)કે ચારાય એટલો કાળ રહે છે, અને તેના છેલ્લા સમય પછી તરતજ આ પરમ અયોગી યોગી ઊર્ધ્વગમન કરી સિદ્ધાલય પ્રત્યે જાય છે ત્યા આ પરમ 'પ્રભાવબોધ'ના પ્રશ્નને પામેલા પુરુષને સુનિસુદરી 'નમો નમો' આરોપ છે, અર્થાત્ આ પ્રભુ સિદ્ધ થાય છે ૐ નમ સિદ્ધ ।

(મદાક્રાન્તા) ઇચ્છાયોગે શ્રુતયુત અને જ્ઞાની તોયે પ્રમાદી,
શાસ્ત્રે તોયે શ્રુતપટુ અતિ શ્રાદ્ધ ને અપ્રમાદી
સામર્થ્યે તો અનુભવબળે ધર્મસન્યાસ સાધે
શૈલેશીમા પરમ પ્રભુને યોગસન્યાસ લાધે

(અનુષ્ટુપ) શુદ્ધ ચૈતન્યના સ્વામી, સજ્જન સ્વરૂપ ત,
સુયશા ભગવાન્ પામે, બ્રહ્માનદ અનૂપ તે

શ્રદ્ધા ઉપજી છે, અથવા જેને આપ્ત પુરુષની પ્રતીતિથી ઉપજે આજ્ઞાપ્રધાન શ્રદ્ધા છે તે શ્રાદ્ધ

પ્ર૦—સામર્થ્યયોગનુ સ્વરૂપ શુ ?

ઉ૦—શાસ્ત્રમા જેનો ઉપાય સામાન્યથી દર્શાવેલો છે, પણ શાસ્ત્ર કરતા પણ જેનો વિષય શક્તિઉદ્રેકને લીધે પર છે સામર્થ્યયોગ જ્યા શાસ્ત્રની મર્યાદા પૂરી થાય છે, સામર્થ્યયોગ શરૂ થાય છે

પ્ર૦—ત્યારે અત્રે શાસ્ત્ર શુ વ્યર્થ છે?

ઉ૦—ના, વ્યર્થ નથી, તેમજ સર્વથા સમર્થ પણ શાસ્ત્ર માત્ર સામાન્યથી દિગ્દર્શન કરે છે પછી વિશેષપણે આત્માનુભવગોચર સામર્થ્યયોગથી જ માર્ગનુ સ્વરૂપ આગળ વધવાનુ રહે છે કારણકે 'શાસ્ત્રજ્ઞાનથી ની નથી, અનુભવજ્ઞાનથી નીવેડો છે' (શ્રીમદ્ રાજચદ્રજી)

પ્ર૦—સામર્થ્યયોગના ભેદ શુ ?

ઉ૦—સામર્થ્યયોગના બે ભેદ છે (૧) ધર્મસન્યાસયોગ, યોગસન્યાસયોગ ધર્મ એટલે ક્ષાયોપશમિક ભાવોનો સન્યાસ-ત્યાગ હોય છે તે ધર્મસન્યાસ યોગ, અને મન-વ કાયાના યોગનો જ્યા સન્યાસ-ત્યાગ હોય તે યોગસન્યાસ

પ્ર૦—ધર્મસન્યાસ સામર્થ્યયોગ કોને ક્યારે હોય ?

ઉ૦—અપ્રમત્ત એવો શાસ્ત્રયોગી જ્યારે અપૂર્વ આત્મપુરુષા ઉલ્લાસથી આઠમુ અપૂર્વકરણ ગુણસ્થાન સ્પર્શે, ત્યારે ક્ષ શ્રેણી પ્રારભતા તેને આ તાત્ત્વિક ધર્મસન્યાસ સામર્થ્ય હોય. અને આમ ધર્મોને અર્થાત્ ક્ષાયોપશમિક ભાવોને ત્ય કર્મપ્રકૃતિઓને ક્ષય કરતો સામર્થ્યયોગી વિશિષ્ટ આત્માનુભ પ્રાતિભ જ્ઞાનથી ક્ષપકશ્રેણી આરોહી કેવલજ્ઞાન પામે

પ્ર૦—યોગસન્યા ! યોગ કોને ક્યારે હોય ?
ઉ૦— પ્રાયે ત્યમ્ગ્ણ'ને સમુદ્દઘાત પછી શૈલેશી ગ્રવસ્થાગત યોગીને હોય

પ્ર૦—શૈલેશી અવસ્થા એટલે શુ ? અને તનુ ફળ શુ ?
ઉ —શૈલેશીકરણ એટલે જેમા મન–વચન–કાયાના યોગનો સર્વથા નિરોધ કરી ચોથુ શુક્લધ્યાન ધ્યાવનો યોગી, શૈલેશ– મેરુ પર્વત જેવી નિષ્પ્રકપ અડોલ અવસ્થાને પ્રાપ્ત થાય છે, અથવા શૈલેશ એટલે સર્વસવરરૂપ જે શીલ તેના ઇશ બને તે આ શૈલેશી અવસ્થા પાચ હ્રસ્વ અ ક્ષર ( અ,ઈ,ઉ,ઋ,લૃ )ઉચ્ચારાય એટલો કાળ રહે છે, અને તેના છેલ્લા સમય પછી તત્તજ આ પરમ અયોગી યોગી ઊર્ધ્વગમન કરી સિદ્ધાલય પ્રત્યે જાય છે જ્યા આ પરમ 'પ્રજ્ઞાવબોધ'ના પ્રકર્ષને પામેલા પુરુષને મુનિસુન્ની 'મોક્ષમાળા' આરોપે છે, અર્થાત્ આ પ્રભુ સિદ્ધ થાય છે ॐ नमः सिद्ध ।

(મદાક્રાન્તા) ઉત્કૃષ્ટયોગે શ્રુતયુત અને જ્ઞાની તોયે પ્રમાદી,
શાસ્ત્રે હોયે શ્રુતપટુ મતિ શ્રાદ્ધ ને અપ્રમાદી,
સામર્થ્યે તો અનુભવબળે ધર્મસન્યાસ સાધે
શૈલેશીમા પરમ પ્રભુને યોગસન્યાસ લાધે

(અનુષ્ટુપ) શુદ્ધ ચૈતન્યના સ્વામી, સહજાત્મસ્વરૂપ ત,
સુયશા ભગવાન્ પામે, બ્રહ્માનદ અનૂપ તે

---

